# હિંદુસ્થાનનો સુબોધ ઇતિહાસ

લેખક

**શંકર રામચંદ્ર કાનિટકર,**

એમ. એ., એસ. ટી. સી. ડી.

પ્રોફેસર, ફરગ્યુસન કૉલેજ

અને

સુપરિંટેંડેંટ, ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ, પુણા.

---

ભાષાંતર કર્તા

**ભગવાનદાસ નાનાભાઈ મર્ચંટ,** બી. એ.,

પ્રિન્સિપાલ, ગોકુળદાસ તેજપાળ હાઈસ્કૂલ, મુંબઈ

અને

**નંદમુખરામ હરિરત્નરામ મહેતા,**

ઍસિસ્ટંટ શિક્ષક, ગોકુળદાસ તેજપાળ હાઈસ્કૂલ, મુંબઈ.

---

૧૯૩૧

---

કિંમત બાર આના

# હિંદુસ્થાનનો સુબોધ ઇતિહાસ

લેખક

**શંકર રામચંદ્ર કાનિટકર,**

એમ. એ., એસ. ટી. સી. ડી.

પ્રોફેસર, ફરગ્યુસન કૉલેજ

અને

સુપરિંટેંડેંટ, ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ, પુણા.

---

ભાષાંતર કર્તા

**ભગવાનદાસ નાનાભાઈ મર્ચંટ,** બી. એ.,

પ્રિન્સિપાલ, ગોકુળદાસ તેજપાળ હાઈસ્કૂલ, મુંબઈ

અને

**નંદમુખરામ હરિરત્નરામ મહેતા,**

ઍસિસ્ટંટ શિક્ષક, ગોકુળદાસ તેજપાળ હાઈસ્કૂલ, મુંબઈ.

---

૧૯૩૧

---

કિંમત બાર આના.

# પ્રસ્તાવના.



" હિંદુસ્થાનનો ઇતિહાસ " એ નામનું પુસ્તક મેં સને ૧૯૨૪ માં લખી છપાવ્યું. કેળવણી ખાતાં તરફથી તેને પાઠ્ય પુસ્તક તરીકે તરતજ મંજૂર કરવામાં આવ્યું, અને સરકારી હાઈસ્કૂલોમાં તે ચલાવવામાં આવ્યું. ઘણી-ખરી ખાનગી માધ્યમિક શાળાઓમાં તે હાલ ચાલે છે. અત્યાર સુધીમાં તેની ત્રણ આવૃત્તિ નીકળી ચૂકી છે. માધ્યમિક શાળાનાં પહેલાં પાંચ ધોરણો તથા મરાઠી પાંચમાં, છઠ્ઠાં તથા સાતમાં ધોરણો માટે જુદાં પુસ્તકો લખવા માટે ઘણાજ આગ્રહ સાથેની વિનંતિ શિક્ષકબંધુઓ તરફથી મને કરવામાં આવેલી, તેથી ' હિંદુસ્થાનના સુબોધ ઇતિહાસ 'નું કામ મેં હાથમાં લીધું.

શિક્ષકને પડતી અડચણો તથા નીચલા વર્ગોમાંના વિદ્યાર્થીઓની ગ્રહણ-શક્તિ ધ્યાનમાં રાખીનેજ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. કથાનકનો પ્રવાહ ચાલુ રાખીને અને કાર્યકારણ ભાવ સ્પષ્ટ કરી વિષયનું પ્રતિપાદન કરેલું છે. મોટી કારકિર્દીનું આકલન સ્પષ્ટ રીતે થવા માટે ઘણાંખરાં પ્રકર-ણની શરૂઆતમાં " રાજકીય પરિસ્થિતિ " અગર " કારકિર્દીનું સ્વરૂપ " એ વિષે ખાસ પૅરા લખવામાં આવ્યા છે. ઉપલબ્ધ સાધનોનો જરૂરજોગો ઉપયોગ કરી મહત્ત્વનાં પ્રકરણો ઘણી કાળજીપૂર્વક લખવામાં આવ્યાં છે.

ઇતિહાસનો વિષય શીખવામાં નકશાનો ઘણો ઉપયોગ થાય છે, માટે જરૂરના નકશાઓ ખાસ તૈયાર કરાવીને જુદાજુદા ભાગોમાં યોગ્ય સ્થળે આપવામાં આવ્યા છે. તેવીજ રીતે મુખ્ય મુખ્ય વ્યક્તિઓનાં ચિત્રો પણ યોગ્ય સ્થળે મૂકવામાં આવ્યાં છે. સારા નકશાઓ અને ચિત્રોને લીધે પુસ્તકની ઉપયુક્તતા વધશે એવી આશા રાખવામાં આવે છે. જુદાજુદા ગ્રંથકર્તાઓના શ્રમનો મેં ઘણો ઉપયોગ કર્યો છે તે વાત મારે અહીં દર્શાવવી જોઈએ. આ હિંદુસ્થાનના સુબોધ ઇતિહાસની મરાઠી આવૃત્તિ મે મહિનામાં છપાઈ તૈયાર થતાંજ મુંબઈ કેળવણી ખાતાંએ તે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે પાઠ્ય પુસ્તક તરીકે તરતજ મંજૂર કરી. આ પુસ્તક જરા મોડું પ્રસિદ્ધ થવા છતાં મુંબઈની તેમજ બીજી ઘણી માધ્યમિક નિશાળોમાં પાઠ્ય પુસ્તક તરીકે

આ વર્ષથીજ દાખલ કરવામાં આવ્યું છે. તેમજ પુણા સ્કૂલ બોર્ડે અને સતારા સ્કૂલ બોર્ડે એને પાઠ્ય પુસ્તક તરીકે ચાલુ કર્યું છે.

મારા મિત્ર શ્રીયુત ભગવાનદાસ નાનાભાઈ મર્ચંટ, પ્રિન્સિપાલ, ગોકુળદાસ તેજપાલ હાઈ સ્કૂલ, એમને આ પુસ્તક ઘણુંજ પસંદ પડ્યું, અને ગુજરાતીમાં તેનો અનુવાદ કરી તરતજ છપાવવાની અગત્યની સૂચના તેમણે મને કરી. અનુવાદ કરવાનું કામ મેં તેમનેજ સોંપ્યું. અને તેમણે ઘણા પ્રેમથી અને મિત્રત્વના ભાવથી તે કામ સ્વીકાર્યું. તેમણે અને તેમના અનુભવી આસિસ્ટંટ શ્રીયુત નંદમુખરામ હરિરત્નરામ મહેતાએ વખત કાઢી આ ગુજરાતી આવૃત્તિ તૈયાર કરી છે. આ બધો સુયોગ લાવવાનું કામ મારા મિત્ર રા. ગોપાળ ભાસ્કર દેવ, બી. એ., બી. ટી., વાઈસ પ્રિન્સિપાલ, ગોકુળદાસ તેજપાલ હાઈ સ્કૂલ અને વાઈસ ચેરમેન, સબર્બન ડિસ્ટ્રિક્ટ, સ્કૂલ બોર્ડ, એમણે કર્યું. પ્રિન્સિપાલ મી. બી. એન. મર્ચંટ, વાઈસ પ્રિન્સિપાલ મી. ગો. ભા. દેવ, અને શ્રીયુત એન. એચ. મહેતા, એ મારા મિત્રોનો હું ઘણોજ ઋણી છું. છપાવવાનું કામ પણ તેમણેજ પોતાના માથે લીધું. તેઓની આ બધી મદદ માટે તેમનો માનું તેટલો આભાર થોડો છે.

"કર્ણાટક પ્રિંટિંગ પ્રેસ," મુંબઈના માલિક રા. **મંગેશ નારાયણ કુલકર્ણી**એ માત્ર ત્રણ અઠવાડીઆમાં છાપવાનું કામ સમાધાનકારક રીતે પૂર્ણ કર્યું. ઘણું કામ છતાં પણ આ પુસ્તક આટલી ઝડપથી છાપી આપવા માટે તેમનો પણ હું ઋણી છું.

મુંબઈ,<br>
તા. ૨૪ ડીસેમ્બર ૧૯૩૧.

શંકર રામચંદ્ર કાનિટકર.

# પુરસ્કાર.

—:૦:—

મારા પરમસ્નેહી શ્રીયુત શંકર રામચંદ્ર કાનિટકર, એમ. એ., એસ. ટી. સી. ડી., પ્રોફેસર, ફરગ્યુસન કૉલેજ, પુણા અને સુપ્રિન્ટેંડંટ, ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ, પુણા, એમણે લખેલો " હિંદુસ્થાનનો સુબોધ ઇતિહાસ " મારા વાંચવામાં આવતાં તેને માટે મારો સારો અભિપ્રાય બંધાયો. બારીકાઈથી એ પુસ્તકનું નિરીક્ષણ કરતાં તેના વિશેષ ગુણ મારા ધ્યાનમાં આવ્યા. હિંદુસ્થાનના ઇતિહાસ વિષે હાલ ઘણાં પુસ્તકો ઉપલબ્ધ છે. પણ એ બધામાં આ પુસ્તકની ગોઠવણી સુબોધ અને સરસ છે. ઇતિહાસના વિષયમાં વિદ્યાર્થીઓની પ્રગતિ ઘણી સહેલાઇથી થાય એ લેખકનો હેતુ પૂર્ણપણે સાધ્ય થયો છે.

ગુજરાતી પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓના હાથમાં આ પુસ્તક જો પાઠ્ય પુસ્તક તરીકે મૂકવામાં આવે તો તેમને ઘણો ફાયદો થવાનો સંભવ મને લાગ્યો. તેથી પ્રો. કાનિટકરને " હિંદુસ્થાનના સુબોધ ઇતિહાસ "ની ગુજરાતી આવૃત્તિ છપાવવાની મેં આગ્રહપૂર્વક વિનંતિ કરી. ત્યારે ભાષાંતરનું કામ મારેજ કરવું એવો તેમનો ઘણોજ આગ્રહ થયો. માટે તેનું જોખમ મેં મારે માથે લીધું. એ જવાબદારી પૂરી કરવામાં મારા અનુભવી અને વિદ્વાન ઍસિસ્ટંટ મી. એન. એચ. મહેતાએ મને ઘણી મદદ કરી. આવી રીતે આ ગુજરાતી આવૃત્તિ અસ્તિત્વમાં આવી એ જણાવતાં મને ઘણો આનંદ થાય છે. નકશા તથા ઉત્તમ ચિત્રોને લીધે પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો છે. કાગળ પણ સારા વાપરવામાં આવ્યા છે અને છાપવાનું કામ પણ ઘણું સફાઇદાર થયું છે. આ બધી બાબતો ધ્યાનમાં લેતાં બાર આનાની કિંમત વધારે કહેવાય નહિ. માટે ગુજરાતી ટેકસ્ટ બુકસ કમિટી તરફથી આ પુસ્તકને મંજૂરી મળશે એવી આશા રહે છે.

ગુજરાતી શિક્ષકબંધુઓને આ પુસ્તક માટે ખાસ સિફારસ કરતાં મને ઘણોજ આનંદ થાય છે.

મુંબઇ,
તા. ૨૪-૧૨-૧૯૩૧

ભગવાનદાસ નાનાભાઈ મરચંટ,
પ્રિન્સિપાલ, ગો. તે. હાઇ સ્કૂલ.

# અનુક્રમણિકા



## ભાગ પહેલો.

### પ્રાચીન અને મધ્યયુગનું ભારત.

## ભાગ બીજો.

## દિલ્હીની પાદશાહત.



## ભાગ ત્રીજો.

## મોગલ સામ્રાજ્ય.

| પ્રકરણ | નામ | પૃષ્ઠ |
|---|---|---|
| ૩ | હુમાયુ | ૭૯ |
| ૪ | હુમાયુની કારકિર્દીનો ઉત્તરાર્ધ | ૮૨ |
| ૫ | સૂરવંશ | ૮૪ |
| ૬ | અકબર–પૂર્વભાગ | ૮૬ |
| ૭ | અકબર–ઉત્તરભાગ | ૮૯ |
| ૮ | જહાંગીર–પૂર્વભાગ | ૯૨ |
| ૯ | જહાંગીર–ઉત્તરભાગ | ૯૫ |
| ૧૦ | શાહજહાન–પૂર્વાર્ધ | ૯૮ |
| ૧૧ | શાહજહાન–ઉત્તરાર્ધ | ૧૦૧ |
| ૧૨ | ઔરંગઝેબ–વિભાગ પહેલો | ૧૦૬ |
| ૧૩ | ઔરંગઝેબ–વિભાગ બીજો | ૧૦૯ |
| ૧૪ | ઔરંગઝેબ–વિભાગ ત્રીજો | ૧૧૨ |
| ૧૫ | બહાદુરશાહ–જહાંદારશાહ–ફરૂખશીઅર | ૧૧૫ |
| ૧૬ | મહંમદશાહ | ૧૧૭ |
| ૧૭ | અહંમદશાહ; આલમગીર; શાહઆલમ | ૧૧૯ |

# ભાગ ચોથો

## મરાઠા સમય

| | | |
|---|---|---|
| ૧ | મરાઠાનો ઉત્કર્ષ | ૧૨૨ |
| ૨ | સ્વરાજ્ય સંસ્થાપક શિવાજી | ૧૨૫ |
| ૩ | સ્વરાજ્યનો આરંભ અને ચઢતી | ૧૨૭ |
| ૪ | મોગલ સ્વારી | ૧૨૯ |
| ૫ | રાજ્યાભિષેક અને રાજ્યવ્યવસ્થા | ૧૩૧ |
| ૬ | સંભાજી | ૧૩૨ |
| ૭ | રાજારામ | ૧૩૫ |
| ૮ | શાહૂનો રાજ્યાભિષેક | ૧૩૭ |

---

# ભાગ પાંચમો.

## બ્રિટિશ સમય.

| પ્રકરણ | નામ | પૃષ્ઠ |
|---|---|---|

૧૫૧૮૯

# હિંદુસ્થાનનો સુબોધ ઈતિહાસ.

## ભાગ પહેલો.

## પ્રાચીન અને મધ્યયુગનું ભારત.

### પ્રકરણ ૧ લું.

### ભૌગોળિક પરિસ્થિતિ.

**હિંદુસ્થાનની સરહદવિષે:**—આપણા દેશનું નામ ભરતભૂમિ અથવા ભારતવર્ષ છે. ઈરાની લોકોએ સિંધુ નદીના નામ ઉપરથી ભરતભૂમિનું નામ હિંદુસ્થાન પાડ્યું. તેની ચતુર્સીમા–ઉત્તર તરફ સિંધથી આસામ સુધી પર્વતોની હાર લાગેલી છે. નર્મદાથી દક્ષિણે આવેલો હિંદુસ્થાનનો દ્વીપકલ્પનો ભાગ સમુદ્રથી વીંટળાયેલો છે. ઉત્તરે પહાડોમાં કોઈ કોઈ ઠેકાણે ઉંડી વિકટ ખીણો છે. તેમાંથી હિંદુસ્થાનમાં આવજા કરવાના રસ્તા છે તેને ઘાટ કહે છે. પ્રાચીન કાળમાં હાલનાં જેવાં મોટાં જહાજો ન હોવાને લીધે સમુદ્રને રસ્તેથી હિંદુસ્થાનપર સ્વારી લાવવી એ અશક્ય હતું. જે જે શત્રુઓ હિંદુસ્થાનપર સ્વારીઓ લાવ્યા હતા, તેમાંના ઘણા ખરા વાયવ્ય સરહદ

પરના ખૈબર અને બોલન ઘાટને રસ્તેથી લાવ્યા હતા. ઈશાન સરહદમાં પણ કોઈ કોઈ ઠેકાણે ઘાટો છે તે માર્ગે ચીનમાંથી ચીના લોકો કદી કદી હિંદુસ્થાનમાં ઘૂસી આવતા.

**સ્વારીનો માર્ગઃ**—પ્રાચીન કાળમાં સિંધુ નદીની પશ્ચિમે આવેલા ભાગને અફગાનિસ્તાન અને ઈરાન સાથે ઘણો નિકટ સંબંધ હતો. અફગાનિસ્તાનમાં તો હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. પ્રાચીન કાળમાં જે જે હુમલાઓ થતા તે સરહદના સિંધ અને પંજાબ પ્રાંત પર થતા. સિંધુ નદીની પૂર્વે રજપૂતાનામાં વાલવંટ અને અરવલીના ડુંગરી મુલક આવેલા છે. અરવલી પર્વતની હાર ઠેઠ દિલ્હી સુધી લંબાયેલી છે. તેથી એ રસ્તો ઓળંગી પૂર્વ તરફ જવું ઘણું મુશ્કેલ છે. દિલ્હીથી પૂર્વે હિમાલય સુધી સો માઇલનો સપાટ મેદાનનો પ્રદેશ છે. હિંદુસ્થાનપર સ્વારી લાવનાર પરદેશી શત્રુઓ પંજાબમાં થઈ એ સપાટ મેદાનને રસ્તે પૂર્વ તરફ ધસતા અને ધીમે ધીમે સરકી ઠેઠ બંગાળા સુધી જતા. એ પ્રદેશમાં થઈ ગંગા, જમના જેવી મોટી નદીઓ વહેતી હોવાથી એ ઘણો રસાળ અને ફળદ્રુપ પ્રદેશ છે. અને તેમાં દિલ્હી, આગ્રા, કનોજ, અયોધ્યા, પટણા વગેરે મોટાં ધનાઢ્ય અને શોભીતાં શહેરો આવેલાં છે. શત્રુઓને એ ધનાઢ્ય શહેરો લૂંટવાનો મોહ ઘણો રહેતો. મુસલમાનો હિંદુસ્થાનમાં આવ્યા ત્યારે તેમણે પંજાબ સર કર્યા પછી આગળ પૂર્વ તરફ વધી પ્રથમ આ ફળદ્રુપ મેદાનનો પ્રદેશજ તાબે કર્યો. તે કાળની બધી ખૂનખાર લડાઇઓ આ મુલકમાંજ થતી. આ મુલક શત્રુઓના હાથમાં ગયા પછી રફતે રફતે તેઓએ નર્મદા નદી સુધીનો હિંદુસ્થાનનો તમામ ઉત્તર ભાગ પોતાની સત્તા નીચે આણ્યો.

**દખ્ખણઃ**—નર્મદા નદીથી નિલગિરી પર્વત સુધીના દ્વીપકલ્પના ભાગને દખ્ખણ કહે છે. વિંધ્યાચળ અને સાતપુડા પર્વતો વચ્ચેનો મુલક અને તેની દક્ષિણે નર્મદા અને તાપી નદીઓની વચ્ચે આવેલો દખ્ખણનો પ્રદેશ ઉત્તર હિંદુસ્થાનથી અલગ છે. પ્રાચીન કાળમાં આ મુલક ગીચ જંગલનો પ્રદેશ હતો અને તે દંડકારણ્ય કહેવાતો હતો. વિંધ્યા પર્વતમાંથી નીચે દક્ષિણમાં આવવાના સહેલા રસ્તા ન હોવાને લીધે ઉત્તર હિંદુસ્થાનમાં સ્થાપિત થયેલા

પરદેશી લોકોને દક્ષિણમાં ઘૂસી આવતાં ઘણો કાળ નીકળી ગયો. વેપાર, વહેવારના માર્ગો પણ સરળ નહોતા. આવી પરિસ્થિતિ હતી, તેથી જો કે ઉત્તર હિંદુસ્તાનના કોઈ કોઈ રાજ્યના રાજાઓએ પોતાનાં રાજ્ય દક્ષિણના કોઇ કોઈ પ્રદેશસુધી લંબાવ્યાં હતાં, તોપણ કાળે કરીને તે તે પ્રાંતોના સૂબેદારો બળવાન થતાં પોતાનાં સ્વતંત્ર રાજ્ય સ્થાપતા હતા.

**દક્ષિણ હિંદુસ્થાનઃ**—નિલગિરી પર્વતની દક્ષિણે આવેલો મુલક ઘણો દૂર પડવાથી ત્યાં પરદેશી હુમલાઓ બહુ થયા નહિ. તે કારણને લીધે ત્યાં પ્રાચીન સંસ્કૃતિ ઘણા કાળ સુધી કાયમ રહી. ચેર, ચોલ અને પાંડ્ય નામના રાજ્યો ત્યાં ઈ. સનના બારમા સૈકા સુધી ટકી રહ્યાં હતાં. એ મુલકના લોક સુધરેલા હોવાથી વેપાર ધંધાને લીધે તેઓ સમૃદ્ધ અને સુખી હતા.

**પરદેશી સ્વારીઓનાં કારણોઃ**—આપણા દેશપર વખતો વખત જે પરદેશી સ્વારીઓ આવેલી તેનાં કારણ લક્ષમાં રાખવાં જોઇએ. ઘણા જૂના કાળથી જુદી જુદી મનુષ્ય જાતો દુનીઆના ઉત્તર ભાગમાંથી દક્ષિણ તરફ કાળે કાળે ઉતરી આવતી. આ બાબતનું પહેલું ઉદાહરણ આપણા આર્ય પૂર્વજોનું છે. ઉત્તર તરફથી ઉતરી આવી પ્રથમતો તેઓએ મધ્ય એશિઆમાં પોતાનાં સંસ્થાન સ્થાપ્યાં હતાં. તેઓ ત્યાં કેટલોક કાળ રહ્યા પછી પાછા દક્ષિણ તરફ ઉતરવા લાગ્યા. તેઓની કેટલીક ટોળીઓ પશ્ચિમ તરફ યુરોપમાં ગઈ, અને કેટલીક દક્ષિણ તરફ ઈરાનમાં ગઈ. બીજી ટોળીઓ હિંદુસ્થાનમાં આવી અને કાળાંતરે દક્ષિણ અને પૂર્વ તરફ આગળ વધતી વધતી આખા દેશભરમાં પસરી ગઈ. પ્રાચીન કાળમાં મધ્ય એશિઆનો પ્રદેશ ઘણો ફળદ્રુપ હતો. તેમાં સમરકંદ, બુખારા જેવાં મોટાં, ધનાઢ્ય અને સુશોભિત શહેરો સુધારા અને સંસ્કૃતિની ટોચે પહોંચેલાં હતાં. કાળે કરીને તે પ્રદેશ કસવિનાનો અને તેથી ઉજ્જડ બનતો ચાલ્યો. તેથી આર્યો ત્યાંથી ગયા પછી ત્યાં આવી રહેલા ગ્રીક, શક, કુશન વગેરે લોકો દક્ષિણ તરફ સરકી આવી સિંધ અને પંજાબ જે સમૃદ્ધ મુલક હતા તેમાં ઉતરી આવ્યા. વળી ઐતિહાસિક કાળમાં રાજ્ય વિસ્તારના કારણે પણ પરદેશી રાજાઓની સ્વારી હિંદુસ્થાનપર થયેલી. ઈરાનના રાજા ડરાયસ અને ગ્રીસના રાજા સિકંદરની સ્વારીઓ એ પૈકીની હતી. તેમજ વળી માત્ર લૂંટ કરવાના

હેતુથીજ સુલતાન મહમૂદ, તૈમુરલંગ અને નાદીરશાહની સ્વારીઓ થયેલી હતી. એ સ્વારી લાવનારા લોક ઠંડા અને પહાડી મુલકમાં રહેનારા હોવાથી બળવાન, સાહસિક અને ખડતલ બાંધાના હતા. અને હિંદુસ્થાનનાં હવાપાણી ગરમ હોવાને લીધે અહીંના લોક શરીરે કાંગલા અને નબળા પોચા થતા હતા. તે ઉપરાંત દેશ રસાળ અને સમૃદ્ધ હોવાને લીધે અહીંના લોક એદી અને આળસુ થયા હતા. આ કારણોને લીધે જે જે પરદેશી લોકો હિંદુસ્થાનમાં ઘૂસતા તેઓ પોતાની સત્તા સ્થાપિત કરતા.

**યુરોપી લોકોનું આગમનઃ**—આધુનિક કાળમાં ચઢાઈ લાવવાની બાબતમાં મોટો ફેરફાર થયો છે. નૌયાન વિદ્યામાં ઘણી પ્રગતિ થવાથી પોર્ટુગીઝ, ડચ, અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો હિંદુસ્થાનમાં દરીઆ માર્ગે આવ્યા. તેઓ પ્રથમ વેપાર અર્થે આવેલા. પણ ધીમે ધીમે અહીંની રાજકીય અને સામાજિક સ્થિતિથી વાકેફ થતાં તેઓ રાજપ્રકરણમાં ભાગ લેતા થયા. તેઓનાં લડાઈનાં શસ્ત્રો નવી તરેહનાં હતાં. તેઓનાં સૈન્યો કવાયદી અને લડાઈનાં દાવપેચમાં વધારે પાવરધાં હોવાને લીધે તેઓને ફત્તેહ મળતી ગઈ. આખરે પોતાના ચીવટપણાના અને વ્યવહારકુશળતાના ગુણોને લીધે બધી યુરોપી પ્રજાને હઠાવી દઇ અંગ્રેજો હિંદુસ્થાનમાં પોતાનું રાજ્ય સ્થાપી શક્યા.

---

# પ્રકરણ ૨ જું.

## ઇતિહાસનાં સાધનો અને કાળમર્યાદા.

**સાધનોઃ**—આપણા દેશનો ઇતિહાસ ઇતિહાસરૂપે લખાયેલો મળી આવતો નથી. તેથી તે વિષેની માહિતી નિરનિરાળાં સાધનોપરથી મેળવવી પડે છે. દંતકથા એ આપણા ઇતિહાસનું પહેલું સાધન છે. દંતકથા એટલે ખાસ કરીને આપણી આર્યભૂમિમાં થઈ ગએલા ધર્મવીર કે રાષ્ટ્રવીર પુરુષોની કથા. બીજાં સાધનમાં શિલાલેખ અને તામ્રપત્ર આવે છે. તે પરથી ભૂતકાળમાં થઈ ગએલા રાજાઓના દિગ્વિજય, રાજ્યવિસ્તાર અને કાયદા કાનૂનની માહિતી આપણને મળે છે. પ્રાચીન સિક્કા મળી આવવાથી

તેપર લખેલા કાળના રાજાની સાલ આપણે જાણી શકીએ છીએ. પુરાતન દેવાલયો, રાજમહેલો અને કિલ્લાકોટની બાંધણી ઉપરથી તે તે કાળની સંસ્કૃતિ, કળાકૌશલ્ય, અને રહેવા કરવાની રીતની આપણે કલ્પના કરી શકીએ છીએ. જુદે જુદે વખતે પરદેશી મુસાફરો હિંદુસ્થાનમાં આવી ગએલા, અને તેમણે પોતાની મુસાફરીનાં વર્ણન લખ્યાં છે તે ઉપરથી તે કાળની લોકસ્થિતિની વિશ્વાસપાત્ર માહિતી આપણને મળે છે. જૂના બખ્ખરો અને ખતપત્રોનો પણ ઇતિહાસ રચવામાં ઘણો ઉપયોગ થાય છે. આવા વિવિધ પ્રકારના સાધનોનો ઉપયોગ કરીને આપણને આપણો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ રચવો પડ્યો છે.

**કાળમર્યાદાઃ**—આપણા ઇતિહાસના અભ્યાસની શરૂઆતમાં કાળમર્યાદા ઉપર લક્ષ રાખવાની ખાસ જરૂર છે. ઈ. સ. પૂર્વે પંદરમાં સૈકા સુધી પહેલી કાળમર્યાદા મનાય છે. તે કાળમાં આ દેશમાં કોલેર અને દ્રાવિડ લોકોની સત્તા ચાલતી હતી. ત્યારપછી ઈ. સ. પૂર્વે દસમાં શતક સુધી બીજો કાળવિભાગ પાડવામાં આવ્યો છે. એ કાળને વેદકાળ કહે છે. એ કાળમાં આપણા આર્યપૂર્વજો અહીં આવી વસ્યા. અને તેમણે પોતાનાં રાજ્યો સ્થાપ્યાં. તે કાળની હકીકત ઋગ્વેદ આદિ ચાર વેદો, બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ નામના આર્યોના ગ્રંથોમાંથી આપણને મળે છે. વૈદિક કાળ પછી પૌરાણિક કાળનો આરંભ થયો. રામાયણ અને મહાભારત નામના ગ્રંથોમાંથી આપણા દેશની તે કાળની સ્થિતિ વિષે આપણને માહિતી મળે છે. ત્યારપછીનો સમય "પ્રાચીન હિંદુ સમય" કહેવાય છે. કેટલાક વિદ્વાનો પ્રાચીન હિંદુ સમયની મર્યાદા ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકા સુધી બાંધે છે. એ કાળ દરમ્યાન આપણા આર્યપૂર્વજોએ આખા દેશમાં પોતાની સત્તા સ્થાપન કરી. એ કાળવિભાગની માહિતી આપણને સૂત્રો, ધર્મશાસ્ત્રો અને સ્મૃતિગ્રંથોમાંથી મળે છે. વળી એ કાળમાં રચાયેલા પુરાણોપરથી પણ તે કાળની દેશની પરિસ્થિતિનું જ્ઞાન આપણને મળે છે. ઈ. સ. પૂર્વે ત્રીજા શતક પછી 'બૌદ્ધકાળ' શરૂ થાય છે. એ કાળની સ્થિતિ વિષે હકીકત સમ્રાટ અશોકના શિલાલેખો, બૌદ્ધ ધર્મના ગ્રંથો અને ગ્રીક સિક્કાઓ પરથી મળે છે. ત્યારપછીના સમયમાં સમુદ્રગુપ્ત અને હર્ષ જેવા સમ્રાટોએ દેશને સુખ અને વૈભવની ટોચે પહોંચાડ્યો હતો. એ કાળને 'નવો હિંદુ કાળ

કહીએ તો ખોટું નહિ. આ કાળમાં લખાયેલા સંસ્કૃત નાટકો અને અહીં આવેલા ચીના મુસાફરોના વર્ણન ઉપરથી તે સમયની દેશની સ્થિતિ વિષે ખબર મળે છે. ત્યારપછી આપણા ભરતખંડ પર અનેક પરદેશી સ્વારીઓ આવી અને દેશમાં ઘણી ઉથલપાથલ થઈ. ત્યારપછી પ્રાચીન ક્ષત્રિયોના વંશજ 'રજપૂતો'નો ઉદય થયો. એ કાળ 'રજપૂત સમય' કહેવાય છે. ઈ. સ. ના દસમા સૈકા પછી શરૂ થયેલા મુસલમાનોના હુમલાનો તે વખતના રજપૂત વીરોએ સારી રીતે સામનો કર્યો હતો. પછી ઈ. સ. ના બારમા સૈકાથી રજપૂતોનું જોર કમી થયું. અને મુસલમાનોની સત્તા દેશમાં સ્થાપિત થઈ. એ કાળને 'મુસલમાની સત્તાનો સમય' કહે છે. ત્યારપછી સત્તરમા સૈકામાં મરાઠા લોકનો ઉદય થયો અને તેઓએ 'મરાઠા રાજ્યની સ્થાપના' કરી મુસલમાની સત્તાને ખોખરી કરી. એ સમયને 'મરાઠાશાહીનો સમય' કહેવો જોઈએ. પાણિપતના ત્રીજા યુદ્ધમાં મરાઠાઓની સખ્ત હાર થવાથી તેઓની સત્તા કમી થઈ ગઈ. એજ અરસામાં બંગાળામાં પ્લાસી અને મદ્રાસમાં વાંદિવાશની લડાઈઓમાં જીત મેળવી અંગ્રેજોએ પોતાની સત્તાનો પાયો નાંખ્યો અને અંગ્રેજી અમલની શરૂઆત થઈ.

---

# પ્રકરણ ૩ જું.

## પ્રાચીન રહેવાસી.

**પ્રાચીન સંસ્કૃતિના અવશેષઃ**—નાઈલ, યુફ્રેટિસ અને સિંધુનદીની રસાળ અને ફળદ્રુપ ખીણમાં પ્રાચીન કાળમાં ઉંચા દરજ્જાની સંસ્કૃતિ અને સુધારણા થઈ હતી. સિંધુનદીની ખીણની આ તરફ ઘણા પ્રાચીન સમયનાં શહેરોના અવશેષ હાલમાં મળી આવ્યાં છે. તે નિદાન ચાર હજાર વર્ષ જેટલાં જૂનાં હોવાં જોઈએ એવી અટકળ કરવામાં આવી છે. આ ખોદી કાઢવામાં આવેલાં શહેરોની ઈમારતો પાકી બાંધણીની માલમ પડી છે. તેમાં આરસ પહાણનો ઘણો ઉપયોગ થયેલો માલમ પડે છે. તેમાં પાણીના નળો પણ જોવામાં આવે છે. એ ખંડીએરોમાંથી માટીના વાસણ, સિક્કા અને

રત્નજડિત જણુસો હાથ લાગી છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે તે કાળના લોક બેશક ઘણા સુધરેલા હતા.

**કોલેરીઅન લોકઃ**—એ પ્રાચીન સંસ્કૃતિ કાળે કરીને નષ્ટ થઈ. ત્યારપછીના ઇતિહાસનો પત્તો મળતો નથી. ફરીથી એકવાર લોકો રાની જીવન ગાળતા થઈ ગયા હતા. એ લોકો કોલેરીઅન કહેવાતા હતા. દ્રાવિડ લોકોએ હિંદુસ્થાનમાં આવી એ લોકોને ડુંગરી મુલકોમાં નસાડી મૂક્યા. સાતપુડા અને અરવલી પર્વતના પ્રદેશમાં રહેતા ભીલ લોક, મધ્ય હિંદના ગોંડ અને ઓરિસાના સંતાલ લોક, એ બધા કોલેરીઅન લોકના વંશજો છે. કોલેરીઅન લોક શરીરે સામળા હતા. તેઓ ભૂત પિશાચની પૂજા કરતા. શિકાર તેમનો મુખ્ય ધંધો હતો. કંદમૂળ અને કાચા માંસપર તેઓ નિર્વાહ કરતા. તેઓ માટીનાં વાસણો વાપરતા.

**દ્રાવિડ લોકોઃ**—પછી વાયવ્યદિશા તરફથી દ્રાવિડ નામના લોકો હિંદુસ્થાનમાં આવ્યા. એક વેળાએ આખા હિંદુસ્થાનમાં એ લોકોની વસ્તી હતી. તેઓ કોલેરીઅન લોકો કરતાં વધારે સુધરેલા હતા. ખેતીવાડીના ઉદ્યોગથી તેઓ સારીરીતે વાકેફ હતા. તેઓ ગામો બાંધી પાસે પાસે રહેતા. ઝાડ, પત્થર, નાગ વગેરેને દેવતા માની તેમની પૂજા તેઓ કરતા. પૃથ્વીને મુખ્ય દેવતા માની તેઓ તેની આરાધના કરતા. ત્યારપછી આર્યલોક આવ્યા. ત્યારે દ્રાવિડ લોકોને વિંધ્યાચળ પર્વતની દક્ષિણે દંડકારણ્યમાં જઇ વસવું પડ્યું. આગળ જતાં આર્યોના સહવાસ અને સમાગમથી દ્રાવિડ લોકો વધારે સુધરતા ગયા. અને કેટલેક કાળે તેઓએ દક્ષિણમાં સામ્રાજ્યો સ્થાપિત કર્યાં. આજ દિવસસુધી કૃષ્ણા નદીની દક્ષિણે દ્રાવિડ સંસ્કૃતિ વિશેષ જોવામાં આવે છે. દ્રાવિડ લોકોએ વાઙ્મયમાં સારી પ્રગતિ કરી ઉત્તમ કાવ્યો લખ્યાં છે. તેલગૂ, તામીલ વગેરે લોક તેમનાજ વંશજો છે. તેઓની ભાષાઓ દ્રાવિડ ભાષામાંથી જન્મ પામી છે. કેટલીક બાબતમાં હિંદુસ્થાનની સંસ્કૃતિ ઉપર દ્રાવિડ સંસ્કૃતિની ઘણી અસર માલમ પડે છે.

---

# પ્રકરણ ૪ થું.

## આર્ય લોક.

**આર્યોનો પ્રવેશ:**—ઈ. સ. પૂર્વે સુમારે ત્રણ હજાર વર્ષ અગાઉ આર્ય લોક બાળબચ્ચાંસહિત હિંદુસ્થાનમાં આવી વસ્યા. આર્ય શબ્દનો અર્થ ‘ ઉચ્ચ, ’ ‘ ઉદાત્ત ’ થાય છે. તેઓનું મૂળ સ્થાન કાસ્પિઅન સમુદ્રની ઉત્તરે હતું. ત્યાંથી ખસી તેઓ દક્ષિણ તરફ ઉતર્યા. કાસ્પિઅનની દક્ષિણે કેટલોક કાળ રહ્યા પછી તેઓ ત્રણ ટોળીમાં વહેંચાયા. તેમાંની એક ટોળી યુરોપમાં ગઈ, બીજી ઇરાનમાં ઉતરી, અને ત્રીજીએ હિંદુસ્થાનમાં પ્રવેશ કર્યો.

**આર્યોના ખાસ ગુણો:**—બધા માનવવંશોમાં આર્યવંશ શ્રેષ્ઠ ગણાય છે. આપણા આર્યપૂર્વજોમાં સાહસ, જોમ, પવિત્રતા, સુઘડતા વગેરે સદ્‌ગુણો સારા પ્રમાણમાં હતા. લાત મારી જમીનમાંથી પાણી કાઢે એવી શક્તિ તેઓમાં હતી. તેઓએ ઉચ્ચ આર્યસંસ્કૃતિનો લાભ આ દેશને આપ્યો છે.

**આર્યોના આચાર-વિચાર:**—આપણા આર્યપૂર્વજો અંગે ઉંચા, મજબૂત, ગૌરવર્ણના અને ભવ્ય દેખાવના હતા. કારણ કે તેઓ ઉચ્ચ પ્રદેશોની ખુલ્લી હવામાં રહેતા હતા. તેઓને ખેતીવાડીની સારી માહિતી હતી, અને તે માટે તેઓ ગાય, બળદ વગેરે ઢોરો મોટી સંખ્યામાં રાખતા હતા. તેઓ માંસાહાર કરતા અને સોમરસ પીતા. તેઓ કાપડ વણતા અને હથિયાર, બખ્તર વગેરે બનાવી જાણતા. તેઓ વનસ્પતિવિદ્યામાં ઘણા પ્રવીણ હતા, અને વનસ્પતિના ઔષધી ગુણદોષ સારી રીતે જાણતા હતા. ઇંદ્ર, વાયુ, અગ્નિ વગેરે નિસર્ગદેવતાની તેઓ આરાધના કરતા, પણ તેઓ મૂર્તિપૂજક નહિ હતા. નિર્ગુણ, નિરાકાર, સર્વવ્યાપી પરમાત્માની કલ્પના તેઓને હતી. તેઓની ભાષા સંસ્કૃત હતી. વેદમાંનાં પ્રાર્થનાના સ્તોત્રો તેઓએ સંસ્કૃત ભાષામાં રચ્યાં હતાં. તે કાળે આર્યોમાં ઉપાધ્યાયવર્ગ જુદો હતો નહિ, પણ કુટુંબના વડીલ આખા કુટુંબ સાથે પ્રાર્થના કરતા. તેઓની રહેણી સ્વચ્છ હતી. તે વખતે જ્ઞાતિબંધન હતાં નહિ, તોપણ પોતાના કુળની શુદ્ધતા માટે તેઓ ઘણી કાળજી રાખતા હતા. આર્યો મોટી ઉમ્મરે

પરણતા હતા. બાળલગ્ન તેઓમાં હતાંજ નહિ. તેઓ સ્ત્રીઓને ઘણું માન આપતા. મોટે ભાગે આર્ય લોક એકજ સ્ત્રી કરતા હતા. આર્યસ્ત્રીઓ ભણી ગણી કેળવાઈ પોતાના પતિને તેના કામમાં ઘણી મદદરૂપ થતી. તે કાળે સતી થવાનો ચાલ પ્રચલિત નહોતો. આર્યો સ્વતંત્રતાને ઘણી ચાહતા હતા, તોપણ વડીલોની આજ્ઞાને માથે ચઢાવતા. ઘોડાના રથમાં બેસી તેઓ શત્રુ સામે યુદ્ધ કરતા હતા. આર્ય કુટુંબો ગામો વસાવી સાથે મળીને રહેતાં હતાં. કેટલાંક કુટુંબોનું એક ગામ બનતું, અને કેટલાંક ગામો મળી એક આર્યસંસ્થાન થતું. એવાં કેટલાંક સંસ્થાનો જોડાઈ એક રાજસત્તા સ્થાપતાં. રાજા મંત્રીઓની સલાહથી રાજ્ય કરતા. શત્રુ સામે લડી દેશનું રક્ષણ કરવું, ન્યાય આપવો, સમાજના સુખને માટે યજ્ઞયાગ કરવાં એ રાજાનાં મુખ્ય કામ હતાં. યજ્ઞયાગનાં કામ રાજા પુરોહિતની મદદથી કરતા.

---

# પ્રકરણ ૫ મું.

## આર્ય સંસ્થાનો.

**બ્રહ્માવર્તઃ**—મધ્યએશિઆ છોડી આર્યો ગાંધાર ઉર્ફે અફગાનિસ્તાનમાં આવી રહ્યા. પછી તેઓ ત્યાંથી પંજાબમાં આવી વસ્યા. પંજાબ એટલે પાંચ નદીનો મુલક. એ મુલકને આર્યોએ 'બ્રહ્માવર્ત' નામ આપ્યું હતું. તેમણે ત્યાં વસતા દ્રાવિડ લોકોનો પરાભવ કરી તેમને દક્ષિણ તરફ હાંકી મૂકયા. એ શ્યામ વર્ણના શત્રુઓને આર્યો 'દસ્યુ' કહેતા હતા. જે શત્રુઓ દક્ષિણ તરફ નાસી જઈ ન શકયા, પણ આર્યોના હાથમાં કેદ પકડાઈ ગયા તેમને તેઓએ ગુલામ એટલે દાસ બનાવ્યા.

**બ્રહ્મર્ષિ દેશઃ**—બ્રહ્માવર્તમાં ઘણા સમય સુધી રહ્યા પછી આર્યો ગંગા અને યમુના નદીની વચ્ચેના પ્રદેશમાં આવી વસ્યા. તે પ્રદેશ આજે દોઆબ કહેવાય છે. તેને તેઓએ 'બ્રહ્મર્ષિ દેશ' એવું નામ આપ્યું હતું. કુરુક્ષેત્ર અહીંજ મધ્યમાં આવ્યું હતું. દોઆબના દ્રાવિડ લોકો બહાદુરીથી આર્યોની સામા થયા. તેઓનું સંખ્યાબળ ઘણું હોવાથી દ્રાવિડ લોકોને હરાવી તાબે કરવા એ આર્યો માટે અશકય હતું. તેથી બ્રહ્મર્ષિ દેશમાં આવ્યા પછી આર્યોએ

દ્રાવિડ લોકોને મેળવી લેવાનો ઉપક્રમ શરૂ કર્યો. એઉનો પરસ્પર નિકટ પરિચય થવાથી તેઓ એક બીજાના રીતરિવાજ ગ્રહણ કરવા લાગ્યા. આગળ જતાં તેઓ વચ્ચે બેટીવહેવાર પણ ચાલુ થયો. એટલે બ્રહ્મર્ષિ દેશમાં આવી રહ્યા પછી આર્ય લોહીમાં અન્ય લોહીનો ભેળ થવા લાગ્યો, અને આર્ય સંસ્કૃતિના સ્વરૂપમાં પણ થોડો ઘણો ફેરફાર થવા લાગ્યો. દોઆબમાં આવી વસ્યા પછી સ્વારી કરી મુલક જીતવાના કરતાં સંસ્થાનો સ્થાપવા તરફ આર્યો વધારે લક્ષ આપવા લાગ્યા.

**નવા-જૂના આર્યો વચ્ચે કલહ:**—બ્રહ્મર્ષિ દેશમાં આર્યોએ નિરનિરાળાં રાજ્ય સ્થાપન કર્યાં. પંજાબમાં રહેલા અસલ–શુદ્ધ આર્યો દોઆબના અશુદ્ધ આર્યોસાથે તોછડાઈથી વર્તતા હતા. વસિષ્ઠ ઋષિ અસલ આર્યોના ગુરુ હતા, અને વિશ્વામિત્ર મિશ્ર આર્યોના ગુરુ હતા. આ બંને ઠેકાણાંના આર્યો વચ્ચે મોટી લડાઇઓ થઈ. આમાંની એક લડાઈમાં ભરત નામના એક રાજાએ વિશ્વામિત્રે એકઠા કરેલા દસ રાજાઓ સાથે લડી તેમનાપર વિજય મેળવ્યો હતો. ભરતના એ પ્રતાપી વંશ ઉપરથી આપણા દેશનું નામ ‘ ભારતવર્ષ ’ કે ‘ ભરતખંડ ’ પડ્યું છે.

**મધ્યદેશ:**—બ્રહ્મર્ષિ દેશમાંથી આર્યો પૂર્વતરફ આગળ વધ્યા અને અયોધ્યા અને બહાર પ્રાંતમાં તેઓએ સંસ્થાન સ્થાપ્યાં. એ પ્રાંતને તેઓએ ‘ મધ્યદેશ ’ નામ આપ્યું. કાળાંતરે આર્ય લોક આખા ઉત્તરહિંદુસ્થાનમાં પસર્યા. ત્યારપછી વિંધ્યા ઓળંગી દક્ષિણમાં આવેલા દંડકારણ્યમાં તેમણે પ્રવેશ કર્યો. પછી ધીમે ધીમે આર્યસંસ્કૃતિ આખા હિંદુસ્થાનમાં જ્યાં ત્યાં પસરી ગઇ.

---

# પ્રકરણ ૬ ઠું.

## સંક્રમણનો કાળ.

**આર્ય રાજ્યો:**—ઉત્તર હિંદમાં વસવાટ થયા પછી ત્યાં આર્ય રાજ્યો સ્થપાવા લાગ્યાં. કુરુક્ષેત્રના પ્રદેશમાં કુરુવંશની સત્તા સ્થાપન થઈ. દોઆબના પૂર્વભાગમાં પાંચાલોનું રાજ્ય થયું. અયોધ્યામાં કોસલ નામના રાજકુળનો

ઉદય થયો. બનારસ પ્રાંતમાં કાશી રાજાનો રાજઅમલ ચાલવા માંડ્યો. ઉત્તર બિહારમાં વિદેહોનું રાજ્ય સ્થપાયું. આ પ્રમાણે જુદાં જુદાં રાજ્યો થયા પછી રાજસત્તા વધતી ચાલી, અને મંત્રીમંડળની સત્તા કમી થતી ગઈ.

**વર્ણાશ્રમ ધર્મઃ**—ઘણા કાળ સુધી આર્યોને અનાર્યો સાથે લડાઇઓ કરવી પડી હતી. તેમાં રોકાવાથી પ્રત્યેક આર્યને પોતાનો વ્યવસાય પોતેજ કરી લેવામાં ઘણી અડચણ પડવા લાગી. તે અડચણ ટાળવા વર્ણવ્યવસ્થા કરવામાં આવી. ઈશ્વરોપાસના તથા ધર્મનાં સઘળાં કાર્ય કરવા માટે બ્રાહ્મણ વર્ગ થયો. શત્રુઓ સાથે યુદ્ધ કરી દેશનું રક્ષણ કરવા માટે ક્ષત્રિય વર્ગ ઉત્પન્ન થયો. ખેતી, ઉદ્યોગ, વેપાર વગેરે કરવાવાળા વૈશ્ય કહેવાયા, અને ઉપલા ત્રણ વર્ગની સેવા કરવા માટે અનાર્યોનો શુદ્ર વર્ગ થયો. આ પ્રમાણે વર્ણવ્યવસ્થા મુખ્યત્વેકરીને ધંધાને અનુસરીને રચવામાં આવી હતી. તે વખતે તેમાં જ્ઞાતિભેદ જેવું કંઈ નહોતું.

**સામાજિક ક્રાંતિઃ**—સમાજ સ્થાપના અને સમાજની ઉન્નતિ માટે દેશમાં શાંતિ અને જાહેર સલામતીની પ્રથમ આવશ્યકતા હોવાથી ક્ષત્રિય વર્ગનું ઘણું મહત્ત્વ હતું. દેશમાં સ્વસ્થતા થયા પછી ધર્મનું કાર્ય કરનાર અને વિદ્યાનું સેવન કરનાર બ્રાહ્મણ વર્ગનું મહત્ત્વ થતું ગયું. એક વખતના સરળ અને સાદા આર્યધર્મમાં ફેરફાર થવા લાગ્યો. ધર્મગ્રંથો રચાવા લાગ્યા અને મંત્રતંત્ર અને યજ્ઞયાગનું જોર વધ્યું. હિંદુસ્થાનમાં આવી વસ્યા પછી આર્યલોકનું પૂર્વનું જોમ ઓછું થવાથી તેઓ પરંપરાના દાસ થતા ચાલ્યા. પરિચિત વ્યવસાય છોડવો એ તેઓને અઘરૂં લાગવા માંડ્યું. તેથી ધીમે ધીમે વર્ણવ્યવસ્થામાં જ્ઞાતિભેદ દાખલ થવા લાગ્યો. નવી પરિસ્થિતિને અનુકૂળ એવા સ્મૃતિગ્રંથો રચાયા અને તેથી વ્યક્તિસ્વાતંત્ર્ય અને સમાજના આચારનું સ્વાતંત્ર્ય કમી થવા લાગ્યું. જુદી જુદી વર્ણોના આહાર વિહાર, ખાદ્ય પદાર્થો વગેરે ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યા. એ પ્રમાણે આર્યોની રહેણી કરણીમાં ફેરફાર થવા લાગ્યો અને તેઓ રૂઢિના ગુલામ થતા ચાલ્યા.

**ધર્મ ગ્રંથઃ**—જે પ્રમાણે ક્ષત્રિયોએ રાજ્યો સ્થાપ્યાં અને તેના વિસ્તાર વધાર્યા તે પ્રમાણે બ્રાહ્મણોએ વેદવિદ્યાનો પ્રચાર વધાર્યો અને ઘણા નવીન

ધર્મગ્રંથો રચ્યા. આર્યોનો પહેલો ધર્મગ્રંથ ઋગ્વેદ છે. ત્યારપછી સામ, યજુર, અને અથર્વ, એ નામના બીજા ત્રણ વેદ રચાયા. તે કાળે લેખનકળા પ્રચલિત નહોતી. તેથી વિદ્યાનો પાઠ કરવામાં આવતો. પાઠ સહેલાઇથી થાય તે માટે વેદો કાવ્યમાં રચાયા હતા. તેમાં દેવતાઓની આરાધનાનાં સ્તોત્રો છે. વેદો ઇશ્વરપ્રણિત છે, એટલે કોઈ મનુષ્યે તે રચ્યા નથી, પણ ઇશ્વરે તે મનુષ્યને કહી સંભળાવ્યા હતા, તેથી તે 'શ્રુતિ' કહેવાય છે. પાછળથી બ્રાહ્મણોએ બ્રાહ્મણ નામના ગ્રંથો પદ્યાત્મક રચ્યા. તેમાં યજ્ઞ-વખતે કરવાની વિધિ આપવામાં આવી છે. ત્યારપછી આરણ્યક અને ઉપનિષદ નામના ગદ્યાત્મક ગ્રંથો રચવામાં આવ્યા. એ ગ્રંથોમાં તત્ત્વજ્ઞાન સંબંધી ઉહાપોહ કરવામાં આવ્યો છે. ત્યારપછી સ્મૃતિકારો ઉત્પન્ન થયા. તેઓએ ઘણા સ્મૃતિ ગ્રંથો રચ્યા. સ્મૃતિઓમાં મનુસ્મૃતિ ઘણી પ્રસિદ્ધ છે. વાલ્મીકી, વ્યાસ જેવા સમર્થ ઋષિઓ થઇ ગયા, તેમણે રામાયણ અને મહાભારત રચ્યાં.

---

# પ્રકરણ ૭ મું.

## સૂર્યવંશી અને ચંદ્રવંશી આર્ય રાજકુળોનાં વૃતાંત.

'મધ્યદેશ' માં આવી વસ્યા પછી આર્યોએ ત્યાં જુદાં જુદાં અનેક રાજ્યો સ્થાપ્યાં તે પાછળ આવી ગયું છે. આર્યરાજકુળોમાં સૂર્યવંશી અને ચંદ્રવંશી નામના બે પ્રસિદ્ધ કુળો થઈ ગયાં છે. ચંદ્રવંશી પાંડવ કુળનું વૃતાંત મહાભારત નામના ગ્રંથમાં આપવામાં આવ્યું છે, અને સૂર્યવંશી રામચંદ્રનું વૃતાંત રામાયણ નામના ગ્રંથમાં અપાયું છે.

**રામાયણ:**—પૂર્વે અયોધ્યા નગરીમાં દશરથ નામના રાજા રાજ્ય કરતા હતા. તે સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળના હતા. તેમને કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયી નામની ત્રણ રાણીઓ હતી. કૌશલ્યાના રામચંદ્ર, સુમિત્રાના

લક્ષ્મણ અને શત્રુઘ્ન, અને કૈકેયીના ભરત એમ દશરથ રાજાને ચાર પુત્રો હતા. લક્ષ્મણ રામચંદ્રના ભક્ત હતા, અને શત્રુઘ્ન ભરતની સેવા કરતા હતા.

દશરથ રાજાએ પોતે વૃદ્ધ થવાથી શ્રીરામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો ઠરાવ કર્યો. તે માટે અયોધ્યા નગરીમાં મોટો મહોત્સવ કરવામાં આવ્યો. એ ઉત્સવ પ્રસંગે દુષ્ટ કૈકેયી રીસાઈ બેઠી. પૂર્વે એક યુદ્ધપ્રસંગે મહારાજા દશરથના રથના પૈડાંની ખીલી નીકળી ગઈ હતી, અને પૈડું નીકળી પડવાની તૈયારીમાં હતું. કૈકેયી જે રથમાં સાથે હતી તેણે ખીલીની જગાએ પોતાની એક આંગળી ઘાલી રાખી પૈડાંને પડતું અટકાવી રાખ્યું હતું. તેમ કરતાં તેની આંગળી કચડાઈ ગઈ હતી. યુદ્ધમાં જીત થયા પછી દશરથને આની ખબર પડી. ત્યારે રાણીની સમયસૂચકતા અને સહનશક્તિ ઉપર ખુશ થઈ રાજાએ તેને બે વરદાન માગવા કહ્યું. રાણીએ તે વખતે કંઈ ન માગતાં મારે જ્યારે જોઈશું ત્યારે માગીશ એમ કહ્યું હતું. એ બે વરદાન આ ઉત્સવપ્રસંગે તેણે રાજાપાસે માગ્યાં. રાજા પોતાનું વચન પાળવા તૈયાર થયા, અને કૈકેયીને વરદાન માગવા કહ્યું. મારા ભરતને ગાદી પર બેસાડો અને રામને ચૌદ વર્ષ વનવાસ મોકલો એવાં બે વરદાન તેણે માગ્યાં. આ સાંભળી દશરથ રાજાને ઘણું દુઃખ લાગ્યું. પરંતુ પોતે એકવચની હતા. તેણે કૈકેયીની માગણી સ્વીકારી. ભરતને ગાદી આપવા અને શ્રીરામચંદ્રને ચૌદ વર્ષ વનવાસ મોકલવા કબૂલ કર્યું. પિતાની આજ્ઞા થતાંજ રામ વનવાસ ચાલી નીકળ્યા. વિદેહદેશના રાજાની કન્યા સીતા સાથે શ્રીરામચંદ્રનું લગ્ન થયું હતું. સીતા અને લક્ષ્મણે તેમની સાથે જવાની હઠ પકડી. ઘણું સમજાવવા છતાં જ્યારે બંનેએ માન્યું નહિ, ત્યારે રામચંદ્રે બંનેને પોતાની સાથે લીધાં. તેમને લઈ રામ દંડકારણ્યમાં જઈ રહ્યા. તે વખતે લંકાનો અનાર્ય રાજા રાવણ બહુ માતેલો થયો હતો. એક વખતે રામ અને લક્ષ્મણ આશ્રમમાંથી બહાર ગયા હતા, તે તકનો લાભ લઇ રાવણ સીતાને હરી ગયો. એ વાતની રામને ખબર પડી ત્યારે સીતાને પાછી મેળવવા માટે રામે કન્યાકુમારીથી લંકાદ્વીપ સુધી દરીઆ પર સેતુ બાંધી લંકા પર સ્વારી કરી. એ પુલને રામસેતુ કહે છે. યુદ્ધમાં રાવણને હણી રામે સીતાને પાછી મેળવી. એ યુદ્ધમાં વાનર સરદાર હનુમાને રામને ઘણી મદદ કરી હતી.

દશરથ રાજાનું એકવચનીપણું, રામનો પિતૃપ્રેમ, સીતાનું પાતિવ્રત્ય, લક્ષ્મણનો બંધુપ્રેમ અને હનુમાનની સ્વામિભક્તિ, એ ગુણો ઉપરથી આપણે ઘણો બોધ લેવાનો છે.

**મહાભારતઃ**—પૂર્વે હસ્તિનાપુર ઉર્ફે દિલ્હીમાં કુરુ નામના રાજવંશની સત્તા ચાલતી હતી. કનોજમાં પાંચાળોનું રાજ ચાલતું હતું. એ બે રાજ્યો વચ્ચે વેર થવાથી મહાભારતમાં વર્ણવેલા કુરુક્ષેત્ર કે પાણિપતના યુદ્ધની ઘટના ઘડાઈ હતી.

ચંદ્રવંશી કુરુકુળમાં મોટા ધૃતરાષ્ટ્ર અને નાના પાંડુ, એ નામના બે રાજપુત્રો હતા. મોટા ધૃતરાષ્ટ્ર આંધળા હોવાને લીધે નાના કુંવર પાંડુને ગાદી મળી હતી. ધૃતરાષ્ટ્રને દુર્યોધન, દુઃશાસન વગેરે સો પુત્રો હતા, અને પાંડુને યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ નામના પાંચ પુત્રો હતા. ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવ અને પાંડુના પુત્રો પાંડવ કહેવાયા. ગાદીપર બેઠા પછી થોડા કાળમાં પાંડુનું મૃત્યુ થયું. કૌરવોની સાથે સાથે પાંડવોને ધૃતરાષ્ટ્રે નાનાથી મોટા કર્યા હતા. એ સર્વ રાજપુત્રો ગુરુ દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા શીખ્યા હતા. સર્વ શિષ્યોમાં અર્જુન ધનુર્વિદ્યામાં હોશીઆર હતો, તેથી તેના ઉપર ગુરુ દ્રોણાચાર્યની ઘણી મહેરબાની હતી. ભીમ મલ્લવિદ્યામાં ઘણો કુશળ થયો હતો.

કૌરવો ઘણા કપટી હતા. પાંડવોને રાજ્યમાંથી ભાગ આપવો ન પડે એ માટે એક વખત કૌરવોએ પાંડવોને લાક્ષાગૃહમાં રાખી તે ગૃહ સળગાવી મૂકી તેમને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો હતો. પણ એ પ્રપંચની પાંડવોને ખબર પડવાથી આગ લાગતા પહેલાં તેઓ એ ઘરમાંથી નીકળી નાઠા અને બચી ગયા. પછી કૌરવોની બીકને લીધે તેઓ વેષ બદલી બ્રાહ્મણ થઇ રહેવા લાગ્યા. આ વાતની કૌરવોને ખબર ન હોવાથી દુર્યોધન તો એમજ જાણતો હતો કે પાંડવો લાક્ષાગૃહમાં બળી મર્યા.

આ અરસામાં પાંચાળ દેશના રાજા દ્રુપદે પોતાની પુત્રી દ્રૌપદીને પરણાવવા માટે સ્વયંવર રચ્યો. જે કોઈ રાજા મત્સ્યવેધ કરે તેને પોતાની પુત્રી પરણાવવી એવું વ્રત દ્રુપદે જાહેર કર્યું હતું. અર્જુને મત્સ્યવેધ કર્યો તેથી દ્રૌપદીસાથે તેનું લગ્ન થયું. પછી પાંડવો છતા થતાં ધૃતરાષ્ટ્રે તેમને

હસ્તિનાપુર બોલાવ્યા અને તેમને અર્ધું રાજ આપ્યું. પાંડવોએ ઇંદ્રપ્રસ્થમાં પોતાની રાજધાની કરી, અને ત્યાં તેઓ સારી રીતે રાજ્ય કરવા લાગ્યા. આગળ જતાં દેશમાં તેમની કીર્તિ ઘણી વધતી ગઇ, તે દુર્યોધનથી ખમાયું નહિ, અને તે તેમની અદેખાઈ કરવા લાગ્યો. દુર્યોધનના દિલમાં દ્વેષાગ્નિ સળગ્યો અને પાંડવોનો નાશ કરવા તે કાવતરાં કરવા લાગ્યો. તેના મામા શકુનિએ દુર્યોધનને યુધિષ્ઠિર સાથે દ્યૂત રમવા સમજાવ્યો. દ્યૂતમાં યુધિષ્ઠિર હાર્યા અને તેમણે સર્વસ્વ ખોયું. પોતે જાતે, ભાઈઓ અને દ્રૌપદી સુદ્ધાં દ્યૂતમાં હારી ગયા. એટલે દ્રૌપદીને કૌરવોની દાસી થઈ રહેવું પડ્યું. આખરે દ્રૌપદી સુદ્ધાં પાંડવો બાર વર્ષ વનવાસ કરે અને તેરમે વર્ષે ગુપ્તવાસ કરે, અને તે તેરમાં વર્ષમાં જો તેઓ પકડાઈ જાય તો પાછા તેર વર્ષ વનમાં જાય એવી શરતે તેઓ પાછા દ્યૂત રમ્યા. તેમાં પણ યુધિષ્ઠિર હાર્યા, એટલે તેમને તેર વર્ષ વનવાસ કરવો પડ્યો. તેર વર્ષ વીત્યા બાદ તેઓ પાછા આવ્યા અને તેઓએ રાજ્યનો પોતાનો અર્ધો ભાગ પાછો માગ્યો. પણ સોયની અણી જેટલો રાજ્યનો ભાગ પણ ન આપું એમ દુર્યોધને કહ્યું. ત્યારે પાંડવોએ યુદ્ધ આરંભ્યું. કુરુક્ષેત્રમાં એ યુદ્ધ અઢાર દિવસ ચાલ્યું. એ યુદ્ધમાં શ્રીકૃષ્ણ ભગવાને પાંડવોનું સારથીપણું કર્યું. એ યુદ્ધમાં કૌરવોનો તેમના સૈન્ય સાથે સંહાર થયો અને પાંડવોને રાજ્ય મળ્યું. આ યુદ્ધમાં ભરતવર્ષના બધા રાજાઓએ બેમાંથી એકપક્ષમાં ભાગ લીધો હતો, માટે એ યુદ્ધનું નામ ‘ભારતીય’ યુદ્ધ પડ્યું છે.

આ યુદ્ધમાં આર્યવીરોએ દાખવેલું શૌર્ય, વિપત્તિવખતે યુધિષ્ઠિરે રાખેલી શાંતતા, ભીમનું પરાક્રમ વગેરે બાબતોમાંથી આર્યોના ગુણોનો આપણને ઠીક ખ્યાલ આવે છે.

---

# પ્રકરણ ૮ મું.

## હિંદુધર્મ અને સમાજ.

**સામ્રાજ્ય સત્તાનો ઉદ્દય:**—ઈ. સ. પૂર્વે સાતમા સૈકાથી ઐતિહાસિક કાળની શરૂઆત થાય છે. આર્યધર્મનું રૂપાંતર થઈ હિંદુ ધર્મ એ

કાળમાં પ્રચારમાં આવ્યો. આર્ય રાજ્યો ગાંધાર (કંદહાર)થી બહાર બંગાળા સુધી સ્થપાઈ ચૂક્યાં હતાં. એટલા વિસ્તારમાં આસરે સોળેક રાજ્યો હતાં. આર્યો બહારમાં સ્થાયી થયા પછી દિલ્હીના રાજ્યનું મહત્ત્વ ઓછું થવા લાગ્યું અને મગધના રાજ્યની ચઢતી થવા લાગી. મગધ પછી સંયુક્ત પ્રાંતમાં કોસલ, બુંદેલખંડમાં વત્સ, અને માળવામાં અવંતીના રાજ્ય પ્રબળ થયાં. સાર્વભૌમસત્તા માટે એ બધાં રાજ્યો માંહોમાંહે લડવા લાગ્યાં. કાળાંતરે બધાં રાજ્યો મગધના માંડળિક થઈ રહ્યાં.

**સામાજિક બંધનો અને ફેરફારઃ**—બહારમાં આવી વસ્યા પછી ત્યાં દ્રાવિડ લોકોની વસ્તી વધારે હોવાથી આર્યો તેઓના નિકટ સંબંધમાં આવવા લાગ્યા. દ્રાવિડ લોકો રંગે કાળા અને શરીરે અસ્વચ્છ હતા. તેઓની સાથે નિકટના સહવાસથી આર્યલોહીમાં ભેળસેળ થવાની બીક અને તેમ થવાથી આર્યસંસ્કૃતિ બગડે એવી બીક રહેતી હતી. એવું અનિષ્ટ પરિણામ થતું અટકાવવા માટે આર્યોએ રોટી બેટી વહેવાર સંબંધે કડક નિયમો દાખલ કર્યા. વર્ણવ્યવસ્થા પ્રમાણે વ્યવસાય કરવાનો રિવાજ વંશપરંપરાનો થવાથી જાતિભેદની પદ્ધત્તિ રૂઢ થતી ચાલી. આ કાળમાં રાજાઓના વૈભવ ઘણા વધી ગયા. રાજાઓ દિગ્વિજય કરી અશ્વમેધ જેવા મોટા યજ્ઞો કરતા થયા. યજ્ઞયાગમાં બ્રાહ્મણોની જરૂર હોવાને લીધે તેઓનું મહત્ત્વ ઘણું વધી ગયું. આ કાળમાં વિદ્વાન સ્મૃતિકારોનો ઉદય થયો, અને તેમને રાજ્યોની મદદ હોવાથી જુદી જુદી વર્ણોના સામાજિક વ્યવહાર માટે કડક રિવાજ બંધનો તેઓએ ઘડ્યાં.

**ધાર્મિક ક્રાંતિઃ**—નિસર્ગ દેવોની પૂજા બંધ પડી. વિષ્ણુ અને શિવની આરાધના સામાન્ય લોકમાં પ્રચલિત થવા લાગી. આ કાળમાં વિદ્વાન્ બ્રાહ્મણોએ આત્મવિદ્યા અને વેદસિદ્ધાંતનો બહુ પ્રચાર કર્યો. પુનર્જન્મનો સિદ્ધાંત રૂઢ થતો ચાલ્યો. બદલાયેલી પરિસ્થિતિમાં આર્યોનું અસલપણું કાયમ રહે અને તેઓની નીતિ બગડે નહિ એ હેતુસર બ્રાહ્મણોએ હિંદુ ધર્મની પુનઃ રચના કરવા માંડી. પણ ધાર્મિક વિધિ અને ક્રિયાકાંડનો આડંબર વધી જવાથી અને સામાજિક બંધનો બહુ સખ્ત થવાને લીધે એકવેળાનું સંગઠિત આર્યજીવન ઢીલું થવા લાગ્યું.

સ્મૃતિકારોએ સામાજિક બંધનો બહુ સખ્ત કર્યાથી અને બ્રાહ્મણોની સત્તા ઘણી વધી જવાથી લોક લાગણી તેમની સામે ઘણી ઉશ્કેરાઈ. મુખ્યત્વે ક્ષત્રીય વર્ગે બ્રાહ્મણો સામે માથું ઉંચક્યું. ધર્મનાં પુસ્તકો સંસ્કૃતમાં લખાયેલાં હોવાથી સામાન્ય વર્ગ તેથી અજ્ઞાત હતો. તેથી બધા વર્ગના લોકને સમજ પડે એવી સાદી અને સરળ પ્રાકૃત ભાષામાં ધર્મગ્રંથો રચવાની શરૂઆત થઈ. ધાર્મિક વિધિ અને મંત્રતંત્રથી લોકો કંટાળ્યા હતા. તેથી નવો ધર્મ સ્થાપવામાં આવ્યો. એ નવો ધર્મ નીતિતત્ત્વના પાયાપર રચવામાં આવ્યો હતો. એ સાદો અને સરળ ધર્મ સૌને રુચવાથી તે લોકપ્રિય થઈ પડ્યો.

---

# પ્રકરણ ૯ મું.

## જૈન અને બૌદ્ધ ધર્મોની સ્થાપના.

**નવા ધર્મસંસ્થાપકોઃ**—પાછળ કહ્યા પ્રમાણે ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં મગધનું રાજ્ય સર્વથી બલિષ્ઠ થયું હતું. ત્યાં ઈ. સ. પૂર્વે ૫૧૯ થી ૪૯૦ સુધી બિંબિસાર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેના વખતમાં ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલા મહાવીર અને ગૌતમે નવા ધમ પ્રચારમાં આણ્યા. એ નવા ધર્મથી લોકોના આચારવિચારમાં મોટી ક્રાંતિ થઈ. એ બંને ધર્મસંસ્થાપકો ક્ષત્રી હોવાથી તેમને ક્ષત્રી રાજાઓ તરફથી સારો આશ્રય મળ્યો હતો. તેઓએ દાખલ કરેલા નીતિના ધર્મતત્વો સર્વમાન્ય હોવાને લીધે એ નવા ધર્મને લોકાશ્રય પણ ઝપાટાબંધ મળતો ચાલ્યો.

**મહાવીર અને જૈનધર્મઃ**—પટણા નગરીની ઉત્તરે આવેલા વૈશાલી નામના શહેરમાં એક સરદાર રહેતો હતો. તેને વર્ધમાન નામનો એક પુત્ર થયો. એ વર્ધમાનને બિંબિસાર રાજાની રાણી સાથે સારો નાતો હતો. તેથી એનું બાળપણ વૈભવ અને વિલાસમાં ગયું હતું. પણ વર્ધમાનનું ખરૂં લક્ષ્ય પરમાર્થ તરફ હતું. તેથી તેને ત્યાગવૃત્તિ ઉત્પન્ન થઇ. તે ઘરબાર છોડીને પારસનાથ નામની એક ટેકરીપર આવેલા એક મઠમાં જઈ રહ્યો.

ત્યાં તેણે ભારે તપશ્ચર્યા કરવા માંડી. તપશ્ચર્યાને પરિણામે તેનામાં જ્ઞાન જ્યોત પ્રગટી. એટલે તેણે નવીન ધર્મ સ્થાપન કર્યો. તે પોતાને મહાવીર અથવા જિન એટલે જેતા કહેવા લાગ્યો. તે ઉપરથી તેણે સ્થાપેલા ધર્મનું નામ જૈનધર્મ પડ્યું.

**જૈન ધર્મનું સ્વરૂપઃ**—જૈન ધર્મની મુખ્ય માન્યતા નીચે પ્રમાણે છે. દેવતાની પૂજા અને યજ્ઞયાગ અસત્ય છે. મનુષ્યને પુનર્જન્મ છે. સર્વે સજીવ અને નિર્જીવ વસ્તુમાં પરમાત્મા રહેલો છે. હિંસા કરવી નહિ. ઉપવાસ અને તપશ્ચર્યા કર્યાથી નિર્વાણ–મોક્ષ મળે છે. વખતો વખત મહાવીર જેવા તિર્થંકરો અવતરે છે, અને તેઓ લોકોને નિર્વાણ એટલે મોક્ષના પરમ સુખનો માર્ગ બતાવે છે. જૈનો તેમના તિર્થંકરોની મૂર્તિ તેઓનાં દહેરાંઓમાં રાખે છે, અને તેની પૂજા કરે છે. જૈન ધર્મમાં મઠનો સંપ્રદાય છે, અને તેમાં ગોરજી અને યોગિનીઓ રહે છે. એ ધર્મ જોકે બહારમાં ઉત્પન્ન થયો હતો તોપણ ત્યાં તેનો પ્રચાર બહુ થયો નહિ. પણ ગુજરાતમાં તે વિશેષ પ્રસર્યો. આજપણ હિંદુસ્થાનના ઘણાખરા ભાગમાં જૈન ધર્મ પ્રચલિત છે.

**ગૌતમ બુદ્ધઃ**—મગધ સામ્રાજ્યમાં હિમાલયની તળેટીમાં કપિલવસ્તુ નામનું એક રાજ્ય હતું. ત્યાં શાકય લોકોનો શુદ્ધોદન નામનો રાજા રાજ કરતો હતો. શુદ્ધોદનને માયાદેવી નામની રાણી હતી. ઘણાં વર્ષ સુધી તેમને કંઈ પુત્રસંતાન નહોતું. પુત્રપ્રાપ્તિ માટે તેઓએ ઘણી ઉપાસના કરી અને બાધા આખડી રાખી હતી. તોપણ પુત્ર ન થવાથી તેઓ લુંબિણી નામના અરણ્યમાં જઈ રહેવા લાગ્યાં. ત્યાં શુદ્ધોદન રાજાને રાણી માયાદેવીને પેટે એક પુત્રરત્ન સાંપડ્યું. આ શુભ સમાચાર સાંભળી કપિલવસ્તુની પ્રજા ઘણા આનંદ ઉલ્લાસમાં આવી ગઈ અને મહોત્સવ કરી મોટા ઠાઠમાઠથી તેણે રાજપુત્રને શહેરમાં આણ્યો. પણ રાજપુત્ર ફક્ત સાત દિવસનો થયો એટલામાં તો રાણી માયાદેવી મરણ પામી. રાજા શુદ્ધોદને રાજપુત્રનું ઘણી કાળજીથી લાલન પાલન કર્યું. તેનું નામ સિદ્ધાર્થ પાડ્યું. સિદ્ધાર્થ અરાઢ વર્ષના થયા ત્યારે શુદ્ધોદને તેને યશોધરા નામની એક રૂપવંતી રાજકન્યા સાથે પરણાવ્યા. અત્યાર સુધી સિદ્ધાર્થનો બધો

વખત એશઆરામ અને રાજવૈભવમાં ગયો હતો. તે ભોગ વિલાસમાં ગર્ક થઈ રહ્યા હતા એમ કહીએ તો ખોટું નહિ. પરંતુ એ વિલાસના વર્ષોમાં તેના મનમાં અનેક વિચાર થતા. દુનીઆમાં પુષ્કળ પાપ થાય છે અને તે પાપને પરિણામે મનુષ્યોને દુઃખ ભોગવવું પડે છે, એ વિચારમાં તેનું મન ઘણું ગુંછવાયેલું રહેતું. તેના ચહેરા પર ખિન્નતા અને ગ્લાનિ રહેતાં. તેનો ઉદાસ ચહેરો જોઈ શુદ્ધોદને તેને વૈભવ વિલાસમાં નાંખવા ઘણા પ્રયત્નો કર્યા, પણ તે સર્વ વ્યર્થ ગયા.



ગૌતમ બુદ્ધ.

પછી સિદ્ધાર્થને એક પુત્ર થયો. તેનું નામ રાહુલ પાડવામાં આવ્યું. એકવાર ફરીથી રાજધાનીમાં આનંદોત્સવ થઈ રહ્યો. જોકે સિદ્ધાર્થને એક પુત્ર પણ થયો તોપણ તેનું વિરક્તપણું ગયું નહિ. કદાચ પુત્રપ્રેમના પાસમાં લપટાઈ પોતાનું કર્તવ્ય ચૂકે એવી તેને ભીતિ લાગવા માંડી. તેથી એક રાત્રે યશોધરાના ખંડમાં હળવેથી જઈ એકવાર મા-દીકરાને સપ્રેમ નિહાળી ત્યાંથી હંમેશને માટે તે ચાલી નીકળ્યા.

સિદ્ધાર્થ પ્રથમ વૈશાલી ગયા. અને એક બ્રાહ્મણ પાસે રહી તેણે હિંદુધર્મ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. પછી તે પટણા ગયા, અને તેણે દરબારના પંડિતો સાથે ધર્મગ્રંથોપર ચર્ચા કરી. પરંતુ તેથી તેનું સમાધાન થયું નહિ. કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યાથી સંસારના દુઃખમાંથી મુક્ત થવાતું નથી એવી તેમની ખાતરી થઈ. તેથી ધર્મવિદ્યાના પુસ્તકોનો અભ્યાસ છોડી દઈ તે બુદ્ધગયા ગયા અને ત્યાં તેમણે મહાવીર સ્વામિ પ્રમાણે તપશ્ચર્યા કરી દેહને કષ્ટ આપવાની શરૂઆત કરી. એ પ્રમાણે તેણે ૭ વર્ષ સુધી તપશ્ચર્યા ચાલુ રાખી. ઉપવાસને લીધે તેનું શરીર હાડપિંજર જેવું

થઈ ગયું. તોપણ તેના મનને શાંતિ થઈ નહિ. છેવટે તેણે તપશ્ચર્યા છોડી દીધી. પછી ગયામાં બોધિવૃક્ષ નીચે બેસી મુક્તિના માર્ગ વિષે તે વિચાર કરવા લાગ્યા. એમ કરતાં એક દિવસ તેના મનમાં પ્રકાશ પડ્યો. પ્રાર્થના અને તપશ્ચર્યાને બદલે સત્કર્મ અને પવિત્ર આચરણથીજ મોક્ષનો લાભ મળે છે એવું તેના મનમાં સિદ્ધ થયું. તે પોતાને બુદ્ધ ( જ્ઞાતા ) કહેવા લાગ્યા. અને તેમણે નવા ધર્મનો પાયો નાંખ્યો.

**ધર્મપ્રસારઃ**—મગધના રાજા બિંબિસારે બુદ્ધધર્મના સિદ્ધાંતો સમજાવવા માટે બુદ્ધને રાજધાની પટણામાં બોલાવ્યા. દરબારમાં તેણે પોતાના ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. સંન્યાસી તરફ લોકોની ભક્તિ સહજ ઢળે છે એ જાણતા હોવાથી તેમણે સંન્યાસી ભિક્ષુનો વેષ ધારણ કર્યો. પછી તે ત્યાંથી ચાલી નીકળ્યા, અને રાય કે રંક, પુરુષ કે સ્ત્રી, કોઈનો ભેદભાવ ન રાખતાં નવા ધર્મનો ઉપદેશ તેણે સૌને આપવા માંડ્યો. એમ તેના શિષ્યોની સંખ્યા વધતી ચાલી. બાર વર્ષ લગી દેશના ઘણા ભાગોમાં ફરી તે પાછા કપિલવસ્તુ આવ્યા. ત્યાં રાણી યશોધરા અને પુત્ર રાહુલ એ બંનેએ બૌદ્ધ ધર્મનો અંગિકાર કર્યો. ત્યારપછી બુદ્ધ પાછા પર્યટને નીકળ્યા અને તેમણે દેશ દેશાંતરમાં પોતાના ધર્મનો પ્રચાર કર્યો. ગૌતમબુદ્ધ એંસી વર્ષની ઉમ્મરે મરણ પામ્યા. ( ઈ. સ. પૂ. ૪૮૦ ).

બુદ્ધ પોતે ક્ષત્રિય હોવાને લીધે તેને રાજ્યાશ્રય પુષ્કળ મળવાથી તેના ધર્મનો પ્રસાર ઝપાટાબંધ થતો ચાલ્યો. તે કાળે કેટલાક શૂદ્ર રાજાઓનાં પણ રાજ્યો હતાં. એ શૂદ્ર રાજાઓએ પણ આ નવા ધર્મને પુષ્કળ મદદ કરી. તેમજ વળી એ ધર્મમાં ઉંચનીચનો ભેદભાવ ન હોવાને લીધે નીચલા વર્ગના લોકોએ ઘણા ઉમંગથી એના ધર્મનો અંગિકાર કર્યો. કાળાંતરે હિંદુસ્થાનના ઘણા પ્રાંતોમાં તેમજ સિલોન, જાવા, સીઆમ, ચીન, જાપાન વગેરે દેશોમાં પણ બૌદ્ધધર્મનો પ્રચાર થયો.

**બૌદ્ધ ધર્મનું સ્વરૂપઃ**—બુદ્ધના ઉપદેશનો મર્મ મનનીય છે. તેનો ધર્મ નીતિના પાયા પર રચાયેલો છે. હોમ યજ્ઞ માટે પશુની હિંસા કરવાને બદલે મનુષ્યે પોતાની વાસનાનોજ ઉચ્છેદ કરવો જોઇએ. મોક્ષ મેળવવા માટે બ્રાહ્મણરૂપી દલાલની જરૂર નથી. મનુષ્ય પોતાના

પવિત્ર આચરણથી નિર્વાણ-મોક્ષ પામી શકે છે. આ જન્મમાં કરેલાં કર્મ પ્રમાણે દરેક માણસને આવતા જન્મમાં સુખ દુઃખ મળે છે. ભોગ વિલાસનો ત્યાગ, પવિત્રતા, પ્રાણીમાત્ર પર દયાભાવ, અને આત્મનિરીક્ષણ, એ માર્ગેથીજ કાયમનો મોક્ષ મળે છે. ઉપર પ્રમાણે બૌદ્ધધર્મનું સ્વરૂપ છે.

---

# પ્રકરણ ૧૦ મું.

## શિશુનાગ અને નંદરાજવંશ

### ઈ. સ. પૂ. ૬૪૨–૩૨૨

**બિંબિસાર અને અજાતશત્રુઃ**—મહાવીર અને ગૌતમ બુદ્ધ સમકાલીન હતા. તેઓ જ્યારે પોતાના ધર્મનો પ્રચાર કરતા હતા ત્યારે શિશુનાગ વંશના બિંબિસાર અને અજાતશત્રુ નામના પિતાપુત્ર મગધમાં રાજ કરતા હતા. શિશુનાગ નામના એક સરદારે ઈ. સ. પૂર્વે ૬૪૨ માં પોતાના વંશનો પાયો નાંખ્યો. ગયા શહેરની પાસે રાજગૃહને તેણે પોતાનું પાટનગર બનાવ્યું. બિંબિસાર એ વંશનો પાંચમો રાજા હતો. તેણે દિગ્વિજય કરી મગધ રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો. એના વખતથી મગધદેશ આર્યસંસ્કૃતિનું કેંદ્રસ્થાન થઈ પડ્યો. બિંબિસાર ઈ. સ. પૂર્વે ૪૯૦ માં મરણ પામ્યો.

તેના પુત્ર અજાતશત્રુએ પાટલીપુત્ર ઉર્ફે પટણામાં પોતાની રાજધાની કરી. એણે પણ રાજ્યનો વિસ્તાર વધારી ઘણી કીર્તિ સંપાદન કરી. એના પછી એના વંશજો નિર્બળ નીવડ્યાથી એ વંશનો અંત આવ્યો. એ વંશના છેલ્લા રાજાનું ઈ. સ. પૂર્વે ૪૧૩ માં ખૂન કરી નંદ નામનો માણસ પટણામાં રાજ કરવા લાગ્યો.

**નંદવંશના રાજાઃ**—આ વંશના નવ રાજાએ ઈ. સ. પૂર્વે ૩૨૨ સુધી રાજ કર્યું. ત્યારપછી પાછી રાજક્રાંતિ થઈ. અને મૌર્યવંશ પટણામાં રાજ કરવા લાગ્યો. શિશુનાગ અને નંદવંશની કારકર્દી દરમ્યાન આર્યવર્ત પર

મોટી પરદેશી સ્વારીઓ આવી હતી. પહેલી સ્વારી ઈરાનનો આર્ય રાજા ડરાયસ લાવ્યો હતો, અને બીજી સ્વારી ગ્રીસના આર્ય રાજા સિકંદરની હતી. એ બંને સ્વારીઓ વાયવ્ય સરહદને રસ્તેથીજ આવી હતી. બંને વખતે સિંધ અને પંજાબ એ બે પ્રાંતોને કનડગત થયેલી. આ બે સ્વારીઓને પરિણામે ઈરાનના અને ગ્રીસના આર્યો હિંદુ આર્યોના સમાગમમાં આવ્યા, એકએકના રીતરિવાજથી માહિતગાર થયા, અને પશ્ચિમ અને પૂર્વના લોકો વચ્ચે આચાર વિચારની આપલે થવા લાગી.

---

# પ્રકરણ ૧૧ મું.

## ડરાયસ અને સિકંદર.

**ઈરાની સામ્રાજ્ય:**—ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં જ્યારે મગધનું રાજ બળવંત હતું ત્યારે ઈરાનમાં પણ એક મોટા સામ્રાજ્યનો ઉદય થયો હતો. ઘણા કાળથી ઈરાનના અને પંજાબના આર્યો વચ્ચે પુષ્કળ વહેવાર ચાલુ હતો એવું સહજ અનુમાન થઈ શકે છે. ઈ. સ. પૂર્વે આસરે ૫૫૦ ની સાલમાં ઈરાનમાં કૈખુશ્રુ નામનો રાજા રાજ કરતો હતો. તેણે બલ્ખ, અફગાનિસ્તાન અને બલુચિસ્તાન દેશો જીતી લઈ તેને પોતાના રાજ્યસાથે જોડી દીધા હતા. ત્યારપછી તેના વંશમાં ડરાયસ નામનો રાજા ઈ. સ. પૂર્વે ૫૨૧ માં ઈરાનની ગાદીપર બેઠો. તેના રાજ્યનો વિસ્તાર એશિઆમાયનરથી અફગાનિસ્તાન સુધી પસરેલો હતો. એવું કહેવાય છે કે તેનાં સામ્રાજ્યમાં બધા મળી વીસ પ્રાંતો હતા.

**ડરાયસની સ્વારી:**—હિંદુસ્થાન દેશને પણ તાબે કરવો એવી ડરાયસની મહત્ત્વાકાંક્ષા હતી. એ ઈચ્છા પાર પાડવા માટે પ્રથમ તો તેણે પોતાના નૌકા સેનાપતિ સ્કાઇલૅકસને સિંધુ નદીના પ્રદેશની તપાસ લેવા મોકલ્યો. આ સ્કાઇલૅકસ એક ગ્રીક ખલાસી હતો. તે તપાસ પરથી પાછો આવ્યો, પછી ડરાયસે હિંદુસ્થાનપર સ્વારી કરી અને પંજાબનો પશ્ચિમ ભાગ અને સિંધપ્રાંત જીતી લઈ તે પોતાના રાજસાથે જોડી દીધા અને

તેનો વીસમો પ્રાંત બનાવ્યો. સિંધપ્રાંત તે વખતે ઘણો માતબર હતો. એ પ્રાંતમાંથી ડરાયસના મહેસૂલી અધિકારીઓ દર વર્ષે પુષ્કળ સોનાનાણું ઈરાન મોકલતા હતા. જો સિંધનાં અને રજપુતાનાનાં રણો વચ્ચે ન હોત તો ડરાયસ કદાચ મગધના રાજ્યને પણ જીતી લેત.

ડરાયસની સ્વારીથી ઈરાની અને હિંદુલોકો વચ્ચે પછીના બસો વર્ષો સુધી સારો સંબંધ રહ્યો. ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં ઈરાનના અને ગ્રીસના આર્યો વચ્ચે ઘણી લડાઇઓ થઈ હતી. એ લડાઇઓમાંની કેટલીકમાં હિંદુ તીરંદાજોની પલટણોએ ગ્રીકોની સામે ઘણાં પરાક્રમો કર્યાં હતાં.

**ગ્રીક લોકઃ**—ઈરાનીઓની હિંદુસ્થાન પર સ્વારી આવી ગયા પછી બસેં વર્ષે ગ્રીક લોકોએ હિંદુસ્થાન પર સ્વારી કરી. પાંચમા સૈકાથી ઈરાની સામ્રાજ્યની પડતી થતી ચાલી અને ગ્રીસના આર્યોની ચઢતી થવા લાગી. ગ્રીક લોકને હિંદુઓ આયોનિયન ઉર્ફે યવન કહેતા હતા. એ કાળે ગ્રીસ દેશ સુધારાની ટોચે પહોંચેલો હતો. તેનું દરીઆઈ લશ્કર ઘણું જોરાવર હતું, અને પોતાના નૌકાસૈન્યના બળે ગ્રીસે ભૂમધ્યસમુદ્રમાં અને તેને કિનારે પોતાનાં ઘણાં સંસ્થાન સ્થાપ્યાં હતાં. ગ્રીસના મૅસિડૉન પ્રાંતના રાજા ફિલિપે ગ્રીસને એકત્ર કરી એક મોટું સામ્રાજ્ય બનાવ્યું અને ધીમે ધીમે તેને ઘણું વિસ્તાયુ. તે એટલે સુધી કે ગ્રીક સામ્રાજ્ય અને ઈરાની રાજ્યની સરહદ એકએકને લાગેલી થઈ. પૂર્વે ઈરાનના સમ્રાટે ગ્રીસ પર સ્વારી કરી હતી. તેનું વેર વાળવા માટે હવે ગ્રીસનો સમ્રાટ ઈરાન પર સ્વારી લઈ જવાની તૈયારી કરવા લાગ્યો. ફિલિપનો છોકરો એલેક્ઝાંડર–સિકંદર એક અદ્વિતીય યોદ્ધો હતો. તેની બહાદુરી અને વ્યૂહરચના આગળ કોઈ દુશ્મન ટકી શકતો નહિ. તેણે ઈરાની સામ્રાજ્ય પર સ્વારી કરી સીરિયા, ઈજીપ્ટ અને મેસોપોટેમીઆ પ્રાંતો કબજે કરી લીધા. ત્યારપછી ઈ. સ. પૂર્વે ૩૨૯ માં તેણે અફગાનિસ્તાનમાં પ્રવેશ કર્યો. પછી બીજે વર્ષે તેણે બલ્ખ અને બુખારા જીતી લીધાં.

**સિકંદરની સ્વારીઃ**—પછી ઈ. સ. પૂર્વે ૩૨૬ માં અટક આગળ સિંધુનદી ઓળંગી સિકંદર પંજાબમાં ધૂસ્યો. તેનું સૈન્ય ભિન્ન ભિન્ન દેશના સૈનિકોનું બનેલું હતું. તે વખતે મગધના નંદવંશના રાજાઓની સત્તા નબળી

પડી ગઈ હતી. તેથી મગધના તાબાના રાજ્યોના રાજાઓ ફાવે તેમ વર્તતા હતા. તેઓમાં સંપ નહોતો. સિકંદરની સામે થવા માટે તેઓ એક થઈ શકયા નહિ. એટલુંજ નહિ પણ કેટલાક રાજાઓ તો સિકંદરને આવ્યો જાણી લડ્યા વિનાજ તેને તાબે થઈ ગયા. તક્ષશિલા નામના પ્રાચીન પ્રસિદ્ધ શહેરનો રાજા સિકંદરનો માંડળિક થઈ રહ્યો. પછી ત્યાંથી આગળ વધી સિકંદર જેલમ નદી સુધી આવ્યો. જેલમ અને ચિનાબની વચ્ચેના દોઆબ પ્રાંતનો રાજા પોરસ નામે હતો. તે એક જબરૂં લશ્કર લઈ જેલમ નદીને દક્ષિણ કિનારે સિકંદરની રાહ જોતો ઉભો. સિકંદરે તે જગાએથી નદી ઓળંગવાને બદલે ત્યાંથી રાતોરાત થોડું સૈન્ય પોતાની સાથે લઈ જેલમનદીને કાંઠે કાંઠે કેટલાક મૈલ જઈ ત્યાંથી નદી ઓળંગી પોરસના સૈન્યની પછવાડેથી તેનાપર હુમલો કર્યો. એ વખતે સિકંદરનું મુખ્ય લશ્કર જે સામે કાંઠે પડ્યું હતું તેણે નદી ઓળંગી તે બાજુએથી પોરસના સૈન્યપર હુમલો કર્યો. ગ્રીક તીરંદાજોએ પોરસના સૈન્ય પર તીરોનો વરસાદ વરસાવ્યો. પોરસનું સૈન્ય ખોરવાઈ ગયું અને પોરસ પોતે બહાદુરીથી લડતાં લડતાં જખમી થઈ સિકંદરના હાથમાં સપડાયો. જોકે કેદ પકડાયો હતો તોપણ સિકંદરની દયા ન માગતાં એક બહાદુર રાજાના રૂઆબથી તે વર્ત્યો. તેની બહાદુરીથી સિકંદર ખુશ થયો હતો. સિકંદરની રાજનીતિ એવી હતી કે જીતાયેલા રાજાને તેનું રાજ્ય ખાલસા ન કરતાં પાછું આપી તેને મિત્ર કરી લેવો. તે પ્રમાણે તેણે પોરસને તેનું રાજ પાછું આપ્યું એટલુંજ નહિ, પણ પંજાબનો કેટલોક ભાગ આપી તેના રાજમાં વધારો કરી આપ્યો.

ત્યાંથી સિકંદરે બિઆસ નદી સુધી કૂચ કરી. સિકંદરની ઇચ્છા તો પૂર્વતરફના બંગાળાના ઉપસાગર સુધીનો હિંદુસ્થાનનો બધો ભાગ જીતી લેવાની હતી. પરંતુ તેના સિપાઈઓ હવે કંટાળ્યા હતા. હિંદુસ્થાનની ગરમ હવા તેઓથી સહન થઈ શકતી નહોતી. તેથી તેઓએ આગળ વધવાની ના પાડી. ત્યારે સૈનિકોમાં બેદિલી થાય એ બીકથી તેણે આગળ વધવાનો વિચાર માંડી વાળ્યો, અને તે પાછો ફર્યો. તે સિંધુ નદી સુધી પાછો ગયો. ત્યાં તેણે વહાણોનો એક કાફલો બંધાવી પોતાના સૈન્યને સિંધુ નદીના મુખ સુધી નીચે ઉતાર્યું. ત્યાંથી પોતાના લશ્કરના બે ભાગ કરીને એક ભાગને તેણે દરીઆ માર્ગે ઇરાની અખાતમાં રવાના કર્યો અને

બીજા ભાગને પોતાની સાથે લઈ જમીન માર્ગે સિકંદર બૅાબલોન ગયો. ત્યાં તે ઈ. સ. પૂર્વે ૩૨૩ માં મરણ પામ્યો.

**સિકંદરની સ્વારીનું પરિણામઃ**—સિકંદરની સ્વારીથી ગ્રીસ અને હિંદુસ્થાન વચ્ચે પરિચય શરૂ થયો. ગ્રીક લોકોની કેટલીક હુન્નર કળાથી હિંદુઓ માહિતગાર થયા. પંજાબમાં અને સિંધમાં સિકંદરે કેટલાંક શહેરો વસાવ્યાં. એ શહેરો મોટાં વેપારી મથક થઈ પડ્યાં. તેમાં આવી વસેલી ગ્રીક વસ્તી પાસેથી ગ્રીક સંસ્કૃતિથી હિંદુઓ વાકેફ થયા.

---

# પ્રકરણ ૧૨ મું.

## મૌર્ય વંશની સ્થાપના.

**ચંદ્રગુપ્ત અને ચાણક્યઃ**—સિકંદર જ્યારે હિંદુસ્થાન પર સ્વારી લાવ્યો ત્યારે મગધમાં નંદવંશનો છેલ્લો રાજા રાજ કરતો હતો. એ રાજા નબળો હોવાથી પંજાબ વગેરે દૂરના દેશોના ખંડિયા રાજાઓ સ્વતંત્ર થઈ પડ્યા હતા. સિકંદરના આવ્યા પહેલાં નંદરાજાનો સેનાપતિ ચંદ્રગુપ્ત બંડ કરી પંજાબ જઈ રહ્યો હતો. સિકંદર આવ્યો ત્યારે મગધ પર સ્વારી કરવા માટે ચંદ્રગુપ્તે તેની મદદ માગી હતી. પણ સિકંદરનું સૈન્ય ઘણાં વર્ષની લડાઈઓથી કંટાળી ગયું હતું તેથી તેણે ચંદ્રગુપ્તને મદદ કરી નહિ. ગ્રીક સ્વારીને લીધે પંજાબનાં પ્રબળ રાજ્યો પડી ભાંગ્યાં હતાં. એટલે સિકંદરના ગયા પછી ચંદ્રગુપ્તે એક જબરૂં સૈન્ય ઉભું કર્યું અને કૌટિલ્ય ઉર્ફે ચાણક્ય નામના એક રાજનીતિજ્ઞ પુરૂષની મદદથી સિકંદરે મૂકેલા સૂબાઓને હરાવી ચંદ્રગુપ્તે પંજાબ પ્રાંત હસ્તગત કરી લીધો. ત્યારપછી તે મગધ પર ચઢી ગયો અને નંદરાજાને હરાવી નંદકુળનો સંહાર કરી પોતે મગધની ગાદીપર ચઢી બેઠો. ચંદ્રગુપ્તનો વંશ મૌર્યવંશ કહેવાય છે.

**સેલ્યુકસ સાથે સંધિઃ**—સિકંદરના મરણ પછી તેનું રાજ્ય તેના સરદારોમાં વહેંચાઈ ગયું. પૂર્વનો પ્રાંત સેલ્યુકસના હાથમાં આવ્યો. સેલ્યુકસે પોતાના પ્રાંતમાં સારો બંદોબસ્ત કરી ચંદ્રગુપ્તે જીતી લીધેલા પંજાબ પ્રાંતના

ભાગો પાછા મેળવવા પંજાબ પર સ્વારી કરી. પણ અત્યાર અગાઉ ચંદ્રગુપ્ત ઘણો બળવાન થઈ પડ્યો હતો. બંને વચ્ચે યુદ્ધ થયું, તેમાં સેલ્યુકસનો પરાજય થયો, અને તેને ચંદ્રગુપ્ત સાથે સંધિ કરવી પડી. એ સંધિથી સિંધુનદીની પશ્ચિમ તરફનો ઘણો ભાગ ચંદ્રગુપ્તને મળ્યો. સેલ્યુકસે પોતાની પુત્રી ચંદ્રગુપ્તને દઈ તેની સાથે દોસ્તી મજબૂત કરી. તેણે મેગાસ્થીનીસ નામનો એક એલચી ચંદ્રગુપ્તના દરબારમાં રાખ્યો (ઈ. સ. પૂર્વે ૩૦૩). મેગાસ્થીનીસે લખેલા હેવાલ પરથી તે કાળની પરિસ્થિતિ વિષે આપણને સારી માહિતી મળે છે.

**દરબારનું ઐશ્વર્ય**:—ચંદ્રગુપ્તની રાજધાની પાટલીપુત્ર તે હાલનું પટણા ઘણું વિસ્તૃત અને શોભીતું શહેર હતું. તે નવ માઇલ લાંબું અને દોઢ માઇલ પહોળું હતું. તેની આસપાસ કોટ અને ખાઇઓ હતી. અને તેને ચોસઠ દરવાજા હતા. પટણાનું સૌંદર્ય ઘણું વખાણવાલાયક હતું. તેમાં ઠેકાણે ઠેકાણે બાગ બગીચા હતા અને તેમાં હોજ ફુવારાઓ પુષ્કળ હતા.

ચંદ્રગુપ્ત સોના રૂપાના વાસણોમાં જમતો, અને હીરા મોતીથી જડેલો પોશાક પહેરતો. તેને શિકારનો અને ઘોડાની શરતનો ઘણો શોખ હતો. તે જ્યારે બહાર નીકળતો ત્યારે તેની સાથે હથિયારબંધ અંગરક્ષકો રાખતો.

**રાજ્ય કારભાર**:—ઉત્તર હિંદુસ્થાનમાં એક મોટું સામ્રાજ્ય સ્થાપનાર ચંદ્રગુપ્ત પહેલો હતો. રાજનો વિસ્તાર વધાર્યા પછી તેણે રાજવ્યવસ્થા પર લક્ષ આપવા માંડ્યું. વેપાર અને લશ્કરની આવજાને માટે તેણે પાકા રસ્તા બંધાવ્યા. ખેતીની સુધારણા માટે પાણીની નહેરો ખોદાવી; જમીનની મહેસૂલ નક્કી કરી તેની વસૂલાત માટે અધિકારીઓ નીમ્યા. શહેરોમાં વેપાર જકાત વગેરે બાબતોની વ્યવસ્થા કરવા માટે તેણે નિરનિરાળી પંચાયતો નીમી. સખત કાયદા કરી ધાડચોરી અટકાવવા માટે બંદોબસ્ત કર્યો. ધાક બેસાડવા માટે તેના ન્યાયાધીશો નાના નાના ગુના માટે પણ ભારે શિક્ષા કરતા. તેના રાજ્યમાં ન્યાય વખતસર મળતો. મુખ્ય ન્યાયકચેરીમાં ચંદ્રગુપ્ત પોતે ઇન્સાફ આપવા બેસતો. તેણે જુદા જુદા પ્રાંતોપર સૂબેદારો નીમ્યા હતા. તેના સૈન્યમાં હયદળ, પાયદળ, હાથી, રથ વગેરે હતાં. તેના હાથ નીચે ૧૧૮ માંડળિક રાજાઓ હતા. આ હકીકત ઉપરથી આપણે તેના કારભારની અને તેના વૈભવની કલ્પના કરી શકીએ છીએ.

**લોક સ્થિતિઃ**—પ્રજાની સામાજિક સ્થિતિ પણ ઘણી સારી હતી. યોદ્ધાઓ, તત્ત્વવેત્તા, મંત્રી, ખેડુત, વગેરે સમાજના સાત વિભાગ હતા. એનાં રાજ્યમાં ગુલામગીરીની પદ્ધતિ બિલકુલ નહોતી. સ્ત્રીઓનું પતિવ્રત અને પુરુષોનું શૌર્ય અદ્વિતીય હતાં. ચોરી શું તે તો કોઈ જાણતુંજ નહિ. કળાકૌશલ્યમાં લોકો સારા પ્રવીણ હતા. દરેક જ્ઞાતિ પોતપોતાનો ધંધો કરતી. તે વખતે બૌદ્ધ ધર્મનો ફેલાવો હજુ થયો નહોતો તેથી વિદ્વાન બ્રાહ્મણોનું જોર ઘણું હતું.

---

# પ્રકરણ ૧૩ મં.

## ચક્રવર્તી અશોક

**અશોકની રાજનીતિઃ**—મૌર્યવંશનો સર્વથી મહાન રાજા ચંદ્રગુપ્તનો પૌત્ર સમ્રાટ અશોક હતો. તેના દાદાએ અને બાપે પોતાની તરવારના બળે મગધરાજ્યનો ઘણો વિસ્તાર કર્યો હતો. અશોકે સારી રીતે રાજ્યનું રક્ષણ કર્યું. રાજકાજમાં અશોક શાંતિપ્રિય રાજા હતો. ગાદીએ બેસતાંજ તેણે કલિંગ તે હાલના ઓરિસા પ્રાંતપર હુમલો કર્યો. કલિંગ સાથેની લડાઈઓમાં એટલો બધો રક્તપાત થયેલો કે જે જોઈ અશોકનું મન ઘણું ખિન્ન થયું. ત્યારપછી તેણે ઠરાવ કર્યો કે હિંસા કરવી નહિ. તેણે શિકારે જવું પણ બંધ કરી દીધું.

**બૌદ્ધ ધર્મને રાજ્યનો આશ્રયઃ**—બૌદ્ધ ધર્મ સ્થપાયાને બસો અઢીસો વર્ષ થઈ ગયાં હતાં. તોપણ મગધના રાજાઓનો ધર્મ હિંદુ ધર્મજ હતો. પ્રથમ અશોકે બૌદ્ધ ધર્મને રાજ્યનો આશ્રય આપ્યો, ત્યારપછી એ ધર્મનો પ્રચાર મગધ દેશમાં ઝપાટાબંધ થતો ચાલ્યો. અશોકે પોતે પણ એ ધર્મ સ્વીકાર્યો. પોતે ધર્મ બદલ્યો હતો તોપણ તે તેની હિંદુ પ્રજાની સાથે પ્રેમથી વર્તતો હતો. પોતાને પ્રિય એવા બૌદ્ધ ધર્મનાં તત્ત્વો સર્વે લોકોની જાણમાં આવે એ હેતુથી તેણે સ્થંભો ઉપર અને પર્વતોના ખડકો ઉપર શિલાલેખ કોતરાવ્યા. માબાપની આજ્ઞા પાળવી, પ્રાણી

માત્રપર દયા રાખવી, અને હંમેશ સત્ય બોલવું અને આચરવું, એ તત્ત્વો ઉપર એના શિલાલેખોમાં ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. દિલ્હી, અમદાવાદ, બનારસ વગેરે ઠેકાણે એ શિલાલેખો જોવામાં આવે છે.

**રાજ્ય વ્યવસ્થા:**—સામ્રાજ્યનો વિસ્તાર કરવાને બદલે તેમાં સુવ્યવસ્થા રાખવા તરફ તેનું ખાસ લક્ષ હતું. વેપારને ઉત્તેજન આપી ગ્રીસ, ઇજીપ્ટ વગેરે દેશો સાથે વહેવાર તેણે ચાલુ કર્યો. વાવ, કુવા, તળાવો બંધાવી ખેતીનો સુધારો કર્યો. લોકોમાં કેળવણીના પ્રચાર માટે શાળાઓ સ્થાપી. એની કારકિર્દીમાં નાલંદ નામની વિદ્યાપીઠ ઘણી પ્રસિદ્ધિમાં આવી હતી. દયાળુ અશોકે ગરીબો માટે સદાવ્રતો કાઢ્યાં હતાં. જાનવરોને માટે પાંજરાપોળ અને દવાખાનાં પણ બંધાવ્યાં હતાં. ગરીબ ગુરભાંઓને મદદ કરતા મઠાધિકારીઓને તે સારો આશ્રય આપતો હતો. તેણે સેંકડો મઠો અને ધર્મશાળા બંધાવ્યાં હતાં. ધર્મપ્રચારકોને ચીન, સિલોન, તિબેટ વગેરે દેશોમાં મોકલી ત્યાં તેણે બૌદ્ધધર્મ દાખલ કર્યો. ગૌતમ બુદ્ધનાં અવશેષો ઉપર તેણે બધાં મળી એંસી હજાર સ્તૂપો બંધાવ્યા હતા.



**સાંચી સ્તૂપ–પ્રવેશદ્વાર.**

અશોકના વખતમાં સામ્રાજ્યનો વિસ્તાર દક્ષિણ હિંદુસ્થાનમાં થયો નહિ. ત્યાંના રાજાઓ અશોકના મિત્ર હતા તેથી તેઓએ અશોકે મોકલેલા ધર્મપ્રચારકોને તેઓના રાજ્યમાં ધર્મપ્રચાર કરવા ફરવાની છૂટ આપી હતી. તે વખતના દક્ષિણના રાજ્યોમાં કૃષ્ણા અને ગોદાવરી નદીઓની વચ્ચે આંધ્ર નામનું રાજ સૌથી જબરૂં હતું. સમ્રાટ અશોક ઈ. સ. પૂર્વે ૨૩૧ માં મરણ પામ્યો.

---


અશોકનું સામ્રાજ્ય
▲ શિલાલેખો
૭૦°
૮૦°
૯૦°
૩૦°
૨૦°
૧૦°
કાબૂલ
શ્રાવસ્તી
કપિલવસ્તુ
મગધ
રાજગૃહ
ગયા
સાંચી
કલિંગ
આંધ્ર
કામરૂપ
ગિરનાર

# પ્રકરણ ૧૪ મું.

## પરચક્રનો ઉદ્ભવ

**બૅક્ટ્રિયન અને પાર્થિયન લોકોનો ઉદય:**—ચંદ્રગુપ્તે હરાવ્યા પછી સેલ્યુકસ પશ્ચિમ તરફના સીરિયા પ્રાંતમાં ગયો. ત્યાં ગયા પછી થોડા કાળમાં તે મરણ પામ્યો. ત્યારે મધ્ય એશિઆના ગ્રીક પ્રાંતો સ્વતંત્ર થયા. બલ્ખ પ્રાંત બેક્ટ્રિયા કહેવાયો. ત્યાંના ગ્રીક લોકોએ ત્યાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેની પશ્ચિમે હિરાત પાસે પાર્થિયન નામના લોક રહેતા હતા. તેમણે પણ પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એ બૅક્ટ્રિયન અને પાર્થિયન લોક પ્રબળ થતા ચાલ્યા અને મગધનું સામ્રાજ્ય નિસ્તેજ થતું ચાલ્યું. અશોક પછી આવનારા રાજાઓ નબળા નીવડ્યા. તેથી એ વંશના છેલ્લા રાજાનો સેનાપતિ પુષ્યમિત્ર ઈ. સ. પૂર્વે ૧૮૪ ની સાલમાં રાજાનું ખૂન કરી મગધની ગાદીપર ચઢી બેઠો.

**પુષ્યમિત્ર અને મીનાંદર:**—અશોક પછીના રાજા નબળા નીકળવાથી વાયવ્ય સરહદ તરફથી એકવાર ફરીથી પરદેશી હુમલા હિંદુસ્થાનપર આવવા લાગ્યા. બૅક્ટ્રિયાના ગ્રીકોએ અફગાનિસ્થાન દેશ કબજે કરી લીધો હતો. ત્યાંથી તેઓએ હિંદુસ્થાનપર સ્વારી કરવાની શરૂઆત કરવા માંડી. પુષ્યમિત્રની કારકિર્દીમાં બૅક્ટ્રિયન રાજા મીનાંદર ઈ. સ. પૂર્વે ૧૫૫ માં ઠેઠ પાટલીપુત્ર સુધી ધસી આવ્યો. પણ પુષ્યમિત્ર ઘણો બહાદુર હતો. તેણે મીનાંદરને હરાવી પાછો નસાડ્યો.

**શક અને કુશન લોક:**—બૅક્ટ્રિયન લોક પાછા હિંદુસ્થાન પર ચઢી આવત, પણ તેમની પશ્ચિમ તરફ પાર્થિયન લોક હતા તેમના તરફથી તેમને ભીતિ હતી. તેમજ આ અરસામાં મધ્ય એશિઆમાં નવીન પ્રજાઓ જાગૃત થવા લાગી હતી. મધ્યએશિઆમાં શક નામના અને મંગોલીઆમાં કુશન નામના લોકો વસતા હતા. બૅક્ટ્રિયાના ગ્રીકો દક્ષિણ તરફ ચાલી નીકળ્યા પછી તેઓના બલ્ખ વગેરે પ્રાંતો શક લોકોએ કબજે કરી લીધા. તેમના પછી કુશન લોકો પોતાના દેશમાંથી બહાર પડી શક લોકો પર હુમલા કરવા

લાગ્યા અને તેમણે તેમને દક્ષિણ તરફ નસાડી મૂકયા. એટલે બૅક્ટ્રિયન લોકો પર પશ્ચિમ તરફથી પાર્થિયન લોકો અને ઉત્તર તરફથી શક લોકો હુમલા કરવા લાગ્યા. પાર્થિયનોએ બૅક્ટ્રિયનોને હરાવી ઈ. સ. પૂર્વે ૧૦૦ થી ઈ. સ. ૫૦ સુધી આસરે ૧૫૦ વર્ષ કાબુલ અને પંજાબમાં રાજ્ય કર્યું. શક લોકો કાશ્મીર પર ઉતરી પડ્યા હતા. કુશન લોકો પણ દક્ષિણ તરફ ઉતરી આવવા લાગ્યા અને તેઓએ શક લોકોને હરાવ્યા. ત્યારે શક લોકો ત્યાંથી નીકળી દક્ષિણ તરફ ગયા અને તેઓએ સિંધ, માળવા અને કાઠીઆવાડમાં પોતાનાં રાજ્યો સ્થાપ્યાં. એ દરમ્યાન કુશનોએ અફગાનિસ્તાન અને પંજાબમાં પોતાની સત્તા બેસાડી. કંઈક કાળ પછી પૂર્વે બનારસ સુધી તેમની સત્તા ચાલવા લાગી.

**રાજા કનિષ્કઃ**—કુશનોનો રાજા કનિષ્ક ઈ. સ. આસરે ૧૨૫ માં ગાદી પર આવ્યો. તેણે પુષ્પપુર ઉર્ફે પેશાવરને પોતાની રાજધાની બનાવ્યું. અશોકની માફક કનિષ્ક પણ બૌદ્ધ ધર્મ માનનારો હતો. પેશાવરમાં ભિક્ષુઓ માટે તેણે એક ભવ્ય મઠ બંધાવ્યો અને તેપર એક રોનકદાર ઉંચો મિનારો બંધાવ્યો. ત્યાં તેણે મોટી ધર્મસભા ભરી બૌદ્ધધર્મ કાયમ કર્યો. કનિષ્કે ઉત્તર હિંદુસ્થાનમાં એક જબરૂં રાજ્ય સ્થાપ્યું, પાર્થિયન લોકોને હરાવી તેઓનું રાજ પોતાના રાજ સાથે જોડી દીધું, અને ચીનાઈ રાજ્યના કાશ્ગર, યારકંદ અને ખોતાન પ્રાંતો પણ જીતી લઈ પોતાના સામ્રાજ્યમાં જોડી દીધા.

કનિષ્કના કાળમાં યુરોપમાં રોમન સામ્રાજ્યની ચઢતી કળા હતી. એશિઆમાઇનોર પ્રાંત રોમન સામ્રાજ્યનો ભાગ હતો. રોમન સામ્રાજ્ય અને કનિષ્કના સામ્રાજ્યની વચ્ચે પાર્થિયન લોક રહેતા હતા. રોમન સમ્રાટ અને કનિષ્કે પાર્થિયન રાજ્ય વહેંચી લીધું. કનિષ્કના દરબારમાં રોમન એલચી રહેવા લાગ્યો. કનિષ્કે રોમન સામ્રાજ્ય અને હિંદુસ્થાન વચ્ચે વેપાર ચાલુ કર્યો. રેશમી કાપડ, મસાલા, હીરા, માણેક વગેરે કીમતી ચીજો હિંદુ-સ્થાનમાંથી રોમ જતી અને તેના બદલામાં રોમન સામ્રાજ્યનું સોનું હિંદુ-સ્થાનમાં આવતું. રોમન શિલ્પકળા પણ આપણા દેશમાં દાખલ થઈ.

**આંધ્ર રાજાઓની ચઢતીઃ**—જ્યારે ઉત્તરમાં કુશન રાજાઓ જોરપર હતા ત્યારે દક્ષિણ હિંદુસ્થાનમાં આંધ્રવંશના રાજાઓ પ્રબળ હતા. અશોકના

વખતમાં પણ તેઓની સત્તા જોર પર હતી. પછી મગધની પડતી થઈ ત્યારે આંધ્ર રાજાઓએ મધ્ય હિંદુસ્થાન સુધી પોતાની સત્તા વધારી. તેઓની રાજધાની પૂર્વમાં કૃષ્ણા નદીના મુખ આગળ ધરણીકોટમાં હતી. પશ્ચિમ તરફ તેઓના રાજ્યનું મુખ્ય મથક પ્રતિષ્ઠાન અથવા પૈઠણ હતું. મધ્ય હિંદુસ્થાનમાં તેમના રાજનો વિસ્તાર થયો ત્યારે કેટલાક વખત સુધી નાશિકમાં તેઓએ પોતાનું મુખ્ય થાણું રાખ્યું હતું. ઉત્તર હિંદુસ્થાનમાં કુશન રાજા કનિષ્ક બૌદ્ધ ધર્મને આશ્રય આપતો હતો ત્યારે દક્ષિણમાં આંધ્રવંશના રાજાઓ બ્રાહ્મણ ધર્મ અને ચાતુર્વર્ણ્યવ્યવસ્થાના સ્થંભરૂપ હતા.

**ગુપ્તવંશની સ્થાપના:**—મગધની પડતી થયા પછી ચઢતીમાં આવેલાં કુશન અને આંધ્ર રાજ્યોની ઈ. સ. આસરે ૨૬૬ થી પડતી થવા લાગી. તેનું કારણ એ છે કે શકલોકો એકવાર ફરીથી જોરપર આવ્યા અને ઠેકાણે ઠેકાણે તેઓએ પોતાની સત્તા પાછી બેસાડી. મૌર્યવંશનું ચક્રવર્તી રાજ સ્થાપન થયું તે પૂર્વે ઉત્તર હિંદુસ્થાનમાં નાનાં નાનાં અનેક સ્વતંત્ર રાજ્યો થઈ જેવી સ્થિતિ થઈ હતી તેવી સ્થિતિ પાછી થઈ ગઈ હતી. એટલે શકલોકો પાછું ડોકું ઉંચું કરી શકયા હતા. પછી ચોથા સૈકામાં મૌર્યવંશની માફક મગધમાં ગુપ્ત સામ્રાજ્ય સ્થાપન થયું. મૌર્ય સમયમાં બૌદ્ધ ધર્મને રાજ્યાશ્રય મળતો હતો. ત્યારે ગુપ્ત વંશના સમયમાં હિંદુધર્મને આશ્રય મળવા લાગ્યો. ગુપ્ત વંશના અમલથી બૌદ્ધ ધર્મની પડતીની શરૂઆત થઈ. ગુપ્ત કાળમાં ઘણા વિદ્વાન, પંડિત, કવિ, શાસ્ત્રકારો ઉત્પન્ન થયા અને તેઓએ સંસ્કૃત વાઙ્મયનું પુનરુજ્જીવન કર્યું. ગુપ્તવંશનો સમય હિંદુસ્તાનની ખરી કીર્તિનો સમય હતો અને તે કાળે દેશ સુખ અને વૈભવની ટોચે પહોંચ્યો હતો.

---

# પ્રકરણ ૧૫ મું.

## ગુપ્ત સામ્રાજ્ય.

**સમુદ્રગુપ્ત:**—ઈ. સ. ના ચોથા સૈકામાં વૈભવશાળી ગુપ્તવંશની સ્થાપના થઈ. તે કાળે મગધમાં ચંદ્રગુપ્ત નામના રાજાનો દહાડો સિકંદર હતો.

ઈ. સ. ના ૩૨૦ મા વર્ષમાં પાટલીપુત્રમાં તેનો રાજ્યાભિષેક થયો. આ ચંદ્રગુપ્ત ગુપ્તવંશનો સ્થાપનાર હતો.

તેનો પુત્ર સમુદ્રગુપ્ત મહાપ્રતાપી નીકળ્યો. ઉત્તર હિંદુસ્તાનમાં પોતાનું રાજ્ય મજબૂત કર્યા પછી વિંધ્યાચલ પર્વત ઓળંગી તેણે દક્ષિણ હિંદપર મોરચા માંડ્યા. અને દિગ્વિજય કરતો કરતો ઠેઠ કન્યાકુમારી સુધી તે ગયો. આ પ્રમાણે આખા હિંદુસ્થાનનો પ્રથમ સમ્રાટ સમુદ્રગુપ્ત હતો. તેના એલચીઓ મધ્યએશિઆ, સિલોન વગેરે દૂરદૂરના દેશોના દરબારમાં રહેતા હતા. સમુદ્રગુપ્ત હિંદુધર્માભિમાની હતો તેથી તેના વખતમાં હિંદુધર્મ પાછો ઘણો જોરપર આવી ગયો હતો.

**ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યઃ**—સમુદ્રગુપ્તનો છોકરો ચંદ્રગુપ્ત બીજો પણ ઘણો પરાક્રમી રાજા થઈ ગયો. તેને વિક્રમાદિત્ય પણ કહે છે. દંતકથાનો વિક્રમરાજા તે આજ હતો. તેણે શક લોકોને હરાવીને તેઓનાં માળવા અને કાઠીઆવાડના રાજ્ય જીતી લીધાં. રાજ્યનો વિસ્તાર ઘણો વધારી તેણે રાજકારભાર પણ ઘણી સારી રીતે ચલાવ્યો. તેણે વેપારને ઘણું ઉત્તેજન આપ્યું તેથી અરબી સમુદ્ર માર્ગે એડન, ઇજીપ્ટ વગેરે સ્થળો સાથે ધમધોકાર વેપાર વધવા લાગ્યો. પિતાની માફક પુત્ર પણ વિદ્યાનો શોખીન હતો. તેણે ઘણા પંડિતોને આશ્રય આપી દરબારમાં લાવી રાખ્યા હતા. કવિ શિરોમણી કાલિદાસ એ પંડિતોમાંના એક હતા. વિક્રમના દરબારમાં નવપંડિતો 'નવરત્નો' નીચે પ્રમાણે હતાઃ—ધન્વંતરિ, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વૈતાલભટ્ટ, ઘટકર્પર, કાલિદાસ, વરાહમિહિર, અને વરરુચિ.

તેમાં કાલિદાસ સૌથી શ્રેષ્ઠ હતા. વિક્રમાદિત્યની કારકિર્દીમાં આપણું હિંદુસ્થાન કીર્તિની ટોચે ચઢયું હતું.

**સંસ્કૃતિ અને વૈભવઃ**—ચોથા સૈકા પછી બસો વર્ષ સુધી ગુપ્ત વંશની સત્તા જોરપર હતી. એ કાળમાં સંસ્કૃત ભાષા ઘણી ખીલી. કાવ્યો, નાટકો, વ્યાકરણ ગ્રંથો, શબ્દકોશ વગેરે ઘણા પુસ્તકો ગુપ્તકાળમાં રચાયાં હતાં. મહાભારત અને ભગવદ્ગીતામાં સુધારા વધારા એ કાળેજ થયા. 'રઘુવંશ' અને 'શાકુંતલ' ના કર્તા કાલિદાસ, 'કિરાતાર્જુન' કાવ્ય રચનાર ભારવી અને 'દશકુમાર ચરિત' ના બનાવનાર દંડી જેવા સમર્થ કવિવરો વિક્રમના વખતમાં


વિક્રમાદિત્યનું સામ્રાજ્ય
ગાંધાર
કાશ્મીર
તક્ષિલા
મદ્ર
સિંધ
નેપાળ
લલિતપટ્ટણ
કામરૂપ
કામરૂપ
મથુરા
અયોધ્યા
કોશલ
વૈશાલી
પાટલીપુત્ર
કાશી
નાલંદ
વિદિશા
પ્રયાગ
ગુજરાત
સાંચી
બુદ્ધગયા
વંગ
માળવા
ઉજ્જૈન
સૌરાષ્ટ્ર
ગિરનાર
જુનાગઢ
તામ્રલિપ્તી
(ઓરિસા)
મહા
કોશલ
નાસીક
કલિંગ
અમરાવતી
ચોળ
કાંચી
પાંડ્ય
૭૦°
૮૦°
૯૦°
૩૦°
૨૦°
૧૦°

થઈ ગયા. 'અમરકોશ' પણ તેજ કાળે રચાયો હતો. અને પ્રસિદ્ધ ગણિત શાસ્ત્રી આર્યભટ્ટે ગણિત અને જ્યોતિષના ગ્રંથોપણ ત્યારેજ રચ્યા હતા.

તે કાળે માત્ર બ્રાહ્મણોજ ભણેલા હોવાથી તેઓ ઘણું માન પામતા અને તેઓની સત્તા ઘણી હતી. ગુપ્તરાજાઓનો ધર્મ હિંદુ હોવાથી તેઓ વિદ્વાન બ્રાહ્મણોને ઘણું માન આપતા, અને રાજકાજમાં તેઓનીજ સલાહ લેતા. રાજ્ય તરફથી જબરો આશ્રય મળવાને લીધે હિંદુધર્મ પાછો બળવાન થયો અને બૌદ્ધધર્મની પડતી થવા લાગી. તે કાળે વેપાર ધમધોકાર ચાલતો હતો, અને કળાકૌશલ્યમાં ઘણી પ્રગતિ થઈ હતી. ઉજ્જન જેવાં મોટાં મોટાં શહેરો બંધાયાં અને ભરૂચ, ખંભાત જેવાં જગવિખ્યાત બંદરો થયાં. વ્યાપારવૃદ્ધિથી જકાતની મહેસૂલ પણ સારી ઉપજતી. ચીન, જાવા, ઈરાન, રોમ વગેરે દેશો સાથે ધૂમ વેપાર ચાલતો. શિલ્પકળા, ચિત્રકળા અને ખનિજ વિદ્યાનો ઘણો વિકાસ થયો. અજંટાની ગુફામાંના કોતરકામ પરથી તે કાળની શિલ્પકળાનો સારો ખ્યાલ આવે છે.

સમુદ્રગુપ્તની કારકિર્દીમાં ફાહિઆન નામનો ચીનો મુસાફર હિંદમાં આવી ૭ વર્ષ રહ્યો હતો. તે તે વખતના હિંદુસ્થાનની હાલતનું વર્ણન લખી ગયો છે. તે ઉપરથી માલમ પડે છે કે તે વખતે આપણે ત્યાં મોટાં મોટાં અને ધનાઢ્ય શહેરો હતાં. ગૌહત્યા અને મદ્યપાન નિષેધ હતાં. ઘણી લોકોપયોગી સંસ્થાઓ હસ્તીમાં હતી. મુસાફરો માટે ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ બંધાવેલી હતી. રાજકારભાર સારો વ્યવસ્થિત હતો. ઠરાવેલે વખતે સૈન્યને અને મુલ્કી નોકરોને ઠરાવેલો પગાર મળતો. તેથી તેઓ વફાદારીથી અને પ્રમાણિકપણે નોકરી કરતા. આ પ્રમાણે આપણા પૂર્વજો સ્વરાજ અને સુરાજ બંનેનો લાભ મેળવતા હતા તેથી દેશ ઘણો ધનાઢ્ય અને વૈભવશાળી હતો એ વાત લક્ષમાં રાખવા જેવી છે.

---

# પ્રકરણ ૧૬ મું.

## સમ્રાટ હર્ષ (ઈ. સ. ૬૦૬ થી ૬૪૬)

**હૂણ લોકોની ચઢાઈઃ**—સમુદ્રગુપ્તની કારકિર્દીપછી ત્રીજીવાર હિંદપર પરદેશી આક્રમણ થવા લાગ્યું. પાંચમા સૈકામાં મધ્યએશિઆમાં પાછો

ખળભળાટ થવા લાગ્યો. તે વખતે ત્યાં હૂણ નામના લોક રહેતા હતા. તેઓ જંગલી અને ક્રૂર હતા. તેઓ જ્યાં જતા ત્યાં લૂંટફાટ અને ખૂનામરકી ચલાવતા. પાંચમા સૈકાના છેવટના ભાગમાં એ હૂણ લોકો વાયવ્ય રસ્તેથી હિંદુસ્થાનમાં આવ્યા. પંજાબ અને કાશ્મીરને પગતળે રગડોળી તેઓ મધ્ય હિંદુસ્થાન સુધી ધસી ગયા અને કેટલેક ઠેકાણે તેઓએ પોતાની સત્તા બેસાડી. તેમના તરફથી ગુપ્ત રાજ્યને ઘણી હરકત થવા માંડી. તેથી દેશમાં પાછા દંગા બખેડા થવા લાગ્યા. હૂણોનો રાજા મિહિર એક મોટો રાક્ષસ હતો. સારે નસીબે તે વખતે માળવામાં યશોવર્ધન નામનો શૂરો રાજા રાજ કરતો હતો. તેણે ઈ. સ. ૫૨૮ માં માળવામાં મંદોસર આગળ મિહિરનો પરાજય કર્યો અને દેશને હૂણોના જુલમથી ઉગાર્યો. આ વખતે તુર્ક લોકે ચીનાઈ તાર્તરીમાંથી બહાર પડી હૂણોને હરાવી એશિઆમાંથી હાંકી કાઢ્યા. તેથી હિંદુસ્તાનમાં પણ હૂણોનું જોર નરમ પડ્યું. ત્યારપછી એકસો વર્ષ સુધી પાછાં હિંદુસ્થાનમાં અનેક નાનાં નાનાં રાજ્યો થઈ ગયાં.

**હર્ષ અને પુલકેશી:**—છટ્ઠા સૈકાની શરૂઆતમાં થાણેશ્વરમાં રાજા શિલાદિત્ય ઉર્ફે હર્ષનો ઉદય થયો. એક મોટું સૈન્ય ઉભું કરી તેણે હૂણોને તાબે કર્યા. શરણ આવેલા હૂણોને તેણે હિંદુ બનાવ્યા. પછી તેણે દિગ્વિજય કરી સિંધ સિવાય આખું ઉત્તર હિંદુસ્થાન પોતાની સત્તા નીચે આણ્યું. પછી તે દક્ષિણમાં પણ સ્વારી લઈ ગયો. તે વખતે દક્ષિણમાં ચાલુક્ય વંશનો બીજો પુલકેશી રાજ્ય કરતો હતો. તેના રાજ્યનો વિસ્તાર નર્મદા નદીની ઉત્તરે આવેલા પ્રદેશ સુધી હતો. પુલકેશીએ પરાક્રમ કરી હર્ષનો હુમલો પાછો હઠાવ્યો. હર્ષ પોતાનું રાજ્ય થાળે પાડ્યા પછી રાજ-વ્યવસ્થા અને ધર્મવ્યવસ્થા તરફ ધ્યાન આપવા લાગ્યો.

**હર્ષની વ્યવસ્થા:**—હર્ષના વખતમાં હુએનશંગ નામનો બીજો ચીનાઈ મુસાફર હિંદુસ્થાનમાં પંદર વર્ષ રહી ગયો. તેણે જોયેલી સર્વ બાબતનું વર્ણન તે લખી ગયો છે. તે ઉપરથી હર્ષના સમયના હિંદુસ્થાન વિષે સારી માહિતી આપણને મળે છે. હર્ષના સમયમાં પૂર્ણ ધાર્મિક સ્વતંત્રતા હતી. હર્ષ પોતે બુદ્ધદેવ અને મહાદેવ બંનેની પૂજા કરતો હતો. તોપણ હિંદુધર્મ વધારે જોરપર હતો. ધર્મસહિષ્ણુતા વધારવા માટે હર્ષે

ઈ. સ. ૬૪૦ માં પ્રયાગના ધર્મક્ષેત્રમાં બ્રાહ્મણ પંડિતો અને બુદ્ધભિક્ષુઓની મોટી ધર્મસભા ભરી. બંને ધર્મના પંડિતોને તે સારો આશ્રય આપતો. 'કાદંબરી' અને 'હર્ષચરિત્ર'ના કર્તા બાણ કવિ અને 'શૃંગાર', 'નીતિ' અને 'વૈરાગ્ય' શતકના રચનાર રાજા ભર્તૃહરિ એનાજ કાળમાં થઈ ગયેલા. નાલંદની વિદ્યાપીઠને મોટું દાન આપી ત્યાં દસ હજાર વિદ્યાર્થીઓને ભણવાની સોઈ તેણે કરી આપી હતી.

ગંગાનદીને કિનારે કનોજમાં હર્ષે પોતાની નવી રાજધાની સ્થાપી. કનોજ નગરને તેણે ઘણું શોભાયમાન કર્યું. હર્ષ પોતાના વિશાળ રાજ્યમાં હંમેશાં ફરતો રહેતો અને અધિકારીઓ સારી રીતે કારભાર ચલાવે છે કે નહિ તેની તપાસ રાખતો. ગુપ્તવંશની પડતી પછી અવ્યવસ્થા ઘણી થવાથી દેશમાં ગુનાઓ ઘણા થવા લાગ્યા હતા. તે દાબી દેવા માટે હર્ષે કડક કાયદા કર્યા. અને તેને કડક રીતે અમલમાં મૂકીને તે ગુનેગારોને કડક શિક્ષા કરતો. એકંદરે હર્ષની કારકિર્દી યશસ્વી નીવડી. પોતાના પરાક્રમથી અને બુદ્ધિથી મૌર્ય અને ગુપ્તરાજાઓ માફક હર્ષે પણ ભરતખંડને આબાદ કર્યો હતો. ઉત્તર હિંદુસ્થાનમાં સમ્રાટોની પરંપરામાં હર્ષ છેલ્લો સમ્રાટ હતો.

---

# પ્રકરણ ૧૭ મું.

## રજપૂત સમય ( ઈ. સ. ૬૫૦ થી ૧૦૦૦ )

**ક્રાંતિકાળ:**—હર્ષના સમય પછી દેશની ધાર્મિક અને રાજકીય પરિસ્થિતિમાં મોટી ક્રાંતિ થવા લાગી. હર્ષ પછીના કાળને 'રજપૂત સમય' કહે છે. એ કાળમાં બૌદ્ધ ધર્મનો લય થઈ બ્રાહ્મણ ધર્મ આખા દેશમાં પાછો પ્રચલિત થયો. જૂના ક્ષત્રિય વંશની પરંપરા બદલાઈ નવા 'રજપૂત' નામના ક્ષત્રિયોની સત્તા શરૂ થઈ. આખા હિંદુસ્થાનમાં પાછો બ્રાહ્મણ ધર્મ પ્રચલિત કરવા માટે કુમારિલભટ અને શંકરાચાર્યે નામના બે મહાપુરુષોએ અથાગ પરિશ્રમ કર્યો. તેમણે અને તેમના પછી તેમના અનુયાયીઓએ બસો વર્ષ સુધી સતત પ્રયત્ન કરી દેશભરમાં બ્રાહ્મણ

ધર્મ પાછો ચાલુ કરી દીધો. એ કામમાં નવા રજપૂત રાજાઓની તેમને સંગીન મદદ મળી હતી.

**કુમારિલભટ:**—સાતમા સૈકામાં આસામ પ્રાંતમાં એક વિદ્વાન કુટુંબમાં કુમારિલભટનો જન્મ થયો હતો. વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી તેનું લક્ષ ધાર્મિક પરિસ્થિતિપર ગયું. પ્રથમ તેણે બૌદ્ધધર્મના ભિક્ષુઓ પાસેથી બૌદ્ધધર્મનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું. આ વખતમાં બુદ્ધભિક્ષુઓના આચરણમાં ઘણો ફેરફાર થઈ ગયો હતો. પ્રથમની સ્વાર્થત્યાગ વૃત્તિ ચાલી ગઈ હતી. મઠવાસીઓના જીવનમાં ઘણો બગાડો થયો હતો. બૌદ્ધધર્મને રાજ્યાશ્રય મળતો પણ બંધ થયો હતો. તેથી એ ધર્મનો લોપ થવા માંડ્યો હતો. બૌદ્ધ ધર્મની આવી સ્થિતિ હતી તે અરસામાં કુમારિલભટે તેનાપર પ્રહાર કરવા માંડ્યા. અને છેવટે તેણે બૌદ્ધ ધર્મનું ખંડન કરી વૈદિકધર્મમતનું મંડન કર્યું.

**શંકરાચાર્ય:**—કુમારિલભટનું કામ તેના પછી શંકરાચાર્યે ઉપાડી લીધું. ઈ. સ. ૭૮૮ માં મલબાર પ્રાંતમાં એક નાંબુદ્રી બ્રાહ્મણ કુળમાં તેનો જન્મ થયો હતો. કાશી જઈ તેણે વિદ્યા સંપાદન કરી, અને ત્યાં કેટલોક સમય પંડિતોના સહવાસમાં કાઢ્યો. કુમારિલભટનું કામ હાથ ધરી તેણે આખા દેશમાં સંચાર કર્યો અને બદ્રિકેદાર, જગન્નાથ, દ્વારકા અને શૃંગેરી એમ ચાર મઠો ચાર દિશામાં સ્થાપ્યા. તેણે 'સન્યાસ' અને 'અહિંસા' એ બૌદ્ધધર્મના લોકપ્રિય મતો ગ્રહણ કરી 'વેદ પ્રમાણ' અને 'વર્ણ-વ્યવસ્થા' એ વૈદિક ધર્મની ખાસ બાબતો બધા લોકોપાસે સ્વીકારાવી. તેથી લય પામતો



શ્રી આદ્ય શંકરાચાર્ય

બૌદ્ધધર્મ આપણા દેશમાં સમૂળગો નહિ જેવો થઈ ગયો. પાછળથી વૈદિક ધર્મનું હાલના હિંદુધર્મમાં રૂપાંતર થયું અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, લક્ષ્મી, દુર્ગા, કાલી વગેરે દેવ દેવીઓની પૂજા પ્રચલિત થઈ.

**રજપૂતોનો નવો ક્ષત્રિવર્ગ:**—રાજકીય ક્ષેત્રમાં પણ મોટો ફેરફાર થયો. હર્ષ પછી કોઈ રાજા મોટો ચક્રવર્તી થયો નહિ. પછીના ચારસો વર્ષ સુધી પરદેશીઓના હુમલા ન થવાથી રાજવંશીઓને એકએકની સાથે પરસ્પર સહકાર અને સંગઠન કરવાની જરૂર રહી નહિ. એટલુંજ નહિ પણ તેઓ પોતપોતાનું રાજ્ય વધારવા માટે માંહોમાંહે લડી જાદવાસ્થળી જગાવવા લાગ્યા, જેને પરિણામે દેશમાં નાનાં નાનાં રાજ્યો થવા લાગ્યાં. એ કાળમાં ક્ષત્રિય વર્ગમાં પણ મોટી ક્રાંતિ થઈ. ગ્રીક, શક, કુશન વગેરે પરદેશી ક્ષત્રિય જાતો હિંદને પોતાનો દેશ ગણી સ્થાયી રહેવા લાગી. કાળાંતરે એ પરદેશી ક્ષત્રિય જાતો અને સ્વદેશી ક્ષત્રિય જાતો સેળભેળ થવા લાગી. અસલ સ્વદેશી મૌર્ય, ગુપ્ત વગેરે ક્ષત્રિય કુળો નવા પરદેશી ક્ષત્રિયો સાથે ભળી જવાથી નવો મિશ્ર ક્ષત્રિય વર્ગ ઉભો થયો. આ નવો ક્ષત્રિય વર્ગ રજપૂત કહેવાવા લાગ્યો. ધર્મપ્રચારના કામમાં આ નવા રજપૂત વર્ગે બ્રાહ્મણોને ઘણી મદદ આપી, તેથી બ્રાહ્મણોએ એ નવા વર્ગને ક્ષત્રિય વર્ગ તરીકે સ્વીકાર્યો. આ પ્રમાણે બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે સમજૂતી થવાથી નવા રજપૂત રાજ્યોની પરંપરાની શરૂઆત થઈ.

---

# પ્રકરણ ૧૮ મું.

## રજપૂતકાળનાં રાજ્યો.

નવા ક્ષત્રિય વર્ગે ઈ. સ. ૭૫૦ થી ૧૦૦૦ સુધીમાં હિંદુસ્થાનમાં ઘણે ઠેકાણે પોતાનાં રાજ્યો સ્થાપ્યાં, અને તેમ કરી હિંદુ રાજાઓની બીજી પરંપરા ચાલુ કરી. એ કાળને 'રજપૂત કાળ' કહે છે.

એ કાળમાં મેવાડના ઘેલોટ, દિલ્હીના તુમાર, અજમેરના ચૌહાણ, કનોજના રાઠોડ, બુંદેલખંડમાં ચંદેલ, માળવામાં પરમાર, ગુજરાતના ચાલુક્ય

વગેરે વંશો વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યા. બંગાળા અને બહારમાં પાલ અને સેન નામના હિંદુરાજાઓનાં રાજ્યો હતાં.

**મેવાડના ઘેલોટઃ**—બધા રજપૂતોમાં મેવાડના ઘેલોટ શ્રેષ્ઠ ગણાય છે. એ રાજાઓ પોતાને રામચંદ્રના વંશના કહે છે. એ વંશનો સ્થાપનાર પ્રસિદ્ધ બાપા રાવળ હતો. આઠમા શતકમાં જ્યારે આરબ લોકોએ સિંધપ્રાંત જીતી લીધો ત્યારે હિંદુઓને મોટો ભય ઉત્પન્ન થયો હતો. બાપા રાવળે ભીલોનું એક જબરૂં લશ્કર ઉભું કરી આરબોનો પરાજય કર્યો. એ પરાક્રમી રાજા ઈ. સ. ૭૬૩ માં મરણ પામ્યો. તેનો છોકરો ઘેલોટ બહુ પરાક્રમી નીકળ્યો તેથી તેના નામપરથી એ વંશનું નામ ઘેલોટ પડ્યું. આગળ જતાં એ વંશમાં ભીમ, સંગ, પ્રતાપ જેવા મહા પ્રતાપી, છાતીના આધા અને સ્વાતંત્ર્યપ્રેમી રાણા થયા હતા.

**દિલ્હીના તુમારઃ**—દિલ્હીમાં તુમાર વંશનું રાજ્ય સ્થાપન થયું. એ વંશનો છેલ્લો રાજા અનંગપાળ ઈ. સ. ૧૧૭૦ માં મરણ પામ્યો. તેને છોકરો નહોતો તેથી તેણે તેની નાની છોકરીના છોકરા અજમેરના રાજા પૃથ્વીરાજ ચૌહાણને ગાદી આપી. પૃથ્વીરાજ ઘણો પ્રતાપી નીવડ્યો.

**કનોજનો પ્રતિહારઃ**—કનોજમાં પ્રતિહાર નામે રાજા રાજ કરતો હતો. તે હિંદુધર્મનો મોટો સ્તંભ હતો. પ્રસિદ્ધ કવિ રાજશિખર તેના દરબારમાં રહેતો હતો. આ રાજાએ બનારસમાં શિવનાં ઘણાં દેવળો બંધાવ્યાં. એણે પણ આરબલોકને હરાવ્યા હતા. પછી અગીઆરમા શતકની આખરે કનોજમાં રાઠોડવંશનું રાજ થયું. મહંમદ ઘોરીના વખતમાં પ્રસિદ્ધ થયેલો જયચંદ આજ વંશનો હતો. જયચંદે પોતાની છોકરી સંયુક્તાને પરણાવવા માટે સ્વયંવર કર્યો હતો. તેમાંથી દિલ્હીનો પૃથ્વીરાજ ચૌહાણ સંયુક્તાને ઉપાડી ગયો તેથી એ બે રાજાઓ વચ્ચે વેર બંધાયું હતું. મહંમદ ઘોરી જેને જયચંદેજ પૃથ્વીરાજને હરાવવા બોલાવ્યો હતો તેણે દિલ્હી જીત્યા પછી કનોજ પણ જીતી લીધું, ત્યારપછી રાઠોડોએ જોધપુર જઈ ત્યાં નવું રાજ્ય સ્થાપ્યું.

**જેજાભુક્તિનો ચંદેલવંશઃ**—જે પ્રાંત આજે બુંદેલખંડ કહેવાય છે તે પૂર્વે જેજાભુક્તિ કહેવાતો હતો. ત્યાંના ચંદેલ રાજા ઘણા પ્રતાપી

હતા. એ વંશના યશોવર્માં નામના એક રાજાએ કલિંજરનો કિલ્લો જીતી પોતાની સત્તા ઘણી મજબૂત કરી. મુસલમાનોએ દિલ્હીપર સ્વારી કરી તે વખતે ચંદેલ રાજાએ દિલ્હીના તુમારોને ઘણી કીમતી મદદ કરી હતી. એ વંશનો પારમાર્દિન પૃથ્વીરાજ અને જયચંદનો સમકાલીન હતો. પૃથ્વીરાજની સાથે તેને સારો બનાવ ન હોવાથી તેણે પૃથ્વીરાજને મદદ કરી નહોતી. ચંદેલરાજાઓ અકબરના વખત સુધી સ્વતંત્ર હતા.

**માળવાના પરમારઃ**—પરમાર વંશનો સ્થાપનાર રાજા વાકપતિરાજ હતો. તેના પછી તેનો છોકરો ભોજ રાજા થયો. રાજા ભોજ પંડિતોનો મોટો આશ્રયદાતા હતો. તેણે પોતાની રાજધાની ધારમાં એક વિશ્વવિદ્યાલય સ્થાપી તેમાં ઘણા પંડિતોને લાવી રાખ્યા. એ રાજા ઘણો પ્રખ્યાત થઈ ગયો છે. એ વંશના રાજા બીજા ભોજને દિલ્હીના પાદશાહ અલાઉદ્દીન ખિલજીએ હરાવ્યો હતો.

**ગુજરાતના ચાલુકયોઃ**—આ વંશનો સ્થાપનાર મૂળરાજ હતો. તેણે ઈ. સ. ૯૪૩માં અણહિલવાડ પાટણમાં સ્વતંત્ર રાજય સ્થાપ્યું. તેણે કાઠી-આવાડ જીતી રાજયનો વિસ્તાર ઘણો વધાર્યો. આ વંશનો રાજા ભીમદેવ ગાદીપર હતો ત્યારે મહંમદ ગીઝનીએ સોમનાથપર સ્વારી કરી હતી. પછી કાળે કરીને અણુહિલવાડ પાટણની ગાદી વાઘેલા વંશના રજપૂતોના હાથમાં ગઈ. એ વાઘેલા વંશના રાજા બીજા કરણના વખતમાં દિલ્હીના અલાઉદ્દીન ખિલજીએ કરણને હરાવી અણુહિલવાડ પાટણનું રાજય જીતું લીધું ત્યારથી ગુજરાતમાં મુસલમાની રાજ થયું.

**પાલરાજાઃ**—આઠમા સૈકામાં પાલવંશી રાજા ગોપાળે ઉત્તર બંગાળામાં ગૌડમાં રાજય સ્થાપ્યું. પાલવંશના રાજાઓ બૌદ્ધધર્મી હતા. ઉત્તર હિંદુસ્થાનના રજપૂત રાજાઓ સાથે તેમને અણુબનાવ હતો. રાજા ગોપાળના છોકરા ધર્મપાળે રજપૂત રાજાઓને હરાવી પોતાની સત્તાની છાપ તેઓના મનપર પાડી. ધર્મપાળનો છોકરો દેવપાળ વિદ્યા કળાનો ઘણો શોખીન હતો. તેણે ઘણાં વર્ષ સુધી રાજય કર્યું. એની કારકિર્દીમાં કનોજના પ્રતિહાર રાજાએ એને હરાવી પાલ રાજાનું જોર તોડયું. ત્યારપછી દસમા સૈકામાં મહિપાલ નામના રાજાએ પાલ વંશની સત્તાનો દોર પાછો બેસાડ્યો. એ મહિપાલ રાજા

બૌદ્ધ ધર્મનો સ્તંભ હતો. તેણે નાલંદ, બનારસ વગેરે ઠેકાણે બૌદ્ધધર્મના દેવાલયોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. મહિપાલે પચાસ વર્ષ રાજ્ય કર્યું હતું. એની કારકિર્દીમાં બંગાળાની ઘણી ચઢતી થઈ હતી.

**સેનવંશઃ**—અગીઆરમા સૈકામાં પાલવંશના રાજાઓની પડતી થઈ. તેમની જગાએ સેનવંશના રાજા વિજયસેને પૂર્વ બંગાળામાં પોતાની સત્તા સ્થાપન કરી. સેનવંશ દક્ષિણમાંથી બંગાળામાં આવ્યો હતો. સેનો ધર્મે હિંદુ હતા તેથી લોકપ્રિય હતા. આ વંશમાં લક્ષ્મણસેન નામે એક રાજા પ્રસિદ્ધ થઇ ગયો છે. ઈ. સ. ૧૧૧૯ માં તે ગાદી પર આવ્યો હતો. ઓરિસા, આસામ, બહાર વગેરે પ્રાંતો કબજે કરી તેણે એક મહારાજ્ય બનાવ્યું. એના દરબારમાં વિદ્વાનો પુષ્કળ હતા. સેનવંશે ઈ. સ. ૧૨૦૦ સુધી રાજ કર્યું.

---

# પ્રકરણ ૧૯ મું.

## દક્ષિણના રાજ્યો.

**બદામીના ચાલુક્યોઃ**—ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં જયસિંહ નામના રજપૂત રાજાએ બિજાપુર જીલ્લામાં બદામી શહેરમાં ચાલુક્ય વંશ સ્થાપન કર્યો. એ વંશમાં પ્રસિદ્ધ રાજા પુલકેશી બીજો ઈ. સ. ૬૦૮ માં ગાદીપર આવ્યો. તેણે પોતાની રાજધાની નાશિકમાં કરી. ચીનાઈ પ્રવાસી હ્યુએનસંગ એના દરબારમાં નાશિકમાં રહ્યો હતો. પુલકેશીએ ઈ. સ. ૬૪૨ સુધી રાજ કર્યું. કનોજના રાજા હર્ષે જ્યારે દક્ષિણપર સ્વારી કરી હતી ત્યારે આજ પુલકેશીએ તેનો સામનો કરી તેનો હુમલો પાછો હઠાવ્યો હતો. તેમજ દક્ષિણ તરફ દિગ્વિજય કરી પલ્લવ, ચોલ, પાંડ્ય અને કેરળ વંશના રાજાઓને તેણે પોતાના માંડળિક બનાવ્યા હતા. આગળ જતાં આજ વંશના એક પુરુષે પૂર્વ કિનારે વેંગીમાં અને બીજાએ પશ્ચિમ કિનારે સુરત પાસે નવસારીમાં ચાલુક્ય રાજ સ્થાપ્યાં હતાં. ચાલુક્ય રાજાઓએ બદામી, અજંટા વગેરે ઠેકાણે શોભીતાં મંદિરો બંધાવી તેપર ઉત્તમ કોતરકામ કરાવ્યાં હતાં. આઠમા સૈકામાં બદામીના ચાલુક્યોની સત્તા રાષ્ટ્રકૂટ વંશના હાથમાં ગઈ.

**રાષ્ટ્રકૂટ વંશઃ**—(ઈ. સ. ૭૫૦ થી ૯૭૩). પ્રથમ રાષ્ટ્રકુટ વંશના રાજા ચાલુકયોના માંડલિક હતા. આઠમાં શતકમાં સ્વતંત્ર થઈ સોલાપુરના અગ્નિ-કોણમાં પચીસ ત્રીસ ગાઉપર આવેલા માલખેડમાં તેઓએ પોતાની રાજધાની કરી. આ વંશનો સ્થાપનાર દંતિદુર્ગ નામે હતો. આ રાષ્ટ્રકૂટ વંશના રાજાઓએ પોતાની સત્તા દક્ષિણ તેમજ ગુજરાતમાં સ્થાપન કરી હતી. એ વંશનો ત્રીજો રાજા ગોવિંદરાજ ઘણો પરાક્રમી હતો. ઉત્તર હિંદુસ્થાનના ઘણા રાજાઓ સાથે તેને રાજકીય સંબંધ હતો. એણેજ રાષ્ટ્રકૂટ રાજયનું સામ્રાજ્ય બનાવ્યું. એના છોકરા અમોઘવર્ષે એકસઠ વર્ષ રાજ્ય કર્યું હતું. રાષ્ટ્રકૂટ વંશના રાજાઓમાં એ સૌથી પ્રસિદ્ધ હતો. ચીનના રાજા, બગદાદના ખલીફ અને રૂમના સુલતાન જેવા બળવાન રાજાઓમાં તેની ગણના થતી હતી. અમોઘ-વર્ષ ધર્મે જૈન હતો. સિંધ પ્રાંતના આરબ વેપારીઓ સાથે એને સંબંધ સારો હતો. વ્યાપારને લીધે રાષ્ટ્રકૂટ રાજયની ઉપજ પુષ્કળ હતી. વેરુળનાં કોતરકામો રાષ્ટ્રકૂટ વંશની કારકિર્દીમાં થયાં હતાં.

**કલ્યાણીના નવા ચાલુકયોઃ**—દસમા સૈકાની આખરે રાષ્ટ્રકૂટ વંશની સત્તા નહિ જેવી થઈ ચાલુકય વંશનો ઉદય થવા લાગ્યો. આ વંશના રાજા સોમેશ્વરે કલ્યાણીમાં પોતાની રાજધાની કરી. તેનો છોકરો વિક્રમાદિત્ય ઈ. સ. ૧૦૭૬ માં ગાદીપર આવ્યો. તે દક્ષિણના ચોલ અને પલ્લવ રાજાઓનો પરાભવ કરી ઉત્તરમાં છેક બંગાળા અને આસામ સુધી ચઢાઈ લઈ ગયો. એ વિક્રમાદિત્ય ઈ. સ. આસરે ૧૧૨૫ માં મરણ પામ્યો. ત્યારપછી પચાસ વર્ષમાં કલ્યાણીના ચાલુકયોની સત્તા નષ્ટ થઈ.

**વેંગીના ચાલુકયોઃ**—આ વંશ બીજા પુલકેશીના વખતમાં બદામીના ચાલુકય વંશના એક નબીરાએ સ્થાપ્યો હતો. એ વંશના વખતમાં વિશેષ જાણવા જેવી કંઈ હકીકત બની નહોતી. વખતોવખત રાષ્ટ્રકૂટના રાજાઓ સાથે તેમને લડાઈઓ થતી. અગીઆરમા શતકમાં તાંજોરના ચૌલ વંશના રાજા સાથે લગ્ન સંબંધ બાંધી આ વંશે પોતાની સત્તા બળવાન કરી હતી.

# પ્રકરણ ૨૦ મું.

## દક્ષિણ હિંદુસ્થાનના રાજ્યો.

**કાંચીના પલ્લવો:**—હિંદુસ્થાનમાં છેક દક્ષિણમાં પ્રાચીનકાળથી ચોલ, પાંડ્ય અને ચેર નામના દ્રાવિડ રાજ્યો હતાં. શકલોકો પશ્ચિમ હિંદુસ્થાનમાં સરકી આવ્યા તે વખતે કાંચી અથવા કાંજીવરમમાં પલ્લવ નામે રાજાઓએ પોતાની સત્તા સ્થાપી હતી. ત્યારપછી તેમની સત્તા ઘણો વિસ્તાર પામી. તેમની સત્તા સાતમા સૈકા સુધી જોરપર હતી. બદામીના ચાલુકયો સાથે તેમને વારંવાર લડાઈઓ થતી હતી.

**તાંજોરના ચોલ:**—દસમા સૈકામાં તાંજોરમાં ચોલવંશનો ઉદય થયો. એ વંશનો રાજા પહેલો રાજેંદ્ર દક્ષિણ હિંદુસ્થાનમાં એક સમ્રાટની માફક રાજ્ય કરતો હતો. કલ્યાણીના અને વેંગીના ચાલુકયોને તાંજોરના ચોલોને નમવું પડ્યું હતું. રાજેંદ્રચોલે પાંડ્ય અને ચેર રાજ્યો જીતી લીધાં હતાં. ચોલરાજાઓ પાસે જબરૂં નૌકાસૈન્ય હતું. આરમારના બળવડે રાજેંદ્રચોલે બ્રહ્મદેશનો દક્ષિણ ભાગ અને મલાયા દ્વીપકલ્પ જીતી લીધા હતા. તેણે ઉત્તર હિંદુસ્થાનમાં પણ મોટો વિજય કર્યો હતો. રાજેંદ્રએ ઈ. સ. ૧૦૪૨ સુધી રાજ્ય કર્યું. તેણે તેની છોકરી વેંગીના ચાલુકય સાથે પરણાવી હતી. તે છોકરીનો છોકરો બીજો રાજેંદ્ર ગાદીપર આવવાથી વેંગી અને તાંજોરના રાજ્યો એક થઈ ગયાં. ત્યારથી એ વંશનું નામ 'ચાલુકય ચોલ' પડ્યું. ચાલુકયચોલ રાજાઓએ ઈ. સ. ૧૨૬૭ સુધી રાજ્ય કર્યું હતું.

**મદુરાના પાંડ્ય:**—મદુરામાં પાંડ્ય રાજાઓની રાજધાની હતી. તેઓને પલ્લવ અને ચોલ રાજાઓ સાથે હંમેશ ટંટા થતા. આ વંશનો વિશેષ ઇતિહાસ જાણવામાં આવ્યો નથી. પણ એટલું તો ખરૂં કે તેરમા સૈકામાં તેમની સત્તા ચાલતી હતી.

**મલબારના ચેર:**—મલબાર પ્રાંતના રાજ્યને કેરળ કહે છે. ત્રાવણકોરનું હાલનું રાજ્ય કેરળનોજ એક ફાંટો છે. એ રાજ્યમાં કિવલોનનું પ્રસિદ્ધ બંદર આવેલું હોવાથી ત્યાં વેપાર ધમધોકાર ચાલતો હતો. પણ કેરળના ચેર રાજાઓની સત્તા ઝાઝી વધી નહિ હતી.

---

# પ્રકરણ ૨૧ મું.

## મહારાષ્ટ્ર અને કર્ણાટકના નવીન રાજ્યો.

**દેવગિરીના યાદવોઃ**—મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં ચાલુક્ય, પલ્લવ વગેરે વંશોની પડતી થયા પછી દેવગિરીના યાદવ વંશનો ઉદય થયો. યાદવ રાજાઓ રાષ્ટ્રકૂટના માંડળિક રાજા હતા. એ વંશના રાજાઓમાં બિલ્હણ નામે એક રાજા ઘણો પ્રબળ થયો હતો. ઈ. સ. ૧૧૯૧ માં તે મરણ પામ્યો ત્યારે ગોદાવરીથી તુંગભદ્રા સુધી તેઓના રાજ્યનો વિસ્તાર થયો હતો. પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રી ભાસ્કરાચાર્ય તેમના દરબારમાં રહેતો હતો. મ્હૈસૂર પ્રાંતમાં પણ હોયસલ નામના નવીન વંશની સ્થાપના થઈ હતી. તેમને અને માળવાના પરમાર રાજાને યાદવ રાજાએ હરાવ્યા હતા. પછી સિંહણ નામના એક રાજાએ વિજયો કરી યાદવોનું સામ્રાજ્ય બનાવ્યું હતું. ઈ. સ. ૧૨૩૨ થી ૧૨૩૭ સુધી તેણે ગુજરાત પ્રાંતપર પણ સ્વારી કરી હતી. ભાસ્કરાચાર્યના પૌત્ર પાસે ખગોળ વિદ્યાના અભ્યાસ માટે એક મહાવિદ્યાલય તેણે કઢાવ્યું હતું. સાડત્રીસ વર્ષ રાજ કરી સિંહણ ઈ. સ. ૧૨૪૬ માં મરણ પામ્યો. પછી ઈ. સ. ૧૨૬૦ માં સિંહણનો પૌત્ર મહાદેવ ગાદીપર બેઠો. આજ મહાદેવપાસે પ્રસિદ્ધ બ્રાહ્મણ પંડિત હેમાદ્રિ હતો. હેમાદ્રિ ઉર્ફે હેમાડપંત આગળ જતાં તેનો પ્રધાન થયો. ઈ. સ. ૧૨૭૨ માં મહાદેવના મરણ પછી તેનો ભત્રીજો રામચંદ્ર ઉર્ફે રામદેવરાવ ગાદીપર બેઠો. એની કારકિર્દીમાં પ્રધાન હેમાડપંતે મહારાષ્ટ્રમાં ઠેકાણે ઠેકાણે હેમાડપંથી દહેરાંઓ બંધાવ્યાં હતાં. તેણે હિંદુશાસ્ત્રોપર ઘણા ગ્રંથોપણ રચ્યા છે. રામચંદ્રનીજ કારકિર્દીમાં જ્ઞાનેશ્વરે જ્ઞાનેશ્વરી સંપૂર્ણ કરી. પછી અલાઉદ્દીન ખિલજીએ રામચંદ્રનો પરાભવ કર્યો. ઈ. સ. ૧૩૧૦ માં રામચંદ્રના મરણ પછી તેનો છોકરો શંકરદેવ રાજા થયો. ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા કરણ વાઘેલો શંકરદેવનો સમકાલીન હતો. બન્નેનો અલાઉદ્દીન ખિલજીએ નાશ કર્યો. ત્યારપછી દેવગિરીનું રાજ્ય નાશ પામ્યું.

**દ્વારસમુદ્રના હોયસલઃ**—કલ્યાણીના ચાલુક્યોનો લય થયા પછી યાદવો પ્રમાણે હોયસલોએ પણ પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. મ્હૈસૂર

પ્રાંતમાં દ્વારસમુદ્ર તેઓની રાજધાની હતી. આ વંશમાં વિષ્ણુવર્ધન નામે રાજા ઘણો પરાક્રમી થઈ ગયો હતો. તેણે તાંજોરના ચોલ વગેરેનો પરાજય કર્યો હતો. તેના પૌત્ર બીજા વીરબલ્લાળે ઈ. સ. ૧૧૮૪ માં કલ્યાણીના ચાલુક્ય વંશનો નાશ કર્યો. દક્ષિણમાં પાંડ્ય રાજાનો પણ તેણે પરાભવ કર્યો. કૃષ્ણાનદી યાદવ અને હોયસલ રાજ્યોની સીમા હતી. યાદવો અને હોયસલો વચ્ચે વારંવાર લડાઇઓ થતી હતી. તેરમા સૈકામાં હોયસલોએ દક્ષિણમાં પોતાની સત્તા ખૂબ વધારી. ઇ. સ. ૧૩૧૦ ના અરસામાં દેવગિરીની પેઠેમ દ્વારસમુદ્રના રાજ્યનો પણ અલાઉદ્દીન ખિલજીના સેનાપતિ મલેક કાફુરે નાશ કર્યો.

# ભાગ બીજો.



# દિલ્હીની પાદશાહત.

## પ્રકરણ ૧ લું.

### ઇસ્લામી સત્તાની સ્થાપના અને વૃદ્ધિ

**ઇસ્લામી સત્તાઃ**—દસમા સૈકાની આખરે એકવાર ફરીથી હિંદુસ્થાન પર પરદેશીઓના હુમલા આવવા લાગ્યા. આગળના હુમલા અને આ વખતના હુમલા વચ્ચે ઘણો ફરક હતો. આગળના સ્વારી લાવનારા આ દેશમાં સ્થાયી થયા પછી દેશીઓ સાથે ભળી જતા. કાળાંતરે પરદેશી અને દેશીઓ વચ્ચે કંઈ ભિન્નતા રહી નહિ. તેઓએ અહીં આવી વસી દેશીધર્મે અને સમાજના રીત રિવાજો ગ્રહણ કર્યા અને અહીંના લોકસાથે તદ્દન સેળભેળ થઈ ગયા. દસમા સૈકા પછી હિંદુસ્થાન પર સ્વારી લાવનારા ઇસ્લામ કે મુસલમાન ધર્મના હતા. તેઓની ધડાધડી વિલક્ષણ હતી. ધર્મના ઝનૂનથી પ્રેરાયેલા હોવાથી તેઓએ અજબ પમાડે એવું કામ કરી બતાવ્યું. યુરોપ, આફ્રિકા, એશિઆ, એ ત્રણે ખંડોપર તેઓએ અજબ દોડાદોડી કરી મૂકી, અને તેમના જોમની આખી દુનીઆને ખાતરી કરી આપી. તેઓ વિદ્યાકળાના ક્ષેત્રો પણ ખેડતા હોવાથી તેમની સંસ્કૃતિ વૃદ્ધિ પામતી ગઈ. દસમા સૈકાને છેવટે જે રાજસત્તા તેઓએ હિંદુસ્થાનમાં સ્થાપી તે ઓછીવત્તી પાંચસો વર્ષ ટકી રહી. ઇસ્લામી ધર્મ અને ઇસ્લામી લોકોના ઉદયની હકીકત ચિત્તાકર્ષક છે.

**ઇસ્લામનો ઉદય:**—સાતમાં સૈકામાં જ્યારે હિંદુસ્થાનમાં બૌદ્ધધર્મ નાશ પામતો હતો ત્યારે અરબસ્તાનમાં ઇસ્લામનો ઉદય થયો. તેના સંસ્થાપક મહંમદનો જન્મ ઈ. સ. ૫૭૦ માં મક્કામાં એક ઉચ્ચ કુટુંબમાં થયો હતો. તે નાના હતા ત્યારે તેના પિતા ગુજરી ગયા. તે વેળાના આરબ લોકો મૂર્તિપૂજક હતા, અને તેમના ધર્મમાં ઘણો સડો થઈ ગયો હતો. મહંમદને નાનપણથીજ ધર્મ સંબંધી બાબતોનો વિચાર કરવાનો શોખ હતો. તેનો કાકો વેપાર કરતો હતો. તે વેપાર માટે મહંમદને વારંવાર બહારગામ જવું પડતું. પ્રવાસ દરમ્યાન દેશની જે સ્થિતિ તેના જોવામાં આવી તેપરથી પોતાના દેશબાંધવોની ઉન્નતિ કરવામાટે તેણે ધાર્મિક સુધારો કરવાનો નિશ્ચય કર્યો. પણ ઉદરનિર્વાહ માટે હંમેશ તેને કામકાજમાં રોકાઈ રહેવું પડતું હોવાથી તેને ફુરસદ મળતી નહિ. સારે નસીબે પચ્ચીસ વર્ષની ઉમ્મરે એક શ્રીમંત વિધવા સાથે તેનું લગ્ન થયું તેથી તેને પુષ્કળ ફુરસદ મળવા લાગી. ધર્મના વિષયપર તેણે પુષ્કળ મનન કર્યું. છેવટે તેને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો અને તેની ચાળીસ વર્ષની ઉમ્મરે એકેશ્વર મત ઉપર તેણે ઇસ્લામી ધર્મ સ્થાપ્યો. મક્કામાં લોકો તરફથી ઘણી કનડગત થવાથી તે ઈ. સ. ૬૨૨ માં મદિના નાસી ગયા. એ બિનાને 'હિજરા 'કહે છે. એ બિનાની સાલથી એટલે ઈ. સ. ૬૨૨ થી ઇસ્લામી શકની શરૂઆત થઈ છે.

મદિનામાં ઘણા લોકો તેના અનુયાયી થયા. જોતજોતામાં આખા અરબસ્તાનમાં તેણે પોતાના નવા ધર્મનો ફેલાવો કરી દીધો. અને અરબસ્તાનમાં એકછત્રી રાજ્ય સ્થાપ્યું. મહંમદ ઈ. સ. ૬૩૨ માં મરણ પામ્યા.

મહંમદના મરી ગયા પછી પણ તેણે ઉત્પન્ન કરેલું જોમ ટકી રહ્યું. મહંમદની પછી ધર્મપ્રચારનું કામ ખલીફાએ આગળ ધપાવ્યું. ખલીફા ધર્મગુરુ તેમજ સેનાપતિ પણ હતા. મદિના, દમાસ્કસ અને પછી બગદાદ એમ અનુક્રમે વખતોવખત તેઓએ પોતાની રાજધાની કરી હતી. હિજરી શકના પહેલાજ સૈકામાં આરબોની મદદથી ખલીફાએ સીરિયા, એશિઆમાઈનોર, ઈરાન, ઈજીપ્ટ, સ્પેન વગેરે દેશોમાં ઇસ્લામી સત્તા સ્થાપન કરી.

**ઇસ્લામી ધર્મતત્ત્વો:**—મહંમદે સ્થાપેલો ધર્મ ' ઇસ્લામ ' કહેવાય છે. ઇસ્લામ એટલે ' ઇશ્વરાજ્ઞાપાલન. ' ઇસ્લામના ધર્મગ્રંથને કુરાન કહે છે.

ઈશ્વર એકજ છે અને મહંમદ તેના 'પેગંબર' એટલે સંદેશો લાવનાર છે એવી મુસલમાનોની માન્યતા છે. એ ધર્મનાં મુખ્ય ધર્મકૃત્યો પવિત્ર આચરણ, ઈશ્વિરોપાસના, દાન અને ઉપવાસ છે. ધર્મગુરુઓ ખલીફ કહેવાય છે. અબુ-બકર, ઉમ્મર, ઉસ્માન અને અલી એવા ચાર પ્રથમ ખલીફો થઈ ગયા. ધર્મ-સભા મળીને ખલીફાની નીમણુંક કરતી. અલી પેગંબરનો જમાઈ થતો હતો. પહેલા ત્રણ ખલીફને માનનારા સુન્ની મુસલમાન કહેવાય છે અને અલી અને તેના વંશજોને માનનારા શિયા કહેવાય છે. એ પ્રમાણે મુસલમાનોમાં સુન્ની અને શિયા નામના બે પંથ છે.

---

# પ્રકરણ ૨ જું.

## મુસલમાનોની પ્રથમ સ્વારી.

**આરબ લોકની સ્વારીઃ**—ઈ. સ. ૭૧૨ માં આરબ લોકોએ બલુચિસ્તાનમાંથી સિંધપર સ્વારી કરી તે મુસલમાનોનું હિંદપર પ્રથમ આક્રમણ હતું. આ સ્વારી લાવનાર મહંમદ કાસમ કરીને એક મુસલમાન સરદાર હતો. સિંધુના મુખ આગળ દૈબળ નજીક પહેલી લડાઈ થઈ. તેમાં આરબો જીત્યા અને રજપૂતો હાર્યા. ત્યારપછી આરબોએ ઉત્તર તરફ જઈ મુલતાન શહેર લીધું. ત્યાંના રજપૂત રાજાનો પરાજય થયો. તેની સ્રી પોતાની આબરૂ સાચવવા માટે સતી થઈ. મહંમદે જીતાયેલા લોકો પર જુલમ કર્યો નહિ. તેમજ તેમના દેવાલયોને પણ હાથ લગાડયો નહિ. પણ તેણે ધર્મસ્વ-તંત્રતાનો હક ભોગવવા બદલ તેમની પાસેથી બેવડો કર લેવાનું ઠરાવ્યું. પછી નવા ખલીફે મહંમદનું ખૂન કરાવ્યું એટલે સિંધમાં આરબ લોકની સત્તા કમજોર થઈ. જે આરબો સિંધમાં રહ્યા તે કાળાંતરે હિંદુલોકમાં ભળી ગયા.

**ગીઝનીના સુલતાનોઃ**—આરબોની સ્વારી પછી ત્રણસો વર્ષસુધી કોઈ મુસલમાન સ્વારી આવી નહિ. તેથી રજપૂતો પાછા એકબીજા સાથે ઐકય ન રાખતાં સ્વતંત્રપણે પોતપોતાના રાજય ચલાવતા હતા. સંખ્યાબળ કમી થવાને લીધે દસમા સૈકામાં ઇસ્લામી સામ્રાજ્યમાં આર-

ઓનું મહત્ત્વ કમી થયું, અને ઇરાનના મુસલમાનો જોરપર આવ્યા. ખલીફની રાજધાની દમાસ્કસથી બગદાદ ખસેડવામાં આવી. ઇરાનમાં સામાની નામનો એક મુસલમાન સૂબેદાર હતો, તેણે ઇરાનમાં પોતાનું સ્વતંત્ર રાજ સ્થાપ્યું. બિથરલા નામના તેના એક તુર્કી સેનાપતિએ અફગાનિસ્તાનના ડુંગરી પ્રદેશમાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેના મરણ પછી તેનો જમાઈ સબક્તગીન ઈ. સ. ૯૭૬ માં ગાદીપર બેઠો. આ વખતે તુર્ક લોકોની સત્તા વધતી જતી હતી. તેઓએ ઇરાનના સામાની વંશની સત્તા તોડી ઇરાનદેશ કબજે કરી ઇસ્લામ અને ઇસ્લામી લોકનું ઉપરીપણું પોતાના હાથમાં લીધું. સબક્તગીન જ્યારે અફગાનિસ્તાનમાં રાજ્ય કરતો હતો ત્યારે તેના રાજ્યની સરહદ પર આવેલા પંજાબ પ્રાંતમાં જયપાળ નામનો રજપૂત રાજા પાટનગર લાહોરમાં રાજ્ય કરતો હતો. સબક્તગીન બળવાન થતાં પંજાબ પર ચઢી આવશે એમ જયપાળને લાગ્યું તેથી તેણે દિલ્હી, અજમેર, અને કનોજના રાજાઓની મદદ લઈ સબક્તગીન પર સ્વારી કરી. પરંતુ રજપૂતોની હાર થવાથી ખૈબર ઘાટ અને તેને લગતો મુલક સબક્તગીનના હાથમાં ગયો. આ પ્રમાણે ખૈબર ઘાટ ગીઝનીના હાથમાં ગયાથી એ રસ્તે હિંદુસ્થાન પર સ્વારી લાવવાનું મુસલમાનો માટે સહેલું થઈ પડ્યું. સબક્તગીન ઈ. સ. ૯૯૭ માં મરણ પામ્યો.

---

# પ્રકરણ ૩ જું.

## સુલતાન મહંમૂદ

**પંજાબપર સ્વારીઃ**—સબક્તગીનનો છોકરો મહંમૂદ ઘણો ખબરદાર હતો. અફગાનોની મદદથી તેણે તેની સત્તા બળવાન કરી. મહંમૂદ ઇસ્લામી ધર્મનો મોટો સ્તંભ હતો. તે ધર્માંધ હોવા ઉપરાંત ધનનો ઘણો લોભી પણ હતો. હિંદુસ્થાનનાં રજપૂત રાજ્યોને જીતી લઈ હિંદુસ્થાનમાંથી દ્રવ્ય લૂંટી જવાનો અને હિંદુસ્થાનમાં ઇસ્લામનો ફેલાવો કરવાનો તેણે નિશ્ચય કર્યો. ઈ. સ. ૧૦૦૧ માં તેણે પહેલી સ્વારી પંજાબના રાજા જયપાળ પર કરી. પેશાવર આગળ જબરૂં યુદ્ધ થયું. તેમાં જયપાળની હાર થઈ. તે મહંમૂદના હાથમાં સપડાયો. ભારે ખંડણી ભરવાનું વચન લઈ મહંમૂદે તેને છોડી મૂક્યો.

પણ હારની નામોશી સહન ન થવાથી તેણે ચિતામાં પડી પ્રાણત્યાગ કર્યો. આ સ્વારીમાં મહંમૂદને પુષ્કળ દ્રવ્ય હાથ લાગ્યું. કેદ પકડાયેલા દુશ્મનોને તેણે કતલ કર્યાં નહિ. પણ ગુલામ કરીને તેઓને તે ગીઝની લઈ ગયો. ત્યાર પછી મહંમૂદે જુદે જુદે વખતે હિંદુસ્થાન પર સોળ સ્વારી કરી. નગરકોટ, થાણેશ્વર, કનોજ, મથુરા વગેરે શહેરો અને ત્યાંનાં દેવાલયો લૂંટી અગણિત દોલત તે ગીઝની લઈ ગયો. તેમજ હજારો લોકોને કેદ પકડી લઈ જઈ તેમને ગુલામ તરીકે ઈરાનમાં વેચ્યા. એ વેપારમાંથી પણ તેણે ઘણા પૈસા મેળવ્યા. ઈસ્લામ મૂર્તિપૂજાની વિરુદ્ધ હોવાથી તેણે હિંદુ દેવાલયો લૂંટ્યાં એટલુંજ નહિ, પણ દેવાલયો ભાંગ્યાં અને માંહિની મૂર્તિઓનું ખંડન કર્યું.

**સોમનાથની સ્વારીઃ**—ઈ. સ. ૧૦૨૪માં મહંમૂદે છેલ્લી સ્વારી કાઠીઆવાડમાં સમુદ્રકાંઠે આવેલા સોમનાથના દહેરાંપર કરી. સોમનાથનું દહેરૂં આખા હિંદુસ્થાનમાં ઘણું પ્રસિદ્ધ હતું. આખા દેશના રાજાઓ સોમનાથ મહાદેવને ઘણી મૂલ્યવાન ભેટો ધરાવતા. તેથી સોમનાથનો ભંડાર ઘણા સૈકાઓથી એકઠી થયેલી ભેટોથી ભરપૂર હતો. પ્રથમ સોમનાથના પૂજારી બ્રાહ્મણોએ ઈશ્વરી કોપની મહંમૂદને બીક બતાવી. પણ મહંમૂદ એવી બીકની પરવા કરે એવો ન હતો. તે તો 'અલ્લાહો અકબર'ની કારમી કિકિયારી કરી સોમનાથનું રક્ષણ કરવા આવેલાં રજપૂત સૈન્યોપર તૂટી પડયો. રજપૂતોએ બે દિવસ સુધી શત્રુઓનો સંહાર કરી સોમનાથનું રક્ષણ કર્યું. પરંતુ ત્રીજે દિવસે મહંમૂદે ઘણા જોસથી હલ્લો કરી પાંચ હજાર રજપૂતોને કાપી નાંખ્યા. પછી તે દહેરામાં ઘૂસ્યો. દહેરામાં અજબ પમાડે એવું નકશી કામ અને મૂર્તિનું ચમકદાર તેજ જોઈ તે જરા થંભ્યો. પણ પછી વિલંબ ન કરતાં એકદમ તે ભવ્ય મૂર્તિપર તૂટી પડયો અને તેણે તેનું ખંડન કર્યું. અને દેવાલયનો પણ નાશ કર્યો. સોમનાથમાંથી પુષ્કળ લૂંટ મેળવી તે ગીઝની પાછો ગયો.

**મહંમુદની યોગ્યતાઃ**—હિંદુસ્થાન પરની સ્વારીઓથી ઈસ્લામી મુલકોમાં મહંમૂદની કીર્તિ ઘણી વધી. તે એક શૂરો અને કાબેલ સેનાપતિ હતો, લાયક રાજ્યકર્તા હતો, અને વિદ્યાનો શોખીન હતો. તેણે લૂંટથી જમા કરેલી બધી સંપત્તિ સદ્દમાર્ગે ખર્ચી. તે વિદ્યા કળાનો મોટો આશ્રયદાતા હતો. 'શાહનામા' નામના ફારસી ગ્રંથનો લેખક કવિ ફિર્દોસી અને

બીજા ઘણા પંડિતો એના દરબારમાં હતા. દેશદેશથી કારીગરો બોલાવી તેણે ગીઝની શહેરને શોભાયમાન કર્યું હતું. ગીઝનીમાં તેણે એક વિદ્યાલય સ્થાપ્યું હતું અને તેમાં મોટા મોટા પગાર આપી વિદ્વાનોને રાખ્યા હતા. તેમજ તેણે પોતાની રાજધાનીમાં પુસ્તકાલય અને સંગ્રહસ્થાન સ્થાપ્યાં હતાં. મહંમૂદ ઈ. સ. ૧૦૩૦ માં મરણ પામ્યો. તેના પછી ગીઝની વંશનું તેજ ઝાંખું થવા લાગ્યું. અને એ વંશના હાથમાંથી સત્તા ઘોરી વંશના હાથમાં ગઈ. મહંમૂદે હિંદુસ્થાનમાં રાજ સ્થાપવાનો પ્રયત્ન કર્યો નહોતો. તેથી કનોજમાં રાઠોડોનું, દિલ્હીમાં તુંવારોનું અને અજમેરમાં ચૌહાણોનું રાજ્ય એમ ત્રણ રજપૂત રાજ્યો બીજા એક સૈકા સુધી ટકી રહ્યાં.

---

# પ્રકરણ ૪ થું.

## મહંમદ ઘોરી.

પાછલા પ્રકરણમાં કહી ગયા પ્રમાણે ગીઝનીની ગાદી ઘોરી વંશના હાથમાં ગઈ. ( ઈ. સ. ૧૧૭૩ ). ઘોરી વંશમાં મહંમદ શાહબુદ્દીન નામનો સુલતાન ઘણો પરાક્રમી થઈ ગયો. અફગાનિસ્તાનમાં સત્તા બરાબર જમાવ્યા પછી તેણે હિંદુસ્થાન તરફ ડોળો ફરકાવ્યો. સબક્તગીનના વખતથીજ ખૈબરઘાટ મુસલમાનોના હાથમાં ગયો હતો. તેથી એ રસ્તેથી હિંદુસ્થાન પર સ્વારી લાવવાનું તેઓ માટે સુલભ થઈ પડ્યું. શાહબુદ્દીન ઘોરીની જીંદગીનો ઘણોખરો ભાગ હિંદુસ્થાન પર સ્વારીઓ કરવામાં ગયો હતો. તેણે ઓગણીસ સ્વારીઓ કરી હજારો દેવાલયો જમીનદોસ્ત કર્યાં અને તે અઢળક દોલત પોતાને દેશ લઈ ગયો. મહંમૂદ ગીઝનીની માફક એકલી લૂંટથી તે સંતુષ્ટ



મહંમદ ઘોરી.

ચતો નહિ. પણ જીતાયેલા રાજાનું રાજ્યજ ખૂંચવી લઈ તે પર મુસલમાન સૂબેદાર નીમતો. આમ કરી તેણે હિંદુસ્થાનમાં કાયમના મુસલમાની રાજ્યનો પ્રથમ પાયો નાંખ્યો. પ્રથમની ત્રણ સ્વારીમાં તેણે પંજાબ અને સિંધ પ્રાંતમાં પોતાનું રાજ સ્થાપ્યું. ત્યાં લશ્કરી છાવણી રાખી ત્યાંથી તે જુદા જુદા પ્રાંતોપર સ્વારી કરતો.

**પૃથ્વીરાજ અને જયચંદ વચ્ચે વેરઃ**—આ સમયે રજપૂત રાજાઓમાં સંપ ન હતો એટલુંજ નહિ, પણ તેઓ એક એકના ઉપર દ્વેષ રાખતા. બધા રજપૂત રાજાઓમાં પૃથ્વીરાજ ચૌહાણ તથા જયચંદ રાઠોડ મોટા ગણાતા હતા. દિલ્હીના છેલ્લા તુંવાર રાજા અનંગપાળને છોકરો નહોતો. તેથી તેની મોટી છોકરીના છોકરા જયચંદ અને નાનીના છોકરા પૃથ્વીરાજ ચૌહાણને નીમે હિસ્સે દિલ્હીનું રાજ્ય મળે એમ હતું. પરંતુ અનંગપાળે આખુંરાજ પૃથ્વીરાજને આપ્યું. તે પરથી એ બે મસીઆઈ ભાઈઓ વચ્ચે વેર ઉત્પન્ન થયું. જયચંદ ઘણો કીર્તિમાન પ્રબળ રાજા હતો. તેણે તેની છોકરી સંયુકતાને પરણાવવા માટે સ્વયંવર કર્યો. સ્વયંવરની સભામાં દેશદેશના રાજા આવ્યા હતા. પણ અભિમાની પૃથ્વીરાજ ગયો નહિ. તે જ્યારે જયચંદે જાણ્યું ત્યારે તેની અપકીર્તિ કરવા માટે પૃથ્વીરાજનું પુતળું કરાવી તેને તેણે સ્વયંવર મંડપના દરવાજા આગળ દ્વારપાળ તરીકે ઉભું કર્યું. સંયુકતા ઘણી શાણી ગુણદોષનો તોલ કરવાવાળી હતી. તે પોતાના મનથી પૃથ્વીરાજને વરી ચૂકી હતી. તેથી તે વરમાળ હાથમાં લઈ ચાલતી ચાલતી દરવાજા પાસે ગઈ અને તેણે વરમાળ પૃથ્વીરાજના પુતળાંના ગળામાં પહેરાવી દીધી. એટલે અચાનક દોડતો આવી પૃથ્વીરાજ સ્વયંવર મંડપમાંથી સંયુક્તાનું હરણ કરી ગયો. તેથી આ બે પ્રબળ રાજ્યો વચ્ચે હાડોહાડ વેર બંધાયું અને તેનું ઘણું અનિષ્ટ પરિણામ આવ્યું.

**થાણેશ્વરની લડાઈઃ**—મહંમદ ઘોરી ઉપરાઉપરી સ્વારીઓ કરવા લાગ્યો હતો તેથી ઘણાંખરાં રજપૂત રાજ્યોએ સંગઠન કરી પૃથ્વીરાજને પોતાનો નેતા બનાવ્યો. આ એકસંપીમાં જયચંદ જોડાયો નહિ અને તેણે પૃથ્વીરાજને કંઈ મદદ કરી નહિ. ઈ. સ. ૧૧૯૧ માં મહંમદ ઘોરી અને પૃથ્વીરાજ વચ્ચે યુદ્ધ થયું તેમાં રજપૂતોએ ઘણું પરાક્રમ કર્યું.

યુદ્ધમાં ઘોરી હાર્યો અને કેદ પકડાયો. પણ ઉદાર પૃથ્વીરાજે તેને છોડી મૂક્યો. મહંમદઘોરી ઘણી ચીવટવાળો માણસ હતો. તે હાથમાં લીધેલું કામ પડતું મૂકે નહિ એવો હતો. સ્વદેશ જઈ તેણે અફગાન, તુર્ક વગેરે લોકોનું એક લાખ સૈનિકનું સૈન્ય ઊભું કર્યું. એ ઉપરાંત બાર હજાર હયદળ પણ તેણે તૈયાર કર્યું, પછી તે બીજે વર્ષે પાછો સ્વારી લાવ્યો અને તેણે થાણેશ્વર પાસે પાણિપતના મેદાનમાં ફરીથી પૃથ્વીરાજ સાથે લડાઈ કરી (ઈ. સ. ૧૧૯૩.) આ વેળા રજપૂત રાજાઓએ સંપ કરી પૃથ્વીરાજને પહેલાં જેવો સાથ દીધો નહિ. એવું કહેવાય છે કે જયચંદ તો શત્રુને મળી ગયો હતો. આ લડાઈમાં પૃથ્વીરાજની હાર થઈ અને તે ઘોરીના હાથમાં સપડાઈ ગયો. શાહબુદ્દીન ઘોરીએ તેનું ડોકું ઉડાવી દીધું. ચિતોડનો રાણો સમરાસિંહ જે પૃથ્વીરાજની મદદે આવ્યો હતો તે પણ રણસંગ્રામમાં માર્યો ગયો. માત્ર લૂંટ લઈ સ્વદેશ પાછા ન ફરતાં શાહબુદ્દીન હિંદુસ્થાનમાંજ રહ્યો. દિલ્હી અને અજમેરનાં રાજ્ય તેના હાથમાં આવ્યાં. તેણે કુતુબુદ્દીન નામના પોતાના એક ગુલામને દિલ્હીનો સૂબેદાર નીમ્યો. આ પ્રમાણે હિંદુસ્થાનમાં પહેલા મુસલમાની રાજ્યની શરૂઆત થઈ અને મુસલમાનોએ પણ રાજધાની દિલ્હીમાંજ રાખી.


પૃથ્વીરાજ ચૌહાણ

**ઘોરી સત્તાનો વિકાસઃ**—ઈ. સ. ૧૧૯૪ માં શાહબુદ્દીન પાછો હિંદુસ્થાનમાં આવ્યો અને તેણે જયચંદના કનોજપર મોરચો માંડ્યા. પૃથ્વીરાજને મદદ ન કરવા માટે હવે જયચંદને પશ્ચાતાપ થવા લાગ્યો. લડાઈ થઈ તેમાં જયચંદનો પરાજય થયો. અને ઘોરીએ કનોજ અને બનારસ પોતાના રાજ્યમાં સામેલ કરી દીધાં. સૂબેદાર કુતુબુદ્દીને ગ્વાલીઅર, બુંદેલખંડ,

ગુજરાત વગેરે પ્રાંતો તાબે કર્યા. તેના મદદગાર મહંમદખિલજી નામના સરદારે બહાર પ્રાંત જીતી લીધો. ત્યાંથી આગળ વધી તેણે બંગાળા પણ સર કર્યું અને લકનૌમાં પોતાની રાજધાની રાખી. આ પ્રમાણે લગભગ આખું ઉત્તર હિંદુસ્થાન ઘોરીની સત્તા નીચે આવ્યું. ઈ. સ. ૧૨૦૬ માં ગીઝની પાછા ફરતાં પંજાબમાં શાહબુદ્દીનનું ખૂન થયું.

**યોગ્યતાઃ**—મહંમદ શાહબુદ્દીન ઘોરી મહા પરાક્રમી પુરુષ હતો. સ્વભાવે તે ઘણો ચીવટવાળો હતો. મનપર લીધેલી વાત પાર પાડે ત્યારેજ જંપે એવો તેનો સ્વભાવ હતો. એણે હિંદુસ્થાનમાં મુસલમાની રાજ્યનો પાયો નાંખ્યો. અને પ્રાચીન પાટનગર દિલ્હીનેજ પોતાની રાજધાની કરી. દિલ્હીમાં મુસલમાની સત્તા સ્થાપન થયાથી રજપૂત રાજાઓ ગંગા અને જમનાનો ફલદ્રુપ પ્રદેશ છોડી રજપૂતાનાના ડુંગરી મુલકમાં જઈ વસ્યા અને ત્યાં તેમણે જયપુર, જોધપુર, ઉદેપુર વગેરે નવાં રજપૂત રાજ્યો સ્થાપ્યાં.

---

# પ્રકરણ ૫ મું

## દિલ્હીના સુલતાનો.

**તુર્કોઃ**—તુર્ક, મોંગોલ, મોગલ એ જાતિવાચક નામો હવે પછી આપણે વાપરીશું. માટે કઈ જાતિ કયાંની તે વિષે અત્રે માહિતી આપવી જરૂરની છે. તુર્કલોકો મધ્ય એશિઆમાં ચીનના પશ્ચિમ પ્રાંતમાં આમુદરીઆ અને સીરદરીઆ નદીઓની વચ્ચેના પ્રદેશમાં રહેતા હતા. તેઓ ઢોરો ઉછેરી ચરાવી પોતાનો નિર્વાહ ચલાવતા હતા. પછી કેટલેક કાળે તેઓએ પોતાનું રાજ્ય સ્થાપ્યું અને ઘણી પ્રગતિ કરી. આગળ જતાં તુર્કોએ ઇસ્લામી ધર્મ સ્વીકાર્યો. ગીઝની, કૉન્સ્ટૅંટિનોપલ, અને દિલ્હીના સુલતાનો તુર્ક જાતિના હતા. અફગાનિસ્તાનના અને દિલ્હીના સુલતાનોને પઠાણ નામ ભૂલથી અપાયું છે.

**મોંગોલઃ**—મોંગોલલોક પણ તુર્કોની માફક ચીનમાંથીજ બહાર પડ્યા હતા. ઘણા કાળ સુધી તેઓએ મુસલમાની ધર્મ સ્વીકાર્યો નહોતો. તેઓ

ઘણા જંગલી અને ક્રૂર હતા. ઉંટ કે ઘોડાપર બેસી તેઓ એક દિવસમાં સેંકડો માઇલની મુસાફરી કરતા. તેઓ જ્યાં સ્વારી લઈ જતા ત્યાં ખૂના-મરકી અને ખાનાખરાબી કરતા. મધ્ય એશિઆ, ઇરાન, અફગાનિસ્તાન વગેરે દેશોને તેઓએ ખેદાનમેદાન કરી નાંખ્યા. તેરમા સૈકા પછી મોંગોલ સરદારો વાયવ્ય સરહદને રસ્તેથી વખતોવખત હિંદ પર સ્વારી કરવા લાગ્યા. તેઓના હુમલાનો પ્રતિકાર કરવા માટે દિલ્હીના સુલતાનોને પંજાબમાં જબરૂં લશ્કર હંમેશાં તૈયાર રાખવું પડતું હતું.

**મોગલઃ**—મોંગોલ શબ્દનો ફારસી ભાષામાં 'મોગલ' એવો અપભ્રંશ થાય છે. એ લોકો મધ્ય એશિઆમાં રહેતા હતા. તેઓ મૂળે મોંગોલ ખરા, પણ તેઓએ ઉચ્ચ તુર્ક કુટુંબો સાથે બેટી વહેવાર રાખ્યાથી તેઓ તુર્કોની માફક પ્રગતિને માર્ગે ચઢ્યા હતા. તેઓ ઘણા પરાક્રમી હતા અને કાર્યદક્ષ હોઈ રાજકારભારમાં પણ ઘણા પ્રવીણ હતા. વિદ્યા કળામાં પણ તેઓ ઘણા આગળ વધેલા હતા. આગળ જતાં જે બાબરે પાદશાહત દિલ્હીમાં સ્થાપી તે આજ મોગલ જાતનો હતો.

**રાજધાની દિલ્હીઃ**—મહંમદ ઘોરી અપુત્ર મરણ પામ્યો હતો. તેથી તેણે નીમેલા હિંદુસ્તાનના પ્રાંતોના સૂબાઓમાં દિલ્હીનો સૂબો કુતુબુદ્દીન જે મહાપરાક્રમી અને લાયક સૂબો હતો તે દિલ્હીનો સુલતાન થયો, અને બધા પ્રાંતના સૂબાઓએ તેને સુલતાન તરીકે કબૂલ રાખ્યો. અને દિલ્હી શહેર હિંદુસ્થાનમાં મુસલમાનોનું મુખ્ય રાજધાનીનું શહેર થઈ રહ્યું. દેશમાં દિલ્હીનું સ્થાન લશ્કરી દષ્ટીએ ઘણું મહત્ત્વનું છે. ગંગા અને જમના નદીની ખીણની વચ્ચેથી જતા રાજમાર્ગની વચમાં તે આવેલું છે. તેમજ વાયવ્ય સરહદપર પણ નજર રાખવા માટે દિલ્હી યોગ્ય સ્થળ છે. આ કારણથી મુસલમાનોએ દિલ્હીનેજ કાયમની રાજધાની બનાવ્યું.

**કારભારનું સ્વરૂપઃ**—મહંમદ શાહબુદ્દીન ઘોરી પછી દિલ્હીના સુલતાનોએ ત્રણસો વર્ષ સુધી રાજ્ય કર્યું. દિલ્હીમાં રાજ્ય કરનારા ઘણાખરા વંશો તુર્કજાતના હતા. દિલ્હીના તુર્કી સુલતાનોના સમયમાં મુસલમાનોએ ઇસ્લામનો પ્રચાર કરવા માટે ઘણાં શોભીતાં હિંદુ દેવાલયોનો નાશ કર્યો. હજારો હિંદુઓને મારી નાંખ્યા. અને તેઓ હંમેશા લૂટફાટ ચલાવી

પોતાના અનુયાયીઓને ખુશ રાખવાને લૂંટ તેઓની અંદર વહેંચી દેતા. રાજકારભાર સારો વ્યવસ્થિત હતો નહિ. ન્યાય કચેરી કે કાયદા કાનૂન જેવું કંઈ ન હોવાથી ન્યાય બરાબર મળતો નહિ. ગાદીને માટે હંમેશાં તકરાર અને મારામારી થતી અને વારંવાર ખૂન પણ થતાં. અને શિરજોર સૂબેદારો સ્વતંત્રપણે વર્તતા. એકંદરે તુર્કી સુલતાનોના સમયમાં દેશમાં સલાહ શાંતિ ન હોવાથી રાજકીય અને સામાજિક પ્રગતિ થઈ નહિ.

---

# પ્રકરણ ૬ ઠું.

## સુલતાન કુતુબુદ્દીન (ઈ. સ. ૧૨૦૬–૧૨૧૦) અને અલ્તમશ (ઈ. સ. ૧૨૧૦–૧૨૩૫).

**કુતુબુદ્દીનની કારકિર્દીઃ**—કુતુબુદ્દીન ઈ. સ. ૧૨૦૬ માં દિલ્હીની ગાદી પર બેઠો. પ્રથમ તે ઘોરીનો ગુલામ હતો. તેથી તેણે સ્થાપેલો વંશ ગુલામવંશ કહેવાય છે. તેણે ઈ. સ. ૧૨૧૦ સુધી એટલે ચાર વર્ષ રાજ્ય કર્યું. તેણે રાજકારભાર સારો ચલાવ્યો. તેણે પોતાના નામના સિક્કા પડાવી ચલણમાં મૂકયા. તેણે લૂંટારા અને ધાડપાડુઓને દાબી દઈ લોકનું રક્ષણ કર્યું. તેના રાજમાં વિનાબીકે લોકો મુસાફરી કરી શકતા હતા. હિંદુઓ તરફ તે સહિષ્ણુતાથી વર્તતો હતો. સખાવત માટે તેણે ઘણી ખ્યાતિ મેળવી હતી. કુતુબમિનાર અને કુતુબ મસ્જીદ એનાં પ્રખ્યાત બાંધકામો છે.

**અલ્તમશઃ**—કુતુબુદ્દીન પછી તેનો દત્તક છોકરો આરામ ગાદી પર આવ્યો. પણ થોડા મહિનામાંજ તે મરણ પામ્યો એટલે એના વખતમાં નોંધવા જેવું કંઈ બન્યું નહોતું. તેના પછી કુતુબુદ્દીનનો જમાઈ અલ્તમશ ઈ. સ. ૧૨૧૦ માં સુલતાન થયો. તેણે પચીસ વર્ષ રાજ્ય કર્યું. કુતુબુદ્દીને અલ્તમશને ગુલામ તરીકે વેચાતો લીધો હતો. પોતાના પરાક્રમથી અને સ્વામિભક્તિથી તેણે પોતાના શેઠની મહેરબાની મેળવી હતી. કુતુબુદ્દીને તેને ગ્વાલીઅરનો કિલ્લેદાર નીમ્યો હતો. અને પછીથી તેની યોગ્યતા જોઈ કુતુબુદ્દીને પોતાની છોકરી તેને દીધી હતી.

**રાજ્યવિસ્તાર:**—અલ્તમશ કુશળ રાજકર્તા થઈ ગયો છે. સિંધ, પંજાબ અને બંગાળા ઘોરીના સૂબેદારો પચાવી પડ્યા હતા. તે પ્રાંતો અલ્તમશે પાછા ખૂંચવી લઈ દિલ્હીની સત્તા નીચે આણ્યા. પછી રજપૂતોની સત્તા તોડવાના ઇરાદાથી તેણે રતનભોરનો કિલ્લો જીતી લીધો. ત્યારપછી તેણે પાટનગર ઉજ્જેન જીતી લઈ માળવા પ્રાંત દિલ્હીના છત્ર નીચે આણ્યો.

**મોગલોની સ્વારી:**—દિલ્હીમાં જ્યારે અલ્તમશ રાજ્ય કરતો હતો ત્યારે ચીનમાં રહેતા મોંગલ લોકના રાજા જંઘીસખાને મધ્ય એશિઆ, ઇરાન, અફગાનિસ્તાન વગેરે દેશો તાબે કર્યા. પછી તે સિંધુ નદી સુધી ધસી આવ્યો. પણ પાછો પશ્ચિમ તરફ ચાલ્યો ગયો. પરંતુ ત્યારપછી તેના તરફથી હુમલો આવવાની બીક ઉભી થઈ.

**કારભાર:**—અલ્તમશે રાજ્યનો વિસ્તાર વધાર્યો, અને સૂબેદારોને કાબૂમાં રાખ્યા. રજપૂત રાજાઓમાં પણ તેણે ભય ઉત્પન્ન કર્યો હતો. તેની કીર્તિ દેશ દેશાવરમાં પ્રસરી હતી. બગદાદના ખલીફે સ્વતંત્ર સુલતાન તરીકે તેનો સ્વીકાર કરી તેને ખેલાઅતની ભેટ મોકલી હતી. તેણે પોતાના નામના નવાં નાણાં પડાવ્યાં હતાં. આગળના હિંદુરાજાઓના સિક્કા કદમાં નાના હતા અને તેપર નંદિની છાપ હતી. અલ્તમશના સિક્કા હાલના રૂપીઆ જેટલા મોટા હતા અને તેપર અરબી ભાષામાં છાપ હતી. નાણાંનો અર્થ 'તનખા' થાય છે. તે ઉપરથી તનખા એટલે વર્ષાસન એવો અર્થ થયો છે.

---

# પ્રકરણ ૭ મું.

## સુલતાના રાઝયા ( ૧૨૩૬–૧૨૩૯ ) અને નાસિરુદ્દીન ( ૧૨૪૫–૧૨૬૬ ).

**રઝિયાની કારકિર્દી:**—અલ્તમશ પછી તેનો છોકરો ફીરોઝશાહ ગાદીપર આવ્યો. પરંતુ તે દુરાચરણી નીકળ્યો. તેથી તેને પદભ્રષ્ટ કરી અલ્તમશની છોકરી રઝિયાને ગાદી આપવામાં આવી. રઝિયા તેના બાપને ઘણી લાડકી હતી. તે સુશિક્ષિત, ડાહી અને શાણી હતી. રાજ્યકારભાર

ચલાવવા માટે જોઈતા સઘળા ગુણો તેનામાં હતા. બુરખો પહેર્યા વિના અને પુરુષના પોશાકમાં તે દરબારમાં બેસતી. પુરુષના સઘળા ગુણો તે ધરાવતી હતી. ગાદી પર આવ્યા પછી થોડાજ સમયમાં રાજકાજમાં ઘણા ઉપયોગી સુધારા તેણે દાખલ કર્યા. જોકે તે પુરુષના સઘળા ગુણો ધરાવતી હતી, તોપણ જાતીયે તે સ્ત્રી હતી, અને એક સ્ત્રી તેઓ પર રાજ્ય કરે એ વાત દરબારના ઘણા તુર્કી સરદારોને રુચી નહિ. તેથી તેઓએ તેને ગાદીપરથી ઉઠાડી મૂકવાનાં કાવતરાં રચવા માંડ્યાં. રઝિયાના હયદળનો સેનાપતિ એક હબસી ગુલામ હતો. તેના પર રઝિયાને સારી પ્રીતિ હતી. તે વાત દરબારના તુર્ક સરદારોને ગમી નહિ. તેથી તેઓ રઝિયા સામે બંડ ઉઠાવવા પ્રવૃત્ત થયા. બંડખોરોનો સરદાર અલ્તુનિયા નામનો તુર્કી અમીર હતો. તેણે રઝિયા અને તેના યાર બંનેને કેદ કર્યાં. રઝિયા બેગમ ઘણી સ્વરૂપવાન હતી. તેથી અલ્તુનિયાએ તેની સાથે લગ્ન કર્યું. એ બાબત અન્ય સરદારોને રુચી નહિ. તેથી તેઓએ તેમને દેહાંતશિક્ષા કરી અને રઝિયાના ભાઈ નાસિરુદ્દીનને ગાદીએ બેસાડ્યો.

**નાસિરુદ્દીનઃ**—રઝિયાના મૃત્યુ પછીના ચાર પાંચ વર્ષ અંધાધુંધીમાં પસાર થયાં. છેવટે ઉપર કહ્યા પ્રમાણે નાસિરુદ્દીન ગાદીપર આવ્યો. નાસિરુદ્દીન શાંત વૃત્તિનો ધર્મનિષ્ઠ માણસ હતો. તે ઘણોખરો સમય ધર્મધ્યાન અને વિદ્યાભ્યાસમાં ગાળતો. ફારસી ભાષાનો તેને ઘણો શોખ હતો. તેથી તે ફારસી વિદ્વાનોને ઉંચી પદવી આપતો હતો. તે એક સાધુની માફક જીવન ગાળતો. પોતે હાથે કુરાનની નકલ કરતો અને તેના વેચાણમાંથી પોતાનો ખાનગી ખર્ચ કાઢતો. તે રસોઈ પણ પોતાની રાણીના હાથનીજ ખાતો.

**બલ્બનનું પ્રધાનવટું:**—નાસિરુદ્દીને રાજ્યકારભારનું કામ બલ્બન નામના એક ચાલાક અને હોશીઆર પ્રધાનને સોંપ્યું હતું. તેનું ખરૂં નામ ગ્યાસુદ્દીન હતું. પણ તે ઇતિહાસમાં બલ્બન નામથીજ પ્રસિદ્ધ થયો છે. આ બલ્બન એકવેળા અલ્તમશનો તુર્કી ગુલામ હતો. પણ પોતાના બુદ્ધિબળથી તે ઉંચી પાયરીએ ચઢ્યો હતો. અને છેવટે રાજવંશમાં તેનો વિવાહ સંબંધ પણ થયો હતો. રઝિયાની કારકિર્દીમાં તે શિકાર ખાતાંનો મુખી હતો. નાસિરુદ્દીનનો કારભાર તેણે વીસ વર્ષ સુધી દક્ષતાથી અને ઇમાનદારીથી ચલાવ્યો

હતો. બલ્બન રાજનીતિજ્ઞ તેમજ પરાક્રમી હતો. રજપૂતોને તેણે દાબમાં રાખ્યા હતા. અને રાજમાં બધે શાંતિ પાથરી હતી. આ સમયે મધ્ય એશિઆમાં મોગલ લોકોએ મોટી ધડાધડી કરી મૂકી હતી. તેમણે ઘણા રાજ્યોને જમીનદોસ્ત કરી નાંખી ત્યાંના રાજવીઓને અને લોકોને નસાડી મૂકયા હતા. તેમાંના કેટલાક નાસિરુદ્દીનના દરબારમાં આવી રહ્યા હતા. બલ્બને સરહદપર બચાવનો બંદોબસ્ત કરી મોગલ સ્વારી હિંદુસ્થાનપર આવતી અટકાવી હતી, એટલુંજ નહિ પણ અફગાનિસ્તાન પર ચઢી જઇ ગીઝની જીતી લઈ અફગાનિસ્તાનને દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધું હતું. બલ્બનનું પ્રધાનવટું ઘણું યશસ્વી નીવડ્યું હતું. નાસિરુદ્દીન વીસ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૧૨૬૬ માં મરણ પામ્યો.

---

# પ્રકરણ ૮ મું.

## સુલતાન બલ્બન (ઈ. સ. ૧૨૬૬ થી ૧૨૮૬) ખિલજી સરદારોનો ઉદય.

**બંડખોરોનો પરાભવઃ**—નાસિરુદ્દીનને પુત્ર નહોતો. તેથી પ્રધાન બલ્બનને સરદારોએ સુલતાન તરીકે કબૂલ રાખ્યો. એટલે ઠેકાણે ઠેકાણે મુસલમાન સૂબેદારોએ અને રજપૂત રાજાઓએ બંડ બખેડા કરવા માંડ્યા. કડક ઉપાયો લીધાવિના બંડખોરો તાબે થશે નહિ એમ બલ્બનને લાગ્યાથી તેણે કઠક ઉપાયો લેવા માંડ્યા. બંગાળાનો સૂબેદાર તઘ્રલખાન બહુ શિરજોરી કરતો હતો. બલ્બન બંગાળાપર ચઢી ગયો અને તેણે તઘ્રલખાનને હરાવી તેનો વધ કર્યો અને તેનાં બાળબચ્ચાં સાથે તમામ કુટુંબનો સમૂળો નાશ કર્યો. મેવાડના રજપૂતોએ પણ માથું ઉંચકયું હતું માટે તેણે તેમને પણ હરાવી એક લાખ રજપૂતોની કતલ કરી નાંખી. આમ ભયંકર શાસન કરી તેણે રાજમાં પાછો કરબ બેસાડ્યો.

**મોંગોલોના હુમલાઓ–રાજપુત્રનું મૃત્યુઃ**—બલ્બનની કારકિર્દીમાં મોંગોલલોકો વાયવ્ય સરહદ ઉપર ઉપરાઉપરી હલ્લા કરવા

લાગ્યા. પણ રાજપુત્ર મહંમદે તે બધા ઘણી બહાદુરી કરી પાછા હઠાવ્યા હતા. પરંતુ છેવટના એક હુમલા વખતે મહંમદ માર્યો ગયો. પુત્રના મરણના કારી ઘાથી શોકગ્રસ્ત થઈ બલ્બન એંસી વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. ઈ. સ. ( ૧૨૮૬ ).

**કારભારઃ**—બલ્બન મોટા ઠાઠમાઠથી રહેતો હતો. તેના ઠાઠમાઠથીજ લોકોને તે આંજી નાંખતો. તેના દરબારમાં પુષ્કળ પંડિતો અને માંડલિક રાજાઓ હતા. વિદ્વાનોને તે ઉદાર આશ્રય આપતો. એના આશ્રિતોમાંનો એક સરદાર કવિ ખુશરૂ હતો. બલ્બને તેના આખા રાજમાં મદ્યપાનની બંધી કરી હતી. જંગલો સાફ કરાવી તેણે ખેતીને ઘણું ઉત્તેજન આપ્યું હતું અને ઘણાં ગામો વસાવ્યાં હતાં.

**ખિલજી વંશની સ્થાપનાઃ**—ગુલામ વંશના બલ્બન પછીના રાજાઓ નબળા નીકળ્યા. તેથી રાજમાં પાછા બખેડા થવા લાગ્યા. છેવટે અફગાનિસ્તાનના ખિલજ નામના પ્રાંતમાંથી આવેલા સરદારોનું જોર વધી પડ્યું. તેઓનો સરદાર ફીરોઝશાહ ખિલજી જલાલુદ્દીન નામ ધારણ કરી દિલ્હીના સિંહાસનપર બેઠો.

---

# પ્રકરણ ૯ મું.

## સુલતાન જલાલુદ્દીન ખિલજી ( ૧૨૯૦–૧૨૯૫ ).

**મુસલમાન સત્તાનો ફેલાવોઃ**—ખિલજી વંશના રાજાઓના વખતમાં દિલ્હીના રાજ્યનો ઘણો ફેલાવો થયો. મહંમદ ગીઝનીએ ખૈબરઘાટ અને લાહોર કબજે કરી દિલ્હીનો રસ્તો મોકળો કરી આપ્યો હતો. ગુલામવંશની કારકિર્દીમાં ઘણુંખરૂં ઉત્તર હિંદુસ્થાન એકછત્ર નીચે આવ્યું હતું. ખિલજી વંશના રાજાઓએ રજપૂતાના અને ગુજરાત પર સ્વારી કરી આખા ઉત્તર હિંદુસ્થાન પર મુસલમાની સત્તા બેસાડી. એટલુંજ નહિ પણ તેઓએ વિંધ્યા પર્વત ઓળંગી દક્ષિણમાં પણ પ્રવેશ કર્યો, અને ત્યાંના અનેક હિંદુ રાજાઓને હરાવી ઠેઠ કન્યાકુમારી સુધી મુસલમાની સત્તાનો પ્રભાવ દાખવ્યો.

**જલાલુદ્દીનની કારકિર્દીઃ**—ગાદીનશીન થતી વખતે જલાલુદ્દીનની ઉમ્મર સિત્તેર વર્ષની હતી. વૃદ્ધાવસ્થાને લીધે તેનો જુસ્સો ઠંડો પડી ગયો હતો. સ્વભાવે પણ તે ઠંડો અને દયાળુ હતો. બલ્બનના વખતમાં જે બંદોબસ્ત અને વ્યવસ્થા હતાં તે નહિ જેવાં થઈ જવાથી સરદારો પાછા ટંટાફિસાદ કરવા લાગ્યા અને રાજમાં ઘણો ગેરબંદોબસ્ત થઈ રહ્યો. એના વખતમાં મોંગોલ લોકોએ પાછી સ્વારી કરી. સામા થઈ મારી હઠાવવાને બદલે પૈસાની મોટી રકમ આપી જલાલુદ્દીને તેમને પાછા કાઢ્યા. આમ નાણું મળવાથી મોંગલોની દાઢ સળગી અને તેઓ વારંવાર હુમલા કરતા રહ્યા.

**દોલતાબાદની સ્વારીઃ**—( ઈ. સ. ૧૨૯૪ ). જલાલુદ્દીનનો અલાઉદ્દીન નામે એક ભત્રીજો હતો. તેણે તેને કોરા પ્રાંતની સૂબેદારી આપી હતી. અલાઉદ્દીન જબરો, સાહસિક અને મહત્ત્વાકાંક્ષી હતો. મોટું પરાક્રમ કરી બધી સત્તા પોતાના હાથમાં લેવા તેણે ઠરાવ કર્યો. કોઈ ન જાણે તેમ છાનોમાનો આઠ હજાર ઘોડેસ્વારો સાથે લઈ તેણે દક્ષિણપર સ્વારી કરી. થોડા દિવસમાં નર્મદા નદી ઓળંગી દેવગિરી ઉર્ફે દોલતાબાદ આગળ તે જઈ પહોંચ્યો. તે વખતે દેવગિરીમાં રામદેવ નામનો યાદવકુળનો રાજા રાજ્ય કરતો હતો. અલાઉદ્દીન ચઢી આવ્યો ત્યારે રામદેવનો બહાદુર પુત્ર શંકરદેવ બહારગામ ગયો હતો. રામદેવ દોલતાબાદના કિલ્લામાં ભરાયો. અલાઉદ્દીને કિલ્લાને ઘેરો ઘાલ્યો. રામદેવે તેનો પ્રતિકાર કરવાની તૈયારી કરવા માંડી. પણ દારૂગોળાનો કોઠાર તપાસતાં તેને માલમ પડ્યું કે દારૂના કોથળાઓમાં દારૂને બદલે મીઠું ભરેલું હતું. એટલે લડવાનો વિચાર માંડી વાળી તેણે અલાઉદ્દીનને ખંડણી તરીકે પુષ્કળ પૈસા આપી પાછો વાળ્યો. અલાઉદ્દીનને પણ પાછા જવાની ઉતાવળ હતી. કારણ કે કાકાની પરવાનગી વગર તે છાનોમાનો નીકળી આવ્યો હતો. વળી આ સ્વારીનો હેતુ દક્ષિણની સંપત્તિ કેવી છે, અને ત્યાંના રસ્તા કેવા છે તે માત્ર જોવાનોજ હતો. તે હેતુ પાર પડ્યો એટલે પુષ્કળ દ્રવ્ય લઈને ખુશીથી તે જેટલી ઝડપથી આવ્યો હતો તેટલીજ ઝડપથી પોતાની સૂબેદારીમાં પાછો ગયો. પોતાનો ભત્રીજો દક્ષિણમાં મોટું પરાક્રમ કરી પાછો આવ્યો છે એ જાણી વૃદ્ધ જલાલુદ્દીન તેને મળવા કોરા ગયો ત્યારે રાજ્યલોભથી અલાઉદ્દીને તેનું ખૂન કર્યું.

---

# પ્રકરણ ૧૦ મું.

## સુલતાન અલાઉદ્દીન ( ઇ. સ. ૧૨૯૫–૧૩૧૫ ).

**રાજ્યાભિષેકઃ**—કાકાના ખૂન પછી અલાઉદ્દીન તાબડતોબ દિલ્હી ગયો. ત્યાં જઈ કાકાના બધા છોકરાઓને મારી નાંખી તે ગાદીપર ચઢી બેઠો. અલાઉદ્દીન તામસી પ્રકૃતિનો અને કાવાદાવાવાળો હતો. પોતાનું દુષ્કૃત્ય ભૂલાવી દઈ લોકોને ખુશ કરવા માટે તેણે પૈસા કાંકરાની માફક ખરચી રાજ્યારોહણ પ્રસંગે લોકોને ખૂબ મોજમજા કરાવી. પછી સ્થિર થયાકેડે સ્વારીઓ કરી તેણે રાજ્યનો વિસ્તાર વધાર્યો. અને રાજકારભાર પર બારીક નજર રાખી રાજ્યમાં સારો બંદોબસ્ત કર્યો.



અલાઉદ્દીન ખિલજી.

**મોગલોનો પરાજયઃ**—ગાદીપર ચઢી બેઠા પછી તરત અલાઉદ્દીનને મોગલ લોક સાથે લડવું પડયું. મોગલો દિલ્હીપર ચઢી આવતા હતા, પણ અલાઉદ્દીને તેમને હરાવી પાછા કાઢ્યા. આ પૂર્વે કેટલાક મોગલો ઈસ્લામી ધર્મ સ્વીકારી દિલ્હીની પડોશમાં કાયમના આવી વસ્યા હતા. મોગલોના હુમલા મારી હઠાવવા જ્યારે તે દૂર જાય ત્યારે પાછળથી આ મોગલો તરફથી છાપાની બીક ન રહે તે માટે અલાઉદ્દીને અહીંના ચાળીસ હજાર મોગલોની કતલ કરી નાંખી બાકી રહેલા તેમના જાતભાઈઓમાં ત્રાસ વર્તાવી દીધો હતો. અલાઉદ્દીનના વખતમાં મોગલોએ બીજી બે સ્વારી કરી હતી, પણ બંને વખતે તેણે તેમને મારી હઠાવ્યા હતા. ત્યારપછી અલાઉદ્દીને ગુજરાત, રજપૂતાના અને દક્ષિણ હિંદુસ્થાન જીતવા મોરચા માંડ્યા.

**ગુજરાત પર સ્વારી** ( ઈ. સ. ૧૨૯૭ ):—ગુજરાત પ્રાંત ઘણો સંપત્તિસંપન્ન હતો. એ પ્રાંત ' હિંદુસ્થાનનો બગીચો ' કહેવાય છે. આ વખતે ત્યાં કરણવાઘેલો નામે રજપૂત રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીનું નામ કમળાદેવી હતું. તેને દેવળદેવી નામે એક ખૂબસૂરત છોકરી હતી. દેવગિરીના રામદેવરાયે પોતાના કુંવર માટે કર્ણરાય પાસે દેવળદેવીની માગણી કરી હતી. પણ રામદેવનું કુળ પોતાના જેવું અસલ રજપૂત કુળ નથી એમ ગણી તેણે રામદેવની માગણી તુચ્છકારી કાઢી હતી. ત્યારપછી કેટલેક કાળે કરણનું દૈવ રૂઠ્યું. અલાઉદ્દીન ખિલજીએ ગુજરાત પર સ્વારી કરી, તેમાં કરણની હાર થઈ અને તેની રાજધાની અણુહિલવાડ પાટણ શત્રુના હાથમાં ગઈ. તેમજ રાણી કમળાદેવી પણ શત્રુના હાથમાં સપડાઈ ગઈ. અલાઉદ્દીને તેની સાથે લગ્ન કર્યું. કર્ણરાય દક્ષિણ તરફ નાસી ગયો અને ગુજરાતનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયું. પછી રાજકન્યા દેવળદેવી પણ અલાઉદ્દીનના હાથમાં ગઈ ત્યારે અલાઉદ્દીને તેને પોતાના જ્યેષ્ઠ પુત્ર સાથે પરણાવી.

**ચિતોડપર સ્વારી** ( ૧૩૦૩ ):—રજપૂતાનામાં ચિતોડનું રાજ્ય સર્વથી પ્રસિદ્ધ હતું. આ વખતે ત્યાં રાણો ભીમસિંહ રાજ્ય કરતો હતો. તેની રાણી પદ્મિની ઘણી રૂપાળી હતી. તેની ખૂબસૂરતીની ઘણી ખ્યાતિ અલાઉદ્દીનને કાને આવી હતી. તેથી ચિતોડનું રાજ્ય સર કરી પદ્મિનીનું હરણ કરવાનો તેણે ઠરાવ કર્યો, અને તે ચિતોડપર ચઢી ગયો. ચિતોડનો કિલ્લો અભેદ ગણાતો હતો. અલ્લાઉદ્દીન તેને સર કરી શકયો નહિ. ત્યારે લુચ્ચાઇથી પોતાનો હેતુ પાર પાડવાનો નિશ્ચય તેણે કર્યો. તે ભીમસિંહને મળવા ગયો અને તેણે તેને કહેવડાવ્યું કે રાણી પદ્મિનીની ખૂબસૂરતી વિષે મેં ઘણાં વખાણ સાંભળ્યાં છે. માત્ર તેનું મોં જ મને બતાવો તો હું પાછો જઈશ. ભીમસિંહ પ્રથમ તો કબૂલ થયો નહિ, પણ પછી તેણે અલાઉદ્દીનને કહેવડાવ્યું કે ફક્ત આરસીમાં તમે પદ્મિનીનો ચહેરો જોઈ શકશો. અલાઉદ્દીને કબૂલ કર્યું. એટલે એક આરસીમાં પદ્મિનીના ચહેરાનું પ્રતિબિંબ તેને બતાવવામાં આવ્યું. આરસીમાં પદ્મિનીનું મોં જોતાંજ તેનાં સૌંદર્ય ઉપર અલાઉદ્દીન મોહિત થયો. અને ગમે તે પ્રકારે તેનું હરણ કરી જવાનો નિશ્ચય કરી તે છાવણી તરફ પાછો ફર્યો. શિષ્ટાચાર પ્રમાણે ભીમસિંહ તેને વળાવવા ગયો. છાવણીની પાસે આવ્યા એટલે અલાઉદ્દીને ભીમસિંહને કેદ કરી લીધો

અને તેને કહ્યું કે પદ્મિનીને આપ્યા સિવાય તને છોડવામાં આવશે નહિ. આ હકીકતની પદ્મિનીને ખબર પડી. તે ઘણી ચતુર સ્ત્રી હતી. તેણે અલાઉદ્દીનને કહેવડાવ્યું કે જો મારા પતિને છૂટા કરવા વચન આપો તો હું તમારી સાથે આવવા કબૂલ થાઉં છું. અલાઉદ્દીને હા પાડવાથી પદ્મિનીએ પોતે જવાને બદલે પડદાવાળા સાતસો મ્યાના રવાના કર્યા. દરેક મ્યાનામાં એક એક હથિયાર બંધ રજપૂત યોદ્ધો હતો. અને મ્યાનાને ઉંચકનારાઓ પણ ભોઈના વેશમાં રજપૂત વીરોજ હતા. પદ્મિની રસાલા-સહિત છાવણીમાં આવી પહોંચી છે એમ સાંભળી અલાઉદ્દીન તો ગાંડો ગાંડો થઈ ગયો. તેણે ભીમસિંહને મુક્ત કર્યો, અને તે ભીમસિંહને સાથે લઈ પૂર ઠાઠમાઠથી પદ્મિનીને લેવા ગયો. મ્યાનાઓની પાસે પહોંચતાંજ ભીમસિંહ એક ઘોડા પર સ્વાર થઈ સડસડાટ પલાયન કરી ગયો, એટલે મ્યાનામાંથી રજપૂતવીરો કૂદી પડ્યા અને તેમણે અને ઉંચકનારા રજપૂતોએ અલાઉદ્દી-નની છાવણીને ખેદાનમેદાન કરી દીધી. એ અરસામાં દિલ્હીથી બાતમી આવી કે મોગલો દિલ્હીપર ચઢી આવે છે. એટલે નિરાશ થઈ અલાઉદ્દીન દિલ્હી જવા ઉપડી ગયો.

પછી બીજે વર્ષે ( ૧૩૦૪ ) જંગી તૈયારી કરી તેણે ચિતોડ ગઢને ફરીથી ઘેરો ઘાલ્યો. ગઢમાં રહી ચિતોડનું રક્ષણ થઈ શકશે નહિ એમ લાગવાથી રજપૂત વીરો ગઢની બહાર પડ્યા અને કેસરિયાં કરી કપાયા તેટલા શત્રુઓને કાપી લડતાં લડતાં મરણ પામ્યા. અને ચિતોડ ગઢ સર થયો. તોપણ રજપૂત પ્રજા સ્વાતંત્ર્યપ્રેમી હોવાથી મેવાડમાં મુસલમાની સત્તા કાયમની થઈ નહિ.

---

# પ્રકરણ ૧૧ મું.

## દક્ષિણમાં દિગ્વિજય અને કારભાર.

**દેવગિરીની બીજી સ્વારીઃ**—( ઈ. સ. ૧૩૦૭ ). ઉત્તર હિંદુસ્થાનના હિંદુ રાજાઓને જીત્યા પછી અલાઉદ્દીને દક્ષિણ જીતવાની તૈયારી કરી.

દખ્ખણ જીતવા માટે તેણે તેના ગુલામ મલેક કાપુરને મોકલ્યો. કાપુર મોટું લશ્કર લઈ ઈ. સ. ૧૩૦૭ માં મહારાષ્ટ્ર પર ચઢાઇ લઈ ગયો. પ્રથમ, તેણે દેવગિરી પર સ્વારી કરી. ત્યાંના રાજા રામદેવને તેણે હરાવ્યો અને તેને કેદ કરી દિલ્હી મોકલી દીધો. અલાઉદ્દીનને મોટી રકમની ખંડણી ભરવાનું કબૂલ કરી તે છૂટી આવ્યો. રામદેવના મરણ પછી તેનો છોકરો શંકરદેવ રાજા થયો. તેણે અલાઉદ્દીનને ખંડણી ભરવી બંધ કરી. તેથી ૧૩૧૨ માં કાપુરે પાછી દેવગિરી પર સ્વારી કરી. શંકરદેવ મરાયો અને મહારાષ્ટ્ર અલાઉદ્દીનના કબજામાં ગયું.

**તેલંગણ અને કર્ણાટક પર ચઢાઈઃ**—ઈ. સ. ૧૩૦૯માં મલેક કાપુરે તેલંગણના રાજ પર સ્વારી કરી. તેણે તેલંગણની રાજધાની વારંગળ જીતી લઈ ત્યાંના રાજાને દિલ્હીનો માંડળિક બનાવ્યો. ત્યારપછી ૧૩૧૦માં કાપુર કર્ણાટક પર ચઢી ગયો અને તેણે ત્યાંના બલ્લાળ રાજાની પ્રસિદ્ધ રાજધાની દ્વારસમુદ્ર જીતી લીધી. તેણે બલ્લાળ રાજાને પદભ્રષ્ટ કરી કર્ણાટકને ખાલસા કર્યું. ત્યારપછી કાપુર ઠેઠ રામેશ્વર પહોંચ્યો. રામેશ્વર સુધી પોતે કરેલા દિગ્વિજયની એંધાણી તરીકે તેણે રામેશ્વરમાં એક મસીદ બંધાવી. આ પ્રમાણે મલેક કાપુરે દક્ષિણ પ્રદેશ તાબે કરીને અલાઉદ્દીનનો મનોરથ પૂર્ણ કર્યો.

**રાજ્ય કારભારઃ**—મોગલોની સ્વારીઓને અટકાવવા માટે અલાઉદ્દીને વાયવ્ય સરહદ પર મજબૂત લશ્કરી બંદોબસ્ત કર્યો હતો. રજપૂતોને અને જબરા સરદારોને કાબૂમાં રાખવા માટે કાયમનું મોટું સૈન્ય તે તૈયાર રાખતો હતો. સૈનિકો રાજી રહે તે માટે વેપારીઓએ સિપાઈઓ પાસેથી લેવાના દર તેણે નક્કી કરી આપ્યા હતા. તેણે સરદારોને દારૂ પીવાની મના કરી હતી. તેઓ કાવતરાં રચે નહિ તે માટે સરદારોની માંહોમાંહેની મીજબાનીઓ પણ તેણે બંધ કરાવી હતી. તેનું છૂપી પોલીસ ખાતું બહુ જબરૂં હતું. સર્વ તરફની બાતમી તેને મળતી. લશ્કરના બળથી તેણે દેશમાં શાંતિ જાળવી હતી. જુદી જુદી સ્વારીઓમાંથી તેણે અઢળક લૂંટ મેળવી હતી. અને લૂંટથી દિલ્હીને બહુ ધનાઢ્ય કરી દીધું હતું. તે જયાં જતો ત્યાંથી જીત કરીને આવતો તેથી એ પોતાને બીજો સિકંદર કહેતો. અને સિક્કા ઉપર તેણે 'બીજો સિકંદર' એવી છાપ પણ પડાવી હતી. તેણે ઘણું મોટું રાજ્ય મેળવ્યું અને એ વિશાળ

રાજમાં બંદોબસ્ત પણ સારો રાખ્યો હતો. પણ તે સ્વભાવે તામસી અને ક્રૂર હતો. તેથી પ્રજા તેનાથી અસંતોષી હતી. તેથી તેના મરણ પછી તરતજ રાજ્યમાં બખેડા થવા લાગ્યા, અને ઘણા પ્રાંતો પાછા સ્વતંત્ર થઈ ગયા.

---

# પ્રકરણ ૧૨ મું.

## દિલ્હીમાં યાદવાસ્થળી—તઘલખ વંશની સ્થાપના.

**મુબારક ખિલજીઃ**—અલાઉદ્દીનના મરણ પછી દિલ્હીમાં યાદવાસ્થળી થઈ. તેમાંથી મલેક કાફુર ગાદી પચાવી પડ્યો. પરંતુ સરદારોએ તેનો વધ કર્યો. પછી અલાઉદ્દીનનો છોકરો મુબારક રાજ્ય કરવા લાગ્યો. તે ઘણો વ્યસની અને ક્રૂર હતો. દિલ્હીમાં આમ ઉથલપાથલ થતી હતી તે વખતે દેવગિરીમાં રામદેવનો જમાઈ હરપાળદેવ પાછો સ્વતંત્ર થઈ ગયો હતો. તેથી મુબારકે તેનાપર સ્વારી કરી. લડાઈમાં હરપાળ હાર્યો અને પકડાયો. ક્રૂર મુબારકે તેને ઠાર કર્યો. ખુશરૂ નામે એક વટલી ગયેલો હિંદુ મુબારકનો સેનાપતિ હતો. તેણે દક્ષિણમાં સ્વારી કરી પુષ્કળ લૂંટ મેળવી. અને પછી તે દિલ્હી પાછો આવ્યો. દિલ્હી આવી મુબારકનું ખૂન કરી પોતે સુલતાન થઈ બેઠો. પછી તેણે વીણીવીણીને ખિલજી વંશનો ખોડો કાઢવા માંડ્યો. પણ ખુશરૂના પાપનો ઘડો ભરાઈ ગયો હતો. તેના દુષ્ટ કૃત્યો માટે તેને શિક્ષા કરવા સારૂ પંજાબનો સૂબો ગ્યાસુદ્દીન તઘલખ દિલ્હીપર ચઢી આવ્યો અને તેણે ખુશરૂને મારી નાંખ્યો.

**ગ્યાસુદ્દીન તઘલખઃ**—(ઈ. સ. ૧૩૨૦–૧૩૨૫). ખિલજી વંશનો તો અસાર અગાઉ નાશ થયો હતો તેથી; દિલ્હીના સરદારોએ ગ્યાસુદ્દીન તઘલખનેજ ગાદીપર બેસાડ્યો. દિલ્હી શહેરમાં હિંદુ વસ્તી મોટી હતી તેથી ત્યાં હિંદુઓનું જોર વધારે હતું. તેમના તરફથી ગાદીને ધોક્કો ન આવે એવા ઇરાદાથી ગ્યાસુદ્દીને નવું દિલ્હી વસાવ્યું અને તેનું નામ તઘલખાબાદ રાખ્યું. ગ્યાસુદ્દીને રાજ્ય સારી રીતે કર્યું. દક્ષિણપર સ્વારી લઈ જઈ વરંગુળનું રાજ્ય તેણે તાબે કર્યું. ગ્યાસુદ્દીન તઘલખ દિગ્વિજય કરી દક્ષિણમાંથી પાછો

આવ્યો ત્યારે રાજપુત્ર મહંમદે એક ભવ્ય મંડપ બંધાવી તેનું સ્વાગત કર્યું. સ્વાગત કરી રહી મહંમદ મંડપમાંથી બહાર નીકળ્યો તેવોજ મંડપ તૂટી પડ્યો અને ગ્યાસુદ્દીન તેની નીચે કચડાઈ મર્યો.

---

# પ્રકરણ ૧૩ મું.

## મહંમદ તઘલખ (ઈ. સ. ૧૩૨૫–૧૩૫૧).

**મહંમદની કારકિર્દીનું સ્વરૂપઃ**—મહંમદ ગાદીપર આવ્યો ત્યારે રાજ સારી સ્થિતિમાં હતું. તિજોરી તર હતી. મુલ્કી અને લશ્કરી વ્યવસ્થા પણ સારી હતી. દિલ્હીના સુલતાનનો અધિકાર દક્ષિણમાં તુંગભદ્રા નદી સુધી ચાલતો હતો. મહંમદ પોતે વિદ્વાન, ધર્મશીલ અને નિર્વ્યસની હતો. પરંતુ તેનામાં વ્યવહારદક્ષતા ન હોવાને લીધે તેની કારકિર્દીમાં રાજકારભાર બગડવા લાગ્યો. તેના ઉડાઉપણાને લીધે તર તિજોરીનું તળીઉં આવ્યું. સરદારોમાં અને પ્રજાજનમાં અસંતોષ થવા લાગ્યો. અને દૂરના પ્રાંતો સ્વતંત્ર થવા લાગ્યા. દક્ષિણમાં દિલ્હીના પ્રતિસ્પર્ધી બ્રાહ્મણી રાજ્યનો જન્મ થયો. તેમજ તુંગભદ્રાની દક્ષિણે વિજયનગરનું હિંદુ રાજ સ્થાપન થયું. જેમ ઉત્તરમાં રજપૂતો દિલ્હીના રાજ્યનો વિરોધ કરતા હતા તેમ દક્ષિણમાં વિજયનગરનું હિંદુ રાજ બ્રાહ્મણી રાજ સાથે ઝગડા કરવા લાગ્યું. આ પ્રમાણે મહંમદ તઘલખની કારકિર્દીમાં દિલ્હીની સુલતાનશાહીનું સ્વરૂપ બદલાતું ચાલ્યું.

**સ્વચ્છંદી કારભારઃ**—મહંમદ શૂરો તેમજ મહત્ત્વાકાંક્ષી હતો. કારકિર્દીની શરૂઆતમાંજ તેણે ખજાનો ખાલી કરી મોટું લશ્કર ઉભું કર્યું અને દક્ષિણમાં પોતાના રાજ્યનો બહોળો વિસ્તાર કર્યો. પ્રજાનું હિત સાધવાની તેને ઘણી ઈચ્છા હતી. પણ તે ચંચળ મનનો લહેરી માણસ હોવાથી પુખ્ત શાણા માણસોની સલાહ ન લેતાં પોતાની કલ્પના પ્રમાણેજ તેણે કારભાર કરવા માંડ્યો.

તે સમયમાં રાજ સામે બંડ ઉઠાવવું એ તો એક રમત હતી. મહંમદના કડક અમલને લીધે જબરા અમીર ઉમરાવો બેદિલ થયા હતા. આ અરસામાં

મોગલોએ સ્વારી કરી. ત્યારે તેમની સામે થઈ તેમને મારી હઠાવવાને બદલે મહંમદે તેમને ખંડણીની મોટી રકમ આપી પાછા વાળ્યા. મહંમદ કોઈ પ્રસંગે કડક અમલ કરતો તો કોઈ પ્રસંગે પોચો થઈ જતો. રાજ્યમાં જોઈએ તેવો સારો બંદોબસ્ત તો હતો નહિ, તેમ છતાં મોટું સૈન્ય ઉભું કરી ઈરાન અને ચીન પર સ્વારી મોકલવાનો તેણે ઠરાવ કર્યો. ચીનની સ્વારી હિમાલયને રસ્તે મોકલી હતી. તેથી ઘણુંખરૂં સૈન્ય તો હિમાલયના વિકટ ઘાટોમાંજ મરણ પામ્યું. અને રહ્યુંસહ્યું જે પાછું ફર્યું તેને ગુસ્સાના આવેશમાં મહંમદે કતલ કર્યું. આ પ્રમાણે લશ્કરને માટે ખરચેલા પૈસા બરબાદ ગયા. તેના દરબારનો ઠાઠ ભારે હતો. કવિ પંડિતોને તે ઉદાર હાથે આશ્રય આપતો. તેની પાસેથી કોઈ ભિક્ષુક ભિક્ષા પામ્યા વિના પાછો જતો નહિ. તેના આવા ઉદાર અને ખરચાળ સ્વભાવને લીધે તેના વિશાળ રાજ્યની મોટી ઉપજ પણ પૂરતી થઈ પડતી નહિ. તેથી ઉપજ કરવા માટે તે વિલક્ષણ યોજના યોજતો.

**ઉપજ યોજના:**—તિજોરી તર કરવા માટે તેણે ભારે કરો મૂકયા. તે કરો વસૂલ કરવા માટે વસૂલાત અધિકારીઓ પુષ્કળ જુલમ કરતા હતા. તેથી અધિકારીઓ આવ્યાની ખબર પડતાંજ લોકો જંગલમાં નાસી જતાં. ત્યારે મહંમદ તેમની પાછળ ઘોડેસ્વારો છોડતો. તે ઘોડેસ્વારો વિકાળ પશુઓનો શિકાર કરે તેમ લોકોનો શિકાર કરતા. અમલદારોને પણ તે તરવારની ધારપર રાખતો. આવા કારણોને લીધે દૂરદૂરના પ્રાંતોમાં બંડ થવા લાગ્યાં. એવાં બંડો શમાવી દેવા માટે રાજ્યની મધ્યસ્થ રાજધાની તરીકે તેણે દેવગિરી પસંદ કર્યું. તેને દોલતાબાદ નામ આપી દિલ્હીની વસ્તીને દોલતાબાદ જઈ રહેવા તેણે હુકમ કર્યો. મુસાફરીની મુશ્કેલીને લીધે વસ્તીનો મોટો ભાગ માર્ગમાંજ મરણ પામ્યો. દેવગિરીમાં રાજધાની બરાબર જામી નહિ એટલે તેણે પાછો લોકોને દિલ્હી જઈ રહેવાનો હુકમ કર્યો. અધૂરામાં પૂરૂં દુકાળ પડ્યો. ત્યારે ભૂખમરાથી પ્રજાને બચાવવા માટે તેણે પુષ્કળ પૈસો ખરચ્યો. તેણે ખેડુતોને તગાવી પણ આપી. કરોની વસૂલાત પૂરી ઉત્પન્ન થઈ નહિ. ત્યારે તેણે ચાંદીના નાણાં જેવા તાંબાંના સિક્કા પડાવ્યા. અને ચાંદીના સિક્કા જેટલી તેની કિંમત ઠેરવી. પણ એ તાંબાંનાણું બજારમાં ચાલ્યું નહિ. તેમજ તે કાળે સરકારી ટંકશાળ જેવી વ્યવસ્થા કંઈ હતી નહિ એટલે બનાવટી સિક્કા

ઠેકાણે ઠેકાણે બનવા લાગ્યા. આમ થવાથી બજારોમાં લેવડ દેવડ બંધ થઈ અને વિપારને ઘણો ધોકકો પહોંચ્યો.

**બંડોનો ઉદ્‌ભવઃ**—મહંમદના આવા જુલ્મી અને અવિચારી અમલને લીધે અમીર ઉમરાવ અને પ્રજા વીફર્યાં. જ્યાં ત્યાં બંડ થવા લાગ્યાં. બંગાળા અને ગુજરાતના સૂબાઓએ દિલ્હીની ધુંસરી ઉતારી નાંખી. મહંમદ ગુજરાતમાં ગયો અને ત્યાંના સૂબા સરદારોને હરાવી શિક્ષા કરી પાછો ગયો, કે તરત પાછાં બંડ થવા લાગ્યાં. ઈ. સ. ૧૩૪૭ માં હસન ગંગુ નામના એક મુસલમાને દક્ષિણમાં બ્રાહ્મણી નામનું નવું રાજ્ય સ્થાપ્યું. એજ અરસામાં વરંગુળના એક રાજવંશીએ તુંગભદ્રાને કાંઠે વિજયનગરનું હિંદુ રાજ સ્થાપ્યું. ત્યારપછી ગુજરાતના કેટલાક તોફાની મુસલમાન સરદારોની પૂઠ પકડતો મહંમદ સિંધમાં ગયો. ત્યાં તે ઈ. સ. ૧૩૫૧ માં મરણ પામ્યો.

**સ્વભાવઃ**—મહંમદ ધર્મશીલ, નિર્વ્યસની અને વિદ્યાનો શોખીન હતો. પ્રજા પર તે પ્રેમ રાખતો તે દુકાળ વખતે તેણે ભરેલાં પગલાંથી સાબીત થાય છે. પરંતુ તેના ઉટાંગ વિચાર પ્રમાણે તેણે યોજેલા ઉપાયોથી પ્રજાને ઘણું દુઃખ ભોગવવું પડતું હતું. તેની યોજનાઓમાં કલ્પના હતી પણ વ્યવહાર દૃષ્ટીએ તેની યોજનાઓ દેશકાળને અનુસરતી અને ફળદાયી નહોતી. તેના અંગમાં જોમ પુષ્કળ હતું, છતાં મહંમદ રાજ સંભાળી શકયો નહિ, તેનું કારણ તેનામાં વ્યવહારજ્ઞાનનો અભાવ હતું.

---

# પ્રકરણ ૧૪ મું.

## ફિરોઝ તઘલખ. ( ઈ. સ. ૧૩૫૧–૧૩૮૮ ).

**ફિરોઝની કારકિર્દીનું સ્વરૂપઃ**—મહંમદ તઘલખ પછી તેનો ભત્રીજો ફિરોઝ ગાદીપર આવ્યો. તે સ્વભાવે હેતાળ અને શાંત હોવાથી મુસલમાન સરદારોનો અસંતોષ કમી થયો. મહંમદના વખતમાં રાજ્યમાં અવ્યવસ્થા-થવાથી બંગાળા, ગુજરાત, સિંધ વગેરે દૂરના પ્રાંતો સ્વતંત્ર થવા લાગ્યા હતા. તે પ્રાંતોપર ફિરોઝશાહે સ્વારીઓ કરી. પણ તેમાં તેને યશ મળ્યો નહિ.

ત્યારે તેણે સ્વારીઓ કરવાનો નાદ છોડી દીધો અને હાથમાં જેટલું રાજ હતું તેમાં સુધારણા કરવા માંડી. તેના રાજકારભારમાં ખાસ જાણવા જેવું કંઈ નહોતું, તોપણ તેની કારકિર્દીમાં દેશમાં આબાદાની થઈ હતી.

**રાજ્ય કારભાર:**—ફિરોઝ કાર્યકુશળ નહોતો એ ખરૂં, પરંતુ તે ગુણ-ગ્રાહી હતો અને હોશીઆર માણસોનો પારેખ હતો. એટલે તેણે હોશીઆર માણસોને કારભાર સોંપ્યો હતો. મુકબલખાન નામનો તેનો પ્રધાન હતો. તેણે ઉત્તમ પ્રકારે કારભાર ચલાવ્યો હતો. મહંમદે ખેડુતોને આપેલી તગાવી મુકબલખાને માફ કરી. તેથી ખેડુતોની સ્થિતિ સુધરી અને ઠરાવેલી જમીન-મહેસૂલ બિન તકરારે ખેડુતો ભરવા લાગ્યા. તેથી તિજોરી ભરપૂર થવા લાગી. એટલે ફિરોઝે લોકોપયોગી બાંધકામો હાથ ધર્યાં. જમનામાંથી નહેર ખોદાવવાનું કામ ફિરોઝની કારકિર્દીમાં શરૂ થયું હતું. તેણે જુવાનપુર અને ફિરોઝાબાદ નામનાં નવાં શહેરો વસાવ્યાં, અને દિલ્હીના જૂનાં બાંધકામોનો જીર્ણોદ્ધાર કર્યો. ફિરોઝને વૈભવ અને ઠાઠમાઠનો ઘણો શોખ હતો. તેની પાસે ચાળીસ હજાર તો ગુલામો હતા. તે દાનશૂર પણ હતો. દરવર્ષે એક કરોડ રૂપીઆ તે ગરીબ ગુરબાંમાં વહેંચતો. જેઓએ જીંદગીભર રાજ્યની વફાદારીથી નોકરી કરી હોય તેઓને ફિરોઝ સારૂં વર્ષાસન આપતો. અધિકારીઓને અને સરદારોને ખુશ કરવા માટે તેમને જાગીરો આપવાની પદ્ધતિ તેણે દાખલ કરી. હિંદુઓ તરફ તે ઘાતકી રીતે વર્તતો હતો અને તેઓનાં દેવાલયો તોડાવી તેના પથરાની મસીદો બંધાવતો હતો. ફિરોઝશાહ લગભગ ચાળીસ વર્ષ રાજ્ય કરી ૧૩૮૮ માં મરણ પામ્યો.

**તઘલખ વંશની પડતીઃ**—મહંમદ તઘલખના વખતથી દૂરદૂરના પ્રાંતો સ્વતંત્ર થવા લાગ્યા હતા. ફિરોઝ પરાક્રમી ન હોવાને લીધે સ્વતંત્ર થયેલા પ્રાંતો પાછા દિલ્હીના છત્રનીચે તે લાવી શક્યો નહિ. તેણે ચાલુ કરેલી જાગીર આપવાની પદ્ધતિનું અનિષ્ટ પરિણામ આવ્યું. બંગાળા, ગુજરાત, માળવા, ખાનદેશ, સિંધ વગેરે પ્રાંતો સ્વતંત્ર થવાથી દિલ્હીનું રાજ્ય સંકુચિત થઈ ગયું. ફિરોઝ પછી ઈ. સ. ૧૩૯૪ માં સમરકંદના બાદશાહ તૈમૂરલંગે હિંદપર સ્વારી કરી. લૂંટફાટ ચલાવતો અને ગામો બાળતો તે દિલ્હી આવી પહોંચ્યો. તેણે દિલ્હી શહેરમાં ભારે કતલ ચલાવી આખું શહેર લૂંટી લીધું.

ખિજરખાન નામના એક સરદારને પંજાબનો સૂબેદાર નીમી તૈમૂરલંગ પાછો ગયો. આ સ્વારીથી તઘલખ વંશ દોદળો થઈ ગયો. પછી થોડા વર્ષમાં તઘલખ વંશનો અંત આવ્યો.

---

# પ્રકરણ ૧૫ મું.

## સૈયદવંશ ( ઈ. સ. ૧૪૧૪–૧૪૫૧ ) અને લોદીવંશ ( ઈ. સ. ૧૪૫૧–૧૫૨૬ ).

**સૈયદ વંશની કારકિર્દી:**—તઘલખ વંશ પછી ઈ. સ. ૧૪૧૪ માં ખિજરખાંએ દિલ્હીમાં સૈયદ વંશની સ્થાપના કરી. એ વંશમાં ચાર રાજા થયા હતા. પણ તે માત્ર નામનાજ રાજા હતા. તેમની સત્તા માત્ર દિલ્હીમાં અને તેની આસપાસના થોડા મુલકમાંજ ચાલતી હતી. છેલ્લા સુલતાન અલાઉદ્દીન ઉર્ફે આલમશાહને ઈ. સ. ૧૪૫૦ માં બહલોલ લોદી નામના પંજાબના એક પઠાણ સરદારે પદભ્રષ્ઠ કરી લોદી વંશની સ્થાપના કરી.

**લોદી વંશ–બહુલોલ લોદી** ( ઈ. સ. ૧૪૫૧–૧૪૮૮ ):—બહલોલ લોદી બહાદુર અને પરાક્રમી હતો. તેને અફગાન લોકની સારી મદદ હતી. તેમની મદદથી તેણે જુવાનપુર, મેવાડ, રોહિલખંડ અને ગ્વાલીઅર પાછાં દિલ્હીની સત્તા નીચે આણ્યાં. આ પ્રમાણે રાજ્યનો વિસ્તાર વધારી બહલોલ ઈ. સ. ૧૪૮૮ માં મરણ પામ્યો.

**સિકંદર:** ( ઈ. સ. ૧૪૮૮–૧૫૧૮ ):—બહલોલ પછી તેનો છોકરો સિકંદર ગાદીપર આવ્યો. તેણે બહાર પ્રાંત અને ચંદેરીનો મુલક દિલ્હીના રાજ્યમાં સામેલ કરી દીધા. તેણે રાજ્યમાં સારી શાંતિ જાળવી અને કારભાર પણ ઠીક ચલાવ્યો. મુસલમાન પ્રજાને તે સંતુષ્ટ રાખતો હતો અને હિંદુઓ પર જુલમ કરતો હતો. હિંદુઓનાં ઘણાં દેવાલયો તેણે તોડાવી નાંખ્યા હતાં. તે ૧૫૧૮ માં મરણ પામ્યો.

**ઇબ્રાહીમ** (૧૫૧૮–૧૫૨૬):—સિકંદર પછી તેનો છોકરો ઇબ્રાહીમ ગાદીપર આવ્યો. તે કામનો કરંદો પણ ઉદ્ધત હતો. એની આગળના સુલતા-

નોએ અફગાન લોકને વધારે પડતી સવળતા આપી હતી તેથી તેઓ શિરજોર થઈ પડ્યા હતા. ઈબ્રાહીમે તેમને કાબૂમાં લાવવા પ્રયત્નો કર્યાં. તેણે તેમને દરબારમાં આવી મુજરો કુરનસ કરવાની ફરજ પાડી. તેથી તેઓ બેદિલ થયા, અને ઈબ્રાહીમને મદદ આપતા બંધ પડ્યા. એટલે ઈબ્રાહીમની સત્તા નબળી પડી. બહાર પ્રાંત પાછો સ્વતંત્ર થઈ ગયો. પંજાબના સૂબા દોલતખાન લોદી અને તેના ભત્રીજા આલમખાને ઈબ્રાહીમની વિરુદ્ધ તરકટ રચ્યું. તેઓએ કાબુલના મોગલ રાજા બાબરની સાથે પત્ર વહેવાર કરી તેને તેમની મદદે બોલાવ્યો. બાબર તો છેલ્લાં વીસ વર્ષ થયાં આવા લાગની રાહ જોઈજ રહ્યો હતો. મોટું સૈન્ય લઈ તે હિંદુસ્થાનપર ચઢી આવ્યો. ઈ. સ. ૧૫૨૬ માં પાણિપતના મેદાનમાં યુદ્ધ થયું. તેમાં ઈબ્રાહીમ માર્યો ગયો અને દિલ્હીનું રાજ બાબરના હાથમાં ગયું. આ પ્રકારે દિલ્હીમાં ત્રણસો વર્ષ સુધી ટકેલી તુર્કી સુલતાનશાહીનો અંત આવ્યો.

**મુસલમાનોના વિજયનાં કારણો:**—મુસલમાનો શૂરા હતા. શૂરાતનમાં હિંદુઓ તેમના કરતાં કંઈ ઉતરતા નહોતા. તેમજ તેમનું સંખ્યાબળ પણ મુસલમાનો કરતાં વિશેષ હતું. તેમછતાં હિંદુઓની હાર કેમ થઈ તે લક્ષમાં રાખવા જેવું છે. મુસલમાનોની યુદ્ધ સામગ્રી અને તેમના લશ્કરી દાવપેચ વધારે ઉંચા પ્રકારનાં હતાં. ધર્મ પ્રચારને માટે તેઓ જીવપર આવી લડતા. મુસલમાનોમાં ઉંચ નીચ જેવું કંઈ હતું નહિ. પરદેશીઓ અને પરધર્મીઓની સામે લડતી વખતે તેઓ એક બીજાની પડખે ઉભા રહી લડતા. એ ઉપરાંત તેઓ માંસાહારી હોવાથી અને ઠંડા પહાડી મુલકના રહેવાસી હોવાથી ઝનૂની અને ખડતલ બાંધાના હતા. એથી ઉલટું હિંદુઓમાં ઉંચનીચનો ભેદ હતો. હિંદુઓનું લક્ષ આ દુનીઆના સુખકરતાં આવતી દુનીઆના સુખ તરફ વિશેષ હતું. યુદ્ધ કળામાં તેઓએ કાળાનુસાર સુધારણા કરી નહોતી. આ કારણોને લીધે હિંદુઓ મુસલમાનો સામે ટકી શક્યા નહિ.

---

# પ્રકરણ ૧૬ મું.

## બ્રાહ્મણી રાજ્ય અને વિજયનગરનું રાજ્ય.

**બ્રાહ્મણી રાજ્યઃ**—આ રાજ્યનો સ્થાપનાર હસન ઉર્ફે ઝફરખાન મહંમદ તઘલખનો એક તુર્કી ગુલામ હતો. મહંમદના રાજ્યકારભારથી કંટાળી તે દક્ષિણમાં ગયો. અને ત્યાં તેણે એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. પ્રથમ તેણે રાજધાની ગુલબર્ગામાં રાખી હતી. પણ થોડા કાળ પછી ત્યાંથી ખસેડી તે બેદર લઈ ગયો. બ્રાહ્મણી રાજ્યનો વિસ્તાર તાપીથી તુંગભદ્રા નદી સુધી હતો. તેમાં મહારાષ્ટ્ર, તેલંગણ અને કર્ણાટક દેશો આવેલા હતા. એ રાજ્યમાં ગોવા અને દાભોલ એ બે બંદરો હતાં. તે બંદરો વાટે પરદેશો સાથે બહોળો વેપાર ચાલતો હતો.

**વિજયનગર જોડે વિરોધઃ**—એજ અરસામાં તુંગભદ્રાની દક્ષિણે વરંગુળ રાજકુટુંબના હરિહર અને બુક્ક નામના બે ભાઈઓએ તેમના ગુરુ વિદ્યારણ્ય સ્વામિના આશીર્વાદથી એક મહાન હિંદુ રાજ્યનો પાયો નાંખ્યો. વિજયનગર તેની રાજધાની હતું. દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્ય નવું હોવાથી તેનું સંખ્યાબળ ઓછું હતું. તે વધારવા માટે ત્યાંના હિંદુઓને લાલચથી અને જોરજુલમથી મુસલમાન કરવામાં આવતા હતા. કૃષ્ણા અને તુંગભદ્રા નદીઓ વચ્ચેના ફળદ્રુપ ભાગમાં એ બે રાજ્યો વચ્ચે વારંવાર લડાઈઓ થતી. તે કાળની દક્ષિણમાંની ઘણીખરી લડાઈઓ આ ભાગમાંજ થતી. દિવસે દિવસે દખ્ખણના આ બે રાજ્યો વચ્ચે વેર વધતું ચાલ્યું. જે પ્રમાણે ઉત્તરમાં દિલ્હીના રાજ્ય સાથે રજપૂતોને વિરોધ થતો તેમ દક્ષિણમાં બ્રાહ્મણી અને વિજયનગરનાં રાજ્ય વચ્ચે વિરોધ ચાલતો હતો. મુસલમાનોમાં સામાજિક અને ધાર્મિક ઐક્ય બહુ સારૂં હતું. તે ઉપરાંત બીજા ઈસ્લામી દેશોમાંથી મુસલમાનો આવી બ્રાહ્મણી લશ્કરમાં ભરતી કરતા, તેથી તેમનું લશ્કરી બળ વધતું જતું. બ્રાહ્મણી રાજકર્તાઓ વારંવાર વિજયનગરના હિંદુઓ ઉપર તૂટી પડતા. પણ દરેક વખત વિજયનગરના બહાદુર વીરો તેમને મારી હઠાવતા હતા. આ પ્રમાણે તેઓએ દોઢસો વર્ષ સુધી

પોતાની સ્વતંત્રતા જાળવી રાખી, અને કૃષ્ણાથી કન્યાકુમારી સુધી એક જબરૂં હિંદુ રાજ ટકાવી રાખ્યું.

**સુલતાન ફિરોજશાહ અને રાજા દેવરાયઃ**—ઈ. સ. ૧૪૬૮ સુધીમાં બ્રાહ્મણી વંશના ચૌદ રાજા થઈ ગયા. જ્યાંસુધી બ્રાહ્મણી રાજ્ય કાયમ રહ્યું ત્યાંસુધી હરિહરે અને બુકકે સ્થાપેલા રાજ્યમાં તેમનાજ વંશના રાજા રાજ્ય કરતા હતા. એ હિંદુ રાજાઓને બ્રાહ્મણી સુલતાનો સાથે હંમેશ લડાઈઓ થતી. બ્રાહ્મણી સુલતાનોમાં ફિરોઝશાહ નામનો એક પ્રસિદ્ધ સુલતાન થઈ ગયો છે. તેણે ઈ. સ. ૧૪૦૬ માં એક મોટું સૈન્ય લઈ વિજયનગરને ઘેરો ઘાલ્યો. તે ઘેરો પાંચ મહિના ચાલ્યો હતો. વિજયનગરના રાજા દેવરાયે બહુ બહાદુરી બતાવી રાજધાનીનું રક્ષણ કર્યું. પરંતુ છેવટે તે સુલતાન ફિરોઝશાહને શરણે ગયો અને તેને તેની રાજકન્યાનું લગ્ન ફિરોઝશાહ સાથે વિજયનગરમાંજ કરવું પડ્યું.

**દિવાન મહંમદ ગાવાનઃ**—ઈ. સ. ૧૪૫૦ ના અરસામાં બ્રાહ્મણી રાજ્યનો કારભાર મહંમદ ગાવાન નામના એક કાર્યદક્ષ અને નિમકહલાલ ઈરાની દિવાનના હાથમાં હતો. તે વખતે વિજયનગરમાં પરાક્રમી સેનાપતિ સલુવહ નરસિંહે બીજો રાજવંશ સ્થાપ્યો હતો. બંને રાજ્યો વચ્ચે લડાઈ ચાલતી હતી, તેમાં નરસિંહે મહંમદ ગાવાનનો પરાજય કરી વિજયનગરના રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો. મહંમદ ગાવાને પચીસ વર્ષ સુધી બ્રાહ્મણી રાજ્યનો કારભાર સારી રીતે ચલાવ્યો. ઈ. સ. ૧૪૮૧ માં તેનું ખૂન થયું ત્યારપછી બ્રાહ્મણી રાજ્યની પડતી થઈ, અને તેના પાંચ વિભાગ પડી ગયા. ઇલિચપુરની ઇમાદશાહી, અહમદનગરની નિઝામશાહી, બિજાપુરની આદિલશાહી, ગોવલકોંડાની કુતુબશાહી અને બિદુરની બરીદશાહી. એવાં પાંચ રાજ્યો સ્થાપન થયાં. બાબરે ઇબ્રાહીમ લોદીપર જ્યારે સ્વારી કરી ત્યારે દક્ષિણમાં આ પાંચ મુસલમાની અને વિજયનગરના હિંદુ રાજ્યની સત્તા ચાલતી હતી. બ્રાહ્મણી રાજ્ય આમ વહેંચાઇ ગયા પછી જુદા જુદા સુલતાનો એક એકની ઈર્ષા કરવા લાગ્યા. એજ અરસામાં વિજયનગરમાં પણ ક્રાંતિ થઈ. એક નરસા નાયક નામના સેનાપતિએ નવો વંશ ચાલુ કર્યો. વિજયનગરનો રાજા એક સુલતાનનો પક્ષ કરી બીજા સાથે લડતો. એ પ્રમાણે

પચાસ વર્ષ ચાલ્યું. નરસા નાયકના વંશમાં ત્રીજો પરાક્રમી રાજા કૃષ્ણદેવરાય નામે થઈ ગયો. તેણે સુલતાનોની માંહોમાંહેની લડાઇમાં પડી ઈ. સ. ૧૫૨૯ સુધી આદિલશાહીના સુલતાન સાથે લડાઈ ચલાવી. ત્યારથી આદિલશાહીનો સુલતાન વિજયનગરના રાજ્યનો કટ્ટો દુશ્મન થયો.

**તાલિકોટનું યુદ્ધ** ( ૧૫૬૫ ):—કૃષ્ણદેવ રાજા પછી રામરાજા નામનો તેનો પ્રધાન વિજયનગરમાં રાજ્ય કરવા લાગ્યો. તેણે દક્ષિણના મુસલમાનોમાં સળગેલી જાદવાસ્થળીનો લાભ લઈ મુસલમાનોએ વારંવાર કરેલી લૂંટ અને અત્યાચારોનો બરાબર બદલો લીધો. રામરાજાની વધતી જતી સત્તાથી ગભરાઇ બધા સુલતાનો એક થયા અને તેઓએ એક જબરૂં સૈન્ય ઉભું કર્યું. તેઓનું હયદળ અને તોપખાનું ઉત્તમ હતું. આ સંયુક્ત સૈન્યનો સામનો કરવા રામરાજા અને તેનો ભાઈ પાંચ લાખની ફોજ લઈ ઉત્તર તરફ ગયા. કૃષ્ણા નદીની ઉત્તરે રાક્ષસતંગડી આગળ બંને સૈન્યો વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું. આ લડાઈનેજ તાલિકોટની લડાઈ કહે છે. રામરાજાએ અદ્દભુત પરાક્રમ કરી મુસલમાની સૈન્યને જવાબ આપ્યો. પણ તેમના તોપખાના અને ઘોડેસ્વારો આગળ રામરાજાનું સૈન્ય ટકી શક્યું નહિ. તેના એક લાખ સૈનિકો માર્યા ગયા. છેવટે રામરાજા પકડાયો ત્યારે નિઝામશાહે તેનું ડોકું કાપી નાંખ્યું. પછી મુસલમાનો વિજયનગર પર ચઢી ગયા અને પાંચ મહિના સુધી લૂંટફાટ ચલાવી વિજયનગરને તેઓએ જમીનદોસ્ત કરી નાંખ્યું. રામરાજાના વંશજોએ ચંદ્રગિરીમાં એક નાનું રાજ્ય સ્થાપ્યું. વિજયનગરનો આ ચોથો રાજવંશ કહેવાય છે. આગળ જતાં આજ ચંદ્રગિરીના રાજા પાસેથી જમીન લઈ અંગ્રેજોએ મદ્રાસ શહેર સ્થાપ્યું.

---


હિંદુસ્તાન
ઈ. સ. ૧૫૨૫
૭૨
૮૦
૮૮
૩૨
૮
કાશ્મીર
દિલ્હી
સિંધ
ગુજરાત
માળવા
બુંદેલખંડ
બંગાળ
વરાડ
અહમદનગર
બેદર
બિજાપુર

# ભાગ ત્રીજો.



# મોગલ સામ્રાજ્ય.



## પ્રકરણ ૧ લું.

### મોગલ સત્તાની સ્થાપના.

**એકછત્રી રાજ્યની આવશ્યકતાઃ**—પઠાણ રાજ્યોના સમયમાં મોગલ, તુર્ક વગેરે પરદેશી લોક વારંવાર હિંદુસ્થાન પર ચઢી આવતા. તેથી દેશમાં વારંવાર બખેડા થતા અને પ્રગતિના માર્ગમાં અંતરાય થતો. ઘણા સમયની અંધાધુંધીથી લોકો કંટાળી ગયા હતા. હવે એકછત્રી રાજ્ય થાય અને દેશમાં શાંતિ રહે તો સારૂં એમ સૌને લાગતું હતું. આવા સંજોગોમાં મોગલ સામ્રાજ્યનો પાયો નંખાયો.

**મોગલ વંશનો પૂર્વ ઈતિહાસઃ**—મોગલોનો પૂર્વજ તૈમૂરલંગ જાતે તુર્ક હતો. સમરકંદમાં રાજધાની રાખી મધ્ય એશિઆમાં તેણે એક માહારાજ્ય સ્થાપ્યું હતું. ઈ. સ. ૧૪૦૫ માં તે મરણ પામ્યો ત્યારપછી તેના રાજના ટુકડા થઈ ગયા. તૈમૂરના વંશજોના હાથમાં ફક્ત આમુદરીઆ અને સિરદરીઆ એ બે નદી વચ્ચેનો મુલક રહ્યો. એ મુલકમાં સમરકંદ, બુખારા વગેરે સમૃદ્ધ અને શોભીતાં શહેરો હતાં. એ ભાગમાં વિદ્યાકળાની ઘણી પ્રગતિ થઈ હતી. ત્યાંના લોકો બહાદુર અને સાહસિક હતા. પછી તૈમૂરના વંશજોએ

રાજ્યની વહેંચણી કરી લીધી. તેમાં ખોકનનું રાજ્ય ઉમરશેખ મીરઝાંને મળ્યું. ઉમરશેખનું લગ્ન જંગીઝખાનના વંશના મોગલ રાજા યુનસખાનની છોકરી સાથે થયું. એ છોકરીને પેટે ઈ. સ. ૧૪૮૩ માં બાબરનો જન્મ થયો. હિંદુસ્થાનમાં મોગલ રાજ્યનો પાયો નાંખનાર બાબર તે આજ. બાબરમાં જંગીઝખાન અને તૈમૂરલંગ એ બંનેના વંશોનું લોહી વહેતું હતું. બાબરની નાની ઉમ્મરમાંજ એના બાપનું મૃત્યુ થવાથી રાજ્યકારભારનો ભાર તેના ઉપર આવી પડ્યો. નાની ઉમ્મરનો જાણી તેના પિત્રાઇઓએ રાજ્ય પચાવી પાડવાના ઘણા પ્રયત્ન કર્યા. તેમના તરફથી બાબરને ઘણું વેઠવું પડ્યું હતું. પણ તેની મા અને વડીઆઈની સલાહ અને ધીરજથી બાબરે સઘળું સંકટ દૂર કર્યું. તૈમૂરલંગના સિંહાસન પર બેસી મધ્ય એશિઆમાં એક મહાન સામ્રાજ્ય સ્થાપવું એવી તરુણ પરાક્રમી બાબરની મહત્ત્વાકાંક્ષા હતી. પરંતુ દુશ્મનોનો ઘણો વિરોધ હોવાથી એ આકાંક્ષા તેને છોડવી પડી. એટલુંજ નહિ પણ પોતાનો દેશ છોડી તેને નાસી જવું પડ્યું. છેવટે ઈ. સ. ૧૫૧૪ માં બાબરે કાબુલમાં નવું રાજ્ય સ્થાપ્યું.

આ વખતે હિંદુસ્થાનમાં દિલ્હીની ગાદી પર લોદી વંશનો ઈબ્રાહીમ હતો. લોદીવંશ પડતી હાલતમાં હતો. અને બાબરની નજર હિંદુસ્થાન તરફજ હતી. ઈ. સ. ૧૫૧૯ પછી તેણે પંજાબ પર ચાર વાર સ્વારી કરી, અને પુષ્કળ લૂંટ તે કાબુલ લઈ ગયો. ઈબ્રાહીમ ઘણો અપ્રિય થઈ પડ્યો હતો. તેનો ભાઈ અને પંજાબનો સૂબો દોલતખાન લોદી તેની સામે થયા અને તેઓએ બાબરને મદદે બોલાવ્યો. બાબર તો ટાંપીજ રહ્યો હતો. આ આયતી સંધિનો લાભ લઇ તે હિંદુસ્થાન પર ચાલી આવ્યો.

**પાણિપતનું યુદ્ધ** ( ૧૫૨૬ ):—વીસ હજારનું સૈન્ય અને જબરૂં તોપખાનું લઈ બાબર ચઢી આવ્યો. પંજાબમાં થઈ તેણે દિલ્હી તરફ કૂચ કરી. ઈબ્રાહીમ એક લાખનું લશ્કર લઈ તેની સામે ગયો. પ્રાણિપતના મેદાનમાં બંને લશ્કરનો ભેટો થયો. બાબરે સૈન્યને મોખરે તોપખાનું ગોઠવ્યું હતું. અને તેની પાછળ અર્ધ વર્તુળાકારે સૈનિકો હતા. ઇબ્રાહીમે સો હાથી લશ્કરને મોખરે રાખી પાછળ સૈનિકો રાખ્યા હતા. લડાઈની શરૂઆતમાંજ બાબરના ગોળંદાજોએ તોપનો જબરો મારો હાથીઓ ઉપર ચલાવ્યો. હાથીઓ ઘાયલ

થતાં દોડાદોડી કરવા લાગ્યા. તેથી ઈબ્રાહીમના લશ્કરમાં અવ્યવસ્થા થઈ ગઈ. એટલે બાબરના સૈન્યે ઈબ્રાહીમના સૈન્ય પર બે બાજુએથી હુમલો કર્યો. ઈબ્રાહીમનું સૈન્ય છિન્નભિન્ન થઈ ગયું. તેના પંદર હજાર સિપાઇઓ માર્યા ગયા. બાકીના જીવ લઇને નાઠા. ઈબ્રાહીમ લડાઇમાં માર્યો ગયો. લડાઇ બે કલાકજ ચાલી હતી. તેમાં અફગાનોની પૂરેપૂરી હાર થઈ અને મોગલોનો વિજય થયો.

---

# પ્રકરણ ૨ જું.

## ઝહિરુદ્દીન મહંમદ બાબર ( ૧૫૨૬–૧૫૩૦ ).

**પૂર્વ તૈયારીઃ**—પાણિપતની લડાઈ પછી બાબરના પુત્ર હુમાયુએ આગ્રા જીતી લીધું અને બાબરે દિલ્હી હસ્તગત કરી ત્યાં પોતાની દુવાઇ ફેરવી. આમ હાથમાં આવેલા રાજ્યનું એક મોટું સામ્રાજ્ય બનાવવાનો તેણે નિશ્ચય કર્યો. બાબર દિલ્હીનું રાજ્ય કાયમનું પોતેજ લઇ લેશે એવી સહેજ પણ કલ્પના અફગાનોને અને રજપૂતોને નહોતી. તેથી બાબરને પાછો કાઢવા તેઓ તૈયારી કરવા લાગ્યા. તેમાં રજપૂતોનો અગ્રેસર ભાગ હતો. બાબરને આની ખબર પડતાંજ હુમાયુને અફગાનો સામે થવા જુવાનપુર તરફ મોકલી પોતે રજપૂતો સામે લડવા ગયો.



બાબર

**સિક્રીની લડાઈ (૧૫૨૭):**—આ વખતે મેવાડનો રાણો સંગ રજપૂતોમાં અગ્રેસર હતો. રાણો સંગ બહાદુર તેમજ ખંધો હતો. હિંદુ સામ્રાજ્ય પાછું સ્થાપવાનો લાગ આવ્યો છે એમ જાણી બધાં રજપૂત રાજ્યોને તેણે પોતાના

ઝુંડા નીચે એકત્ર કર્યાં. પછી રજપૂતાનાની સરહદ પરની બિઆણા નદી ઓળંગી સંગ આગ્રા ગયો. રજપૂતો સાથે યુદ્ધ કરવાનો આ પહેલોજ પ્રસંગ હોવાથી બાબર સહેજ વિમાસણમાં પડ્યો. પણ ઢીલ કરવામાં ફાયદો નથી એમ વિચારી તેણે આગ્રા તરફ કૂચ કરી. અને સિક્રી પાસે પોતાનું સૈન્ય ગોઠવ્યું. રજપૂત સૈન્ય પણ તરત સામે આવી ઉભું રહ્યું. મોગલ સેના ઠરીઠામ થાય તે પહેલાં જો સંગે હુમલો કર્યો હોત તો તેને વિજય મળત. પણ તે મોગલોના હુમલાની રાહ જોતો ઉભો. આમ વખત મળવાથી બાબર સ્વસ્થ થઈ ગયો અને તેને હિંમત આવી. અને બંને લશ્કરો સામસામાં થઈ ગયાં. આ લડાઈમાં બાબરે દારૂગોળાનો ઉપયોગ ઘણો કર્યો. રજપૂત વીરોએ જોકે અતુલ પરાક્રમ બતાવ્યું તોપણ તોપના મારા સામે તેઓનું કંઈ ચાલ્યું નહિ. લડાઈમાં ઘણા વીરો માર્યા ગયા. ચાર કલાકના યુદ્ધ પછી રજપૂતોની હાર થવા લાગી અને બાબરની બાજી જીત પર આવી. રાણો સંગ ઘણો જખમી થયો હતો. હાર ખાઈ રાજધાનીમાં પાછા જતાં શરમ લાગવાથી સંગ મેવાડના ડુંગરોમાં જઈ રહ્યો અને ત્યાંજ મરણ પામ્યો. (૧૫૩૦). સિક્રીની ફત્તેહથી રજપૂતો તરફની બીક નષ્ટ થવાથી બાબરનું કામ સરળ થયું.

ત્યારપછી બીજા રજપૂત સરદારોનો બાબરે પરાજય કર્યો. સંગના શૂરા સ્નેહી મેદનીરાયને હરાવી તેનો ચંદેરીનો કિલ્લો બાબરે જીતી લીધો.

**ગોગ્રાની લડાઈ** (૧૫૨૯):—આમ બાબરની સત્તા જામતી જતી હતી તોપણ હજુ તેને હરાવી પાછો હઠાવવાની અફગાન સરદારોને આશા લાગતી હતી. ઈબ્રાહીમ લોદીના ભાઈ મહંમદે જુવાનપુર કબજે કરી બંગાળાના અફગાનોને પોતાની મદદે બોલાવ્યા. આ વાતની ખબર પડતાંજ બાબર દિલ્હીથી ઉપડ્યો અને ગંગાને તીરે બકસાર સુધી ગયો. તેણે ગંગા અને ગોગ્રાના સંગમ આગળ અફગાનો સાથે યુદ્ધ કર્યું. તેમાં તેણે અફગાનોને સજજડ હાર આપી. આથી બંગાળા અને બહારના અફગાનો તરફની બીક ઓછી થઈ.

**બાબરનું મૃત્યુ**:—મદ્યપાનના વ્યસનથી અને જીંદગી ભરની લડાઈઓના ઘસારાથી બાબરની તબીઅત લથડવા લાગી. એટલામાં રાજપુત્ર હુમાયુ માંદો પડ્યો. પુત્રના મરણનો ઘા સહન કરવા કરતાં પુત્ર પર પોતાનો

જાન ઓવારી નાંખવો તે બેહત્તર છે એમ બાબરને થયું. તેણે પ્રભુને પ્રાર્થના કરી કે હે પ્રભુ, મારો જાન લે અને મારા પુત્રને બચાવ. પ્રભુએ બાબરની ખરા અંતઃકરણની પ્રાર્થના સાંભળી. તે દિવસથી હુમાયુ સારો થતો ચાલ્યો અને બાબરની પ્રકૃતિ બગડતી ચાલી. ત્યારપછી થોડા સમયમાં તે મરણ પામ્યો. (૧૫૩૦).

બાબરમાં મોગલોની કુનેહ અને તુર્કોનું ઝનૂન એ બંને જન્મથીજ હતાં. નાનપણથી સંકટ સહન કરી કરીને તે રીઢો થઈ ગયો હતો. કાબેલ સેનાપતિ તરીકે તેની ખ્યાતિ ઘણી હતી. લશ્કરી સામગ્રીમાં અને લશ્કરી શિસ્ત કવાયદમાં તેણે ઘણા સુધારા કર્યા હતા. બાબરના સૈનિકો તેને ઘણો ચહાતા અને તેની સરદારી પર સંપૂર્ણ વિશ્વાસ રાખતા હતા. તેણે લશ્કરી દ્રષ્ટીથી મોગલ રાજ્યનો પાયો નાંખ્યો હતો. બાબરે આખી જીંદગી લડવામાંજ ગાળી હતી, તેમછતાં તેણે વિદ્યાસંગ છોડ્યો ન હતો. તે આત્મકથા લખી ગયો છે. તે ઘણી ઝમકદાર છે અને તેમાંથી આપણને ઘણું જાણવાનું મળે છે. બાબરને ચાર પુત્ર હતા. તેમનાં નામ, હુમાયુ, કામરાન, અસ્કરી અને હિંદાલ. કામરાન અને અસ્કરી સગાભાઈ હતા.

---

# પ્રકરણ ૩ જું.

## હુમાયુ ( ૧૫૩૦-૧૫૪૦;૧૫૫૫-૧૫૫૬ ).

**હુમાયુની ભૂલ અને મુસીબત:**—બાબર પછી હુમાયુ ગાદીપર આવ્યો. શરૂઆતથીજ તેના સાવકા ભાઇઓએ તેને ત્રાસ આપવા માંડ્યો. બાબરની ઈચ્છા પ્રમાણે હુમાયુએ કામરાનને કાબુલ અને પંજાબ પ્રાંતો આપ્યા. કામરાનને કાબુલ આપવાથી હુમાયુને પોતાના લશ્કરમાં અફગાન સિપાઇઓની ભરતી કરવામાં મુશ્કેલી આવી. બાબરના વખતમાં સર્વત્ર સ્થિરતા ન હોવાને લીધે હુમાયુને પોતાના લશ્કરના ભાગ કરી તેને જુદા જુદા પ્રાંતમાં રાખવું પડતું હતું. જુવાનપુરનો અફગાન સરદાર શેરખાન અને ગુજરાતનો સૂબો બહાદુરશાહ હુમાયુસાથે લડતા હતા. એક શત્રુને હરાવી

પછી બીજા શત્રુની ખબર લેવી એવું ધોરણ હુમાયુનું ન હોવાને લીધે તેને એકજ કામ વારેવારે કરવું પડતું હતું. એમ થવાથી એકપણ શત્રૂનો સંપૂર્ણ પરાભવ તે કરી શક્યો નહિ.

**ચુનારગઢનો ઘેરો:**—પ્રથમ બુંદેલખંડ અને જુવાનપુરના અફગાનોનાં બંડ શમાવવાનાં હતાં. શેરખાન બહુ શિરજોર થયો હતો. બનારસની પાસે આવેલા તેના ચુનારગઢને હુમાયુએ ચાર મહિના સુધી ઘેરો ઘાલ્યો. આ શત્રુને પૂર્ણપણે હરાવી હંમેશને માટે દાબી દેવો જોઈતો હતો. પણ તેમ કરવાને બદલે જ્યારે તે શરણે આવ્યો ત્યારે હુમાયુએ તેને માફી આપી છૂટો મૂક્યો. આમ પૂર્વ તરફના શત્રુને પૂરો દાબી દીધા વિના હુમાયુ ગુજરાત પર સ્વારી લઈ ગયો.

**ગુજરાતની સ્વારી:**—ઈ. સ. ૧૫૨૬ થી સુલતાન બહાદુરશાહ ગુજરાતમાં અમલ ચલાવતો હતો. તેણે માળવા પ્રાંત જીતી લઈ પોતાની સત્તામાં વધારો કર્યો હતો. બહાદુરશાહ લોદી વંશના પક્ષનો હતો. તેથી ગુજરાતમાં હુમાયુની સામે ફિતુર ઉઠાવી તે બખેડા કરવા લાગ્યો. તેથી હુમાયુએ તેના પર ચઢાઈ કરી. આ વખતે બહાદુરશાહ ચિતોડ સાથે લડવામાં ગૂંથાયો હતો. એ લાગનો લાભ લઈ હુમાયુ જો તાબડતોબ ગુજરાત પર ચઢી ગયો હોત તો તે બહાદુરશાહને સજ્જડ હરાવી શક્યો હોત. પણ ઢીલ કરી તેણે તે સંધિ જવા દીધી. દરમ્યાન બહાદુરશાહ સર્વે તૈયારી કરી હુમાયુસામે લડવા ગયો. બંને વચ્ચે મંદોસર આગળ યુદ્ધ થયું. તેમાં બહાદુરશાહની હાર થઈ અને તે સંગ્રામરણમાંથી પલાયન કરી ગયો. હુમાયુએ તેની પૂઠ પકડી. પણ બહાદુરશાહ હાથમાં આવ્યો નહિ. હાથમાં આવેલા ગુજરાત પ્રાંતની બરાબર વ્યવસ્થા કર્યા વિના હુમાયુ પાછો દિલ્હી ગયો. એટલે બહાદુરશાહે પાછા આવી પોતાનો ગુજરાત પ્રાંત કબજે કરી લીધો.

**શેરખાન સૂર:**—જ્યારે હુમાયુ ગુજરાતની સ્વારીમાં ગૂંથાયો હતો ત્યારે શેરખાન હુમાયુ સાથે ફરીથી લડવાની તૈયારી કરવા લાગ્યો. સુલતાન બહલોલ લોદી જ્યારે દિલ્હીની ગાદી પર હતો ત્યારે શેરખાનનું કુટુંબ પેશાવરથી દિલ્હી આવી રહ્યું હતું. ત્યારપછી એ કુટુંબના પુરુષોએ જુવાનપુર

અને બહારમાં લશ્કરી નોકરી કરી બહુ નામના મેળવી હતી. શેરખાન નાનપણથીજ હિંમતવાન અને સ્વાવલંબી હતો. તેણે જુવાનપુરના સૂબેદારના અને બાબરના હાથનીચે લશકરી નોકરી કરી ઘણી પ્રતિષ્ઠા મેળવી હતી. મોગલ પાદશાહને હરાવી અફગાન સત્તા પાછી સ્થાપવી એવી તેની મહત્ત્વાકાંક્ષા હતી. તે પાર પાડવા માટે તેણે બંગાળા અને બહારમાં પોતાની સત્તા જમાવી.

**બંગાળા પર સ્વારીઃ**—હુમાયુ ગુજરાતથી પાછો આવ્યો ત્યારે તેને શેરખાનની તૈયારીની ખબર પડી. ઢીલા સ્વભાવના હુમાયુ માટે બંગાળા અને બહાર જેટલા દૂરના પ્રાંત પર સ્વારી લઈ જઈ પઠાણોને હરાવવા એ કઠણુ કામ હતું. એ કઠણુ કામને માટે જોઇએ તેવી તૈયારી કર્યા વગર હુમાયુ એકદમ સ્વારી લઇ ગયો. પહેલાં તેણે ચુનારગઢ જીતી લીધો. પછી તે આગળ ચાલ્યો. જેમ હુમાયુ આગળ વધતો ગયો તેમ શેરખાન પાછો હઠતો ગયો. બહાર અને બંગાળાની સરહદ પર રાજમહાલની ખીણનો રસ્તો તેણે આગળથીજ રોકી રાખ્યો હતો. તેથી ત્યાં આગળ મોગલ દળને લાંબો વખત તેણે થોભાવી રાખ્યું. ત્યાંથી આગળ વધી હુમાયુ બંગાળામાં પેઠો અને જેમતેમ કરી બંગાળાની રાજધાની ગૌડમાં જઇ પહોંચ્યો. ચોમાસું શરૂ થવાથી ત્યાંથી પાછા દિલ્હી જવું શકય નહોતું તેથી તે ચોમાસું ગૌડમાંજ રહ્યો અને એશઆરામમાં દિવસ ગુજારવા લાગ્યો. બંગાળાના વરસાદને લીધે તેના સૈન્યને ઘણી હાડમારી ભોગવવી પડી. તેથી તેના પુષ્કળ સૈનિકો પલાયન કરી ગયા.

ચોમાસું પૂરૂં થતાં હુમાયુ પાછો ફર્યો. હુમાયુના નીકળતાં પહેલાં શેરખાને બીજે રસ્તેથી જઈ ચુનારગઢ પાછો જીતી લીધો, અને ઠેકાણે ઠેકાણે રસ્તો આંતરી હુમાયુને પુષ્કળ ત્રાસ આપ્યો. પહેલી લડાઈ મોંગીર આગળ થઈ. તેમાં તેણે હુમાયુનો પરાભવ કર્યો. પછી બકસાર પાસે બીજું યુદ્ધ થયું. તેમાં હુમાયુની પૂરેપૂરી હાર થઈ. (૧૫૩૯). હુમાયુ ઘણી કફોડી સ્થિતિમાં આવી પડ્યો હતો. એક ભિસ્તીની મદદથી જેમ તેમ કરી તે ગંગાનદી તરી ગયો અને અથડાતો કુટાતો આગ્રા પહોંચ્યો. આ સ્વારીમાં હુમાયુના બે વર્ષ નીકળી ગયાં અને તેનું લશ્કર ખાખાવીખી થઈ ગયું.

જેમ તેમ કરી નવું લશ્કર ઉભું કરી ઈ. સ. ૧૫૪૦ માં હુમાયુએ પાછી સ્વારી કરી. આ વખતે શેરખાને પણ જબરી તૈયારી કરી હતી. કનોજ આગળ લડાઈ થઈ તેમાં હુમાયુની પૂર્ણ હાર થઇ. અને એકવાર ફરીથી તેને નાસી જવું પડ્યું. શેરખાને તેની પૂઠ પકડી દિલ્હી શહેર કબજે કરી લીધું.

---

# પ્રકરણ ૪ થું.

## હુમાયુની કારકિર્દીનો ઉત્તરાર્ધ.

**વનવાસ અને દેશત્યાગઃ**—શેરખાને દિલ્હી કબજે કર્યું તે જાણી હુમાયુ પંજાબમાં કામરાન પાસે ગયો. કામરાન તરફથી તેને કંઈ મદદ મળી નહિ. ત્યારે હુમાયુ લાહોરથી નીકળી સિંધ ગયો. ત્યાં બક્કર શહેરમાં તેનો ભાઈ હિંદાલ રહેતો હતો. તેણે હુમાયુને આશ્રય આપ્યો અને હુમાયુ કેટલોક વખત ત્યાં રહ્યો. બક્કરમાં હિંદાલના ગુરુની એક ખૂબસૂરત છોકરી હતી. તેની સાથે હુમાયુએ લગ્ન કયુ. ત્યાં રહ્યાં રહ્યાં હુમાયુએ મારવાડના અને બીજાં રજપૂત રાજ્યો સાથે મદદ માટે ઘણી ખટપટ કરી. પણ કોઈ તરફથી મદદ મળી નહિ. ત્યારે ત્યાંથી કંદહાર જવા નીકળ્યો. રસ્તામાં ઉમરકોટમાં હમીદા બેગમને પુત્ર સાંપડ્યો. તેનું નામ અકબર રાખવામાં આવ્યું. (૧૫૪૨.) ઉમરકોટથી હુમાયુ કંદહાર ગયો. ત્યાં તેનો ભાઈ અસ્કરી તેનાપર ચઢી આવ્યો. તેથી ત્યાંથી પણ હુમાયુને નાસી જવાની ફરજ પડી. બાળક અકબરને પાછળ રહેવા દઈ હુમાયુ તેના વિશ્વાસુ સરદાર અને બનેવી બહેરામખાનની સાથે ઇરાન તરફ નીકળી ગયો. અસ્કરીએ અકબરને કામરાન પાસે કાબુલ મોકલાવી દીધો.

**પુનરાગમનઃ**—ઇરાનમાં તે વખતે શાહ તમસ્પ રાજ્ય કરતો હતો. શાહ તમસ્પ બાબરનો મિત્ર થતો હતો. તેણે હુમાયુનું સારી રીતે સ્વાગત કર્યું. બહેરામખાને મદદ માટે શાહને ઘણો સમજાવ્યો. છેવટે હુમાયુ શિયા પંથ સ્વીકારે તો મદદ કરવા શાહે કબૂલ કર્યું. હુમાયુએ શિયાપંથ સ્વીકાર્યો અને ઇરાની લશ્કર લઈ તે અફગાનિસ્તાન પર ચઢી ગયો. ઈ. સ. ૧૫૪૫ માં તેણે કંદહાર જીતી લીધું અને અસ્કરીને કેદ કર્યો.

કાબુલમાં કામરાન પ્રજાને અપ્રિય થઈ પડ્યો હતો. એટલે હુમાયુએ લાગલો તેનાપર મોરચો માંડ્યો, અને તેને હરાવી કાબુલ હસ્તગત કરી લીધું. ત્યાં રાજપુત્ર અકબર તેને પાછો મળ્યો તેથી હુમાયુને અત્યાનંદ થયો. કાબુલમાં હુમાયુએ દસ વર્ષ કાઢ્યાં. એ દર્મ્યાન તેણે કાબુલની ઉત્તરનો કેટલોક મુલક જીત્યો. એ કામમાં હિંદાલે તેને સારી મદદ કરી. કામરાન અને અસ્કરી નાસી ગયા હતા, અને વખતો વખત હુમાયુને ત્રાસ આપતા હતા. એક વખત કામરાનની પૂઠ પકડતાં હિંદાલ માર્યો ગયો. પણ પછી કામરાન હુમાયુના હાથમાં સપડાયો. ત્યારે હુમાયુએ તેની આંખ ફોડાવી નાંખી. પછી કામરાન અને અસ્કરી મક્કે ગયા. ત્યાં તેઓ મરણ પામ્યા. આ પ્રમાણે ભાઈઓ તરફની કનડગત ટળવાથી હુમાયુને નિરાંત થઈ અને તેણે હિંદુસ્થાન તરફ દૃષ્ટી ફેરવવા માંડી.

દિલ્હીમાં શેરશાહે સૂર વંશની સ્થાપના કરી હતી. શેરશાહ પછી તેના વંશજો નાલાયક નીકળ્યા અને તેઓ માંહોમાંહે લડવા લાગ્યાથી બધે અવ્યવસ્થા થઈ ગઈ હતી. એ તકનો લાભ લઈ પંદર હજાર ઘોડે સ્વાર લઈ હુમાયુ કાબુલથી નીકળ્યો. અને ઈ. સ. ૧૫૫૫ માં સરહિંદ આગળ સુલતાન સિકંદરસૂરને હરાવી દિલ્હીનું રાજ્ય તેણે પાછું મેળવ્યું.

**મૃત્યુઃ**—પુષ્કળ હાડમારી ભોગવી પાછું હાથ કરેલું રાજ્ય ભોગવવા હુમાયુ ઘણા દિવસ જીવ્યો નહિ. એક દિવસ સંધ્યાકાળે નિમાજ પઢી પાછા ફરતાં તેનો પગ લપસ્યો અને તે ચોકમાં પડી ગયો. તેને ઘણી ઈજા થઈ, જેથી તે ચાર દિવસ પછી મરણ પામ્યો (૧૫૫૬).

**યોગ્યતાઃ**—હુમાયુ ઘણો પ્રેમાળ, ઉદાર અને ધર્મશીલ હતો. તે વિદ્વાનો શોખીન હતો. એના દરબારમાં વિદ્વાનોને સારો આશ્રય મળતો. તેનું શૌર્ય વખાણવાજોગ હતું. પરંતુ હુમાયુમાં નિશ્ચયાત્મક ગુણ ઓછો હોવાથી શૌર્ય હોવા છતાં તેને યશ મળતો નહિ. કુનેહબાજ શેરખાનને બદલે બીજો કોઈ દુશ્મન હોત તો તેને હુમાયુ બરાબર પૂરો પડત. તેનો નમ્ર સ્વભાવ તેને વારંવાર નડતો. હુમાયુના ગુણો આપત્તિ કાળમાં ખરા દીપી નીકળ્યા. પારાવાર સંકટમાં પણ ધૈર્ય અને ચીવટપણું ન છોડતાં તેણે ગયેલું રાજ્ય પાછું મેળવ્યું એજ તેની યોગ્યતા સાબીત કરે છે.

# પ્રકરણ ૫ મું.

## સૂરવંશ (૧૫૪૦–૧૫૫૫).

**શેરશાહ** (૧૫૪૦–૧૫૪૫):—હુમાયુના નાસી જવા પછી શેરખાને શેરશાહ નામ ધારણ કરી દિલ્હીમાં પઠાણ રાજ પાછું સ્થાપ્યું. ગાદીએ બેસીને તરત તે બંગાળા ગયો. અને ત્યાંના અફગાન સરદારોને કાબૂમાં લાવી તેણે ત્યાં વ્યવસ્થા કરી. ત્યાંથી પાછા આવીને તેણે રજપૂત રાજ્યોપર ચઢાઈ કરી. ઈ. સ. ૧૫૪૨માં મધ્ય હિંદુસ્થાનનાં ગ્વાલીઅર, રતનભોર વગેરે મજબૂત કિલ્લા તેણે સર કર્યા. ત્યારપછી તે માળવા પર ચઢી ગયો. ભોપાળની પૂર્વ રાયસીન નામે કિલ્લો આવેલો છે. એ કિલ્લો પૂરણમલ નામે એક રાજાના હાથમાં હતો. એ રાજા ઘણો પરાક્રમી હતો. શેરશાહે એ કિલ્લાને ઘેરો ઘાલ્યો. ૭ મહિના ઘેરો ચાલ્યો પણ કિલ્લો સર થયો નહિ. પછી શેરશાહે પૂરણમલને અભય વચન આપ્યું ત્યારે પૂરણમલ તેના સૈન્યસહિત તાબે થયો. પણ શેરશાહે વચનભંગ કરી તે સર્વને નિર્દયતાથી કતલ કરી નાંખ્યા. ત્યારપછી શેરશાહ મારવાડના રાજા માલદેવ પર ચઢી ગયો. માલદેવે તેની સામે થઈ બહુ બહાદુરી બતાવી. શેરશાહે જીત મળતી નથી એમ જ્યારે જોયું ત્યારે તેણે માલદેવના લશ્કરમાં ફિતુર ફેલાવવાની કોશિશ કરી. પણ માલદેવના સેનાપતિ કુંભે શેરશાહના લશ્કરનો ઘાણ કાઢ્યો. પણ એટલામાં શેરશાહને નવી કુમક આવી મળી. આ અણીના વખતની મદદથી શેરશાહ માલદેવને હરાવી શક્યો. પણ આ લડાઈમાં શેરશાહના લશ્કરની ઘણી ખુવારી થઈ હતી. ત્યારપછી શેરશાહ ચિતોડગઢ


**શેરશાહ.**

ગયો. છેવટે તેણે કલિંજરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ઘેરો ચાલુ હતો તે દરમ્યાન દારૂગોળો ફાટવાથી શેરશાહ માર્યો ગયો ( ૧૫૪૫ ).

**રાજકારભાર; સુધારાઃ**—શેરશાહે પાંચ વર્ષ રાજ્ય કર્યું. એ પાંચ વર્ષનો ઘણોખરો ભાગ લડવામાં ગયો હતો. તોપણ તેમાંથી વખત કાઢી પ્રજાહિતનાં ઘણાં કામ તેણે કર્યાં હતાં. સારા ધોરી રસ્તાઓ બંધાવી વેપાર વહેવારના માર્ગમાં તેણે ઘણી સગવડ કરી હતી; મુસાફરોની રાહત માટે રસ્તાની બંને બાજુએ ઝાડો રોપાવ્યાં હતાં. થોડે થોડે અંતરે પાણીના કૂવા ખોદાવ્યા હતા અને ધર્મશાળાઓ બંધાવી હતી. તેણે આખા રાજ્યમાં એકસરખાં વજન માપ દાખલ કર્યાં. રૂપા નાણું પ્રથમ તેણેજ પ્રસારમાં આણ્યું. એક ગામથી બીજે ગામ ટપાલ લઈ જવાની વ્યવસ્થા પણ તેણે કરી હતી. તેના મહેસૂલી સલાહકાર ટોડરમલ પાસે જમીનની આંકણી કરાવી તેણે મહેસૂલ ઠરાવી હતી. તેની લશ્કરી વ્યવસ્થા પણ સારી હતી. તેણે હિંદુઓને રાજની નોકરીમાં રાખ્યા હતા. રાજકારભારનાં જુદાંજુદાં ખાતાં ખોલી તેમાટે નોકર વર્ગ તૈયાર કરી તેણે કારભાર વ્યવસ્થિત કર્યો હતો. એણે દાખલ કરેલા આ બધા સુધારા અકબરને ઘણા કામ લાગ્યા.

**યોગ્યતાઃ**—કુશળ સેનાપતિ તરીકે શેરશાહની ખ્યાતિ ઘણી છે. પોતાની ચતુરાઈના બળે તેણે દિલ્હીની પાદશાહી સામે ટક્કર ઝીલી. જેવી હિકમત તદબીરથી તેણે રાજ્ય મેળવ્યું તેવીજ તદબીરથી તેણે રાજ્યમાં વ્યવસ્થા કરી. તેના રાજકાજમાં ધર્માંધપણાંને સ્થાન નહોતું. નિષ્પક્ષપાત કારભારથી એણે હિંદુ પ્રજાની સહાનુભૂતિ મેળવી હતી. તેમ કરી હિંદુસ્થાનના મુસલમાની અમલને તેણે નવું વલણ આપ્યું.

**શેરશાહના વંશજો:**—શેરશાહ પછી તેનો પુત્ર જલાલખાન 'સલીમશાહ' નામ ધારણ કરી ગાદીપર આવ્યો. ઈ. સ. ૧૫૫૩ સુધી નવ વર્ષ તેણે રાજ્ય કર્યું. એના વખતમાં શાંતિ હતી. સલીમશાહે પણ ઘણાં લોકોપયોગી કામો કર્યાં. તેણે પોલીસનો બંદોબસ્ત કરી લૂંટફાટ થતી અટકાવી. એની કારકિર્દીમાં હેમુ નામે એક હિંદુ મોટી પદવીએ ચઢ્યો હતો. સલીમશાહના મરણ પછી મહંમદશાહ આદિલ રાજ્ય કરવા લાગ્યો. મહંમદ આદિલ વ્યસની અને નિરક્ષર હતો. હેમુની સ્વામિનિષ્ઠા અને

હોશીઆરી જોઈ મહંમદશાહે તેને વજીર બનાવ્યો. તેથી પઠાણો બેદિલ થયા. મહંમદશાહ તો નાચરંગમાં મચ્યો રહેતો. તેના બનેવી ઇબ્રાહીમખાન સૂરે તેની પાસેથી દિલ્હી ખુંચવી લીધું, ત્યારે મહંમદશાહ ચુનારગઢ નાસી ગયો અને હેમુની મદદથી ત્યાં રાજ કરવા લાગ્યો. એટલામાં પંજાબનો સૂબો અહંમદખાન દિલ્હી પર ચઢી આવ્યો અને ઇબ્રાહીમ ખાનને હાંકી કાઢી દિલ્હી પચાવી પડ્યો, અને સિકંદરશાહ નામ ધારણ કરી રાજ્ય કરવા લાગ્યો. આ પ્રમાણે દિલ્હીમાં સૂર વંશમાં જામેલી જાદવાસ્થળીનો લાભ લઈ હુમાયુ કાબુલથી દિલ્હી આવ્યો અને સિકંદરનો પરાભવ કરી તેણે દિલ્હીની ગાદી પાછી મેળવી. ( ૧૫૫૫. )

# પ્રકરણ ૬ ઠું.

## અકબર ( ૧૫૫૬–૧૬૦૫ ) પૂર્વ ભાગ.

**બાળપણ અને રાજ્યારોહણઃ**—હુમાયુના દેશવટા દરમ્યાન ઉમરકોટમાં અકબરનો જન્મ થયો હતો તે પાછળ આવી ગયું છે. તેનું બાળપણ ધમાધમીના વખતમાં પસાર થયાથી તે કંઈ ભણ્યો નહોતો. જોકે તે કંઇ ભણ્યો નહોતો તોપણ તેના બાપની રખડપટ્ટીના દસ વર્ષમાં જે કંઇ અનુભવ તેને મળ્યો હતો તે તેને ઘણો કામ લાગ્યો. હુમાયુ મરી ગયો ત્યારે અકબર તેર વર્ષનો હતો. એક પાદશાહમાં જેવા હોવા જોઈએ તેવા સઘળા ગુણો અકબરમાં હતા. અને બહેરામખાન જેવા નિમકહલાલ અને હોશીઆર સેનાપતિનો તેને ટેકો હતો. બહેરામખાન અક-



અકબર.

બરનો પુઓ થતો હતો. અને અકબર પર તે પોતાના છોકરા પર જેવો રાખે તેવો પ્રેમ રાખતો હતો. હુમાયુ મરણ પામ્યો ત્યારે બહેરામ પંજાબમાં હતો. મરણુની ખબર સાંભળતાંજ બહેરામે પંજાબમાં અકબરની આણ ફેરવી.

**શત્રુઓ સાથે લડાઈ:**—બહેરામે પંજાબમાં સિકંદરસૂરને હરાવ્યો. ચુનારગઢમાં મહંમદશાહ આદિલનો પરાક્રમી પ્રધાન હેમુ ફરીથી મોગલોની સામે લડવાની તૈયારી કરવા લાગ્યો. રજપૂતો પણ લડવા માટે ઉત્સુક થયા હતા. આ પ્રમાણે ચોગરદમથી શત્રુઓથી ઘેરાયલો હોવાથી મોગલ સરદારો અકબરને પાછા અફગાનિસ્તાન જવા માટે આગ્રહ કરવા લાગ્યા. પરંતુ બહેરામખાને અને અકબરે તેમને ધીરજ રાખવા કહી શત્રુઓસામે લડવાનો નિશ્ચય કર્યો.

**પાણિપતનું બીજું યુદ્ધ** ( ૧૫૫૬ ):—મોટું સૈન્ય લઈ હેમુ ચુનારગઢથી નીકળી આગ્રા ગયો. બધા શત્રુઓમાં એ સૌથી બળવાન હોવાને લીધે બહેરામ અને અકબર પહેલાં તેની સામે થયા. હેમુ આગ્રા અને દિલ્હી કબજે કરી પાણિપત આગળ આવ્યો. પાણિપતના મેદાનમાં યુદ્ધ થયું. હેમુએ બહુ પરાક્રમ બતાવ્યું પણ લડાઈમાં તેની આંખમાં એક તીર વાગવાથી તે કાણો થયો. તેનું સૈન્ય ગભરાઈ નાસી ગયું અને હેમુ બહેરામના હાથમાં સપડાયો. તરત બહેરામે તેનું ડોકું કાપી નાખ્યું. ત્યાંથી આગળ વધી બહેરામે દિલ્હી અને આગ્રા જીતી લીધાં.

**બહેરામનો કારભાર:**—(૧૫૫૬–૧૫૬૦):—અકબર સગીર ઉમ્મરનો હોવાથી તેનો પુઓ બહેરામ કારભાર ચલાવતો હતો. બહેરામે તાબડતોબ જુવાનપુર, અજમેર અને ગ્વાલીઅર જીતી લીધાં. તેણે માળવા પણ જીતી લીધું. પણ દરબારમાં તેની સામે ખટપટ થવાથી તેનું કામ અધૂરું રહ્યું. બહેરામ પરાક્રમી અને હોશીઆર હતો. પાંચ વર્ષ તેણે કારભાર સારી રીતે ચલાવ્યો. તે સ્વભાવે ક્રૂર અને ઉદ્દામ હતો, તેથી બધાને અપ્રિય થઈ પડ્યો. તે અકબરને પણ ગણતો નહિ. તેથી ઈ. સ. ૧૫૬૦ માં અકબરે તેની પાસેથી સત્તા લઈ લીધી અને તેને કારભારમાંથી દૂર કર્યો. ત્યારે બહેરામે અકબર સામે બંડ ઉઠાવ્યું. પણ અકબરે તે બંડ બેસાડી દીધું. ત્યારપછી બહેરામ મક્કે જવા નીકળ્યો, પણ રસ્તામાં તેનું ખૂન થયું.

બહેરામે સંકટની વેળાએ હુમાયુની અને અકબરની સારી સેવા બજાવી હતી. પઠાણોની સત્તાની જગાએ મોગલોની સત્તા દિલ્હીમાં પાછી સ્થપાઈ તે બહેરામખાનનેજ લીધે.

**અકબરની કારકિર્દીઃ**—( ૧૫૬૦ થી ૧૫૬૭ ):—બહેરામના મરણ પછી પોતાની સત્તા બરાબર જમાવતાં અકબરને સાત વર્ષ લાગ્યાં. જુવાનપુરમાં મહંમદ આદિલના છોકરાએ બંડ ઉઠાવ્યું તે શમાવી અકબરે ત્યાં શાંતિ પાથરી. તેજ પ્રમાણે કલિંજરની રાણી દુર્ગાવતીને હરાવી તેની પાસેથી એ પ્રાંત અકબરે પડાવી લીધા. માળવાના પઠાણ સૂબેદારે બંડ ઉઠાવ્યું હતું તેને હરાવી તેની પાસેથી માળવા પ્રાંત ખુંચવી લીધો. તેના સાવકા ભાઈ હકીમખાને ઉત્તર પંજાબ કબજે કરી લીધો હતો તે તેણે તેની પાસેથી પાછો લીધો. આ પ્રમાણે પચીસ વર્ષની ઉમ્મરે તેણે બંડખોર પ્રાંતો પાછા મેળવ્યા. પછી તેણે રાજ્યનો વિસ્તાર વધારવાની શરૂઆત કરી.

**રજપૂતો સાથે લડાઈઃ**—પ્રથમ તેણે રજપૂતાના પર મોરચો માંડ્યો. રજપૂતો વારંવાર બહાદુરીથી મુસલમાનો સામે વિરોધ કરતા હતા. આ શૂરી અને અભિમાની કોમને શામ ઉપચારોથી મેળવી લેવાનો અકબરે ઠરાવ કર્યો. અને તેમાં મોટે ભાગે તેને ફત્તેહ મળી, અને રજપૂતો અકબરના રાજ્યના સ્તંભ થઈ પડ્યા. જયપુરના રાજા બિહારીમલની છોકરી સાથે અકબરે લગ્ન કર્યું. બિહારીમલને અને તેના છોકરા ભગવાનદાસને તેણે ઉંચી પદવી આપી. રજપૂતાનાના બીજા રાજાઓને પણ તેણે મોટા અમલદારો બનાવ્યા. આ પ્રમાણે રજપૂતાનામાં ઘણેખરે ઠેકાણે અકબરની સત્તા ચાલવા લાગી.

**મેવાડ સાથે વિગ્રહઃ**—( ૧૫૬૮ ). જયપુર અને જોધપુરના રાજાઓની માફક મેવાડનો રાજા માનભંગ સહન કરવા તયાર ન હતો. તેથી ઈ. સ. ૧૫૬૮ માં અકબરે ચિતોડ પર સ્વારી કરી. આ વખતે ચિતોડની ગાદીપર રાણા સંગનો છોકરો ઉદેસિંહ હતો. મોગલ સૈન્ય આવતાંજ ચિતોડગઢનું રક્ષણ કરવાનું કામ સેનાપતિ જયમલને સોંપી ઉદેસિંહ અરવલીના ડુંગરમાં ભરાયો. જયમલે બહાદુરીથી કિલ્લાનું રક્ષણ કર્યું. પરંતુ તે એકરાત્રે કિલ્લાની દિવાલમાં પડેલાં ગાબડાંનું સમારકામ કરાવતો હતો.

ત્યારે અકબરે પોતે એક ગોળીથી તેને ઠાર કર્યો. ત્યારપછી સઘળી રજપૂત સ્ત્રીઓએ જોહાર કર્યા. અને સઘળા રજપૂત વીરો મોગલો સાથે લડતાં મરણ પામ્યા અને ચિતોડગઢ અકબરના હાથમાં આવ્યો. તોપણ ઉદેસિંહ અકબરને શરણે ગયો નહિ. તેણે અરવલીના ડુંગરી મુલકમાં ઉદેપુર નામનું નવું ગામ વસાવી ત્યાં નવી રાજધાની કરી.



રાણા પ્રતાપ

ઉદેસિંહ પછી તેનો છોકરો પ્રતાપ ઈ. સ. ૧૫૭૨ માં ગાદી પર બેઠો. તે અરવલી ડુંગરોમાંથી બહાર નીકળી અચાનક મોગલો પર છાપો મારતો, તેથી મોગલસૈન્યને તેનો ધાક લાગવા માંડ્યો. ઈ. સ. ૧૫૭૬ માં અકબરે રાજપુત્ર સલીમ અને ભગવાનદાસના પૌત્ર માનસીંગને મોટું સૈન્ય આપી પ્રતાપ સામે લડવાને મોકલ્યા. હલદીઘાટના મેદાનમાં દારુણ યુદ્ધ થયું તેમાં પ્રતાપે અદ્ભુત શૌર્ય બતાવ્યું. પરંતુ એકનું ઓસડ બે, પણ અહીં તો ચારથી પણ વધારે હતા એટલે પ્રતાપનું સંખ્યાબળ ઓછું હોવાથી તેને પાછા ફરવું પડ્યું. તેને જંગલમાં ઘણાં વર્ષ કાઢવાં પડ્યાં. પણ આખરે અકબરની કારકિર્દીમાંજ પ્રતાપે તેનું ગયેલું રાજ્ય પાછું મેળવ્યું. ઈ. સ. ૧૫૯૭ માં રાણો પ્રતાપ મરણ પામ્યો.

---

# પ્રકરણ ૭ મું.

## અકબર—ઉત્તરભાગ.

**ગુજરાત પર સ્વારી ( ૧૫૭૨–૧૫૭૩ ):**—રજપૂત રાજાઓની મદદથી અકબરે જુદા જુદા પ્રાંતો પર સ્વારી કરવા માંડી. ગુજરાતમાં તે

વખતે અંધાધુંધી ચાલતી હતી. ત્યાંનો સુલતાન પોતાના રાજ્યની સંભાળ લઈ શકે એવી સ્થિતિમાં ન હતો. તેથી અકબર ગુજરાત પર ચઢી ગયો. સુલતાન શરણે આવ્યાથી ગુજરાત પ્રાંત અકબરે પોતાના રાજ્ય સાથે જોડી દીધો. ( ઈ. સ. ૧૫૭૩ ). આ સમુદ્રકિનારે આવેલો પ્રાંત અકબરના કબજામાં આવ્યાથી વેપારની બાબતમાં અકબરને ઘણો લાભ થયો. આજ વખતે મોગલોને પોર્તુગીઝ લોકો સાથે પ્રથમ સમાગમ થયો.

**બંગાળા પર સ્વારી** ( ૧૫૭૪–૧૫૭૬ ):—ત્યારપછી અકબર બંગાળા પર ચઢી ગયો. સૂરવંશની પડતીના સમયમાં આ પ્રાંતનો સૂબેદાર સુલેમાન સ્વતંત્ર થઈ પડ્યો હતો. તેનો છોકરો દાઉદ આ વખતે બંગાળાની ગાદીપર હતો. અકબરે તેને પટણા આગળ હરાવ્યો અને બંગાળાને દિલ્હીના રાજ્યમાં સામેલ કરી દીધું. ( ઈ. સ. ૧૫૭૫ ). પછી રાજમહાલમાં દાઉદ પકડાયો અને તેનો વધ કરવામાં આવ્યો. રાજા ટોડરમલને અને માનસીંગને બંગાળાનો કારભાર સોંપવામાં આવ્યો.

**સરહદ તરફ ચઢાઈ**:—આમ ઉત્તર હિંદુસ્થાનમાં સત્તા બેસાડ્યા પછી અકબરે ઉત્તર સરહદ તરફ લક્ષ દોડાવ્યું. હકીમના મરણ પછી અકબરે કાબુલ લીધું. પછી તેણે કાશ્મીર જીતી લીધું. કાશ્મીર હાથમાં આવ્યા પછી મોગલ રાજાઓ ઉનાળામાં ત્યાં રહેવા લાગ્યા. ઈ. સ. ૧૫૯૧ માં અકબરે સિંધ હસ્તગત કર્યું. છેવટે ઈ. સ. ૧૫૯૫ માં ઈરાનના શાહ પાસેથી કંદહાર જીતી લઈ તેણે ઉત્તર સરહદ તરફ રાજ્ય વિસ્તારનું કામ પૂર્ણ કર્યું.

**નિઝામશાહી પર સ્વારી** ( ૧૫૯૫–૧૫૯૯ ):—ત્યારપછી અકબરે નર્મદાની દક્ષિણ તરફ નજર ફેરવી. દક્ષિણ પર સ્વારી કરનાર પહેલો મોગલ પાદશાહ અકબર હતો. આ વખતે દક્ષિણમાં નિઝામશાહી, આદિલશાહી અને કુતુબશાહી નામનાં ત્રણ મુસલમાની રાજ્યો પ્રબળ હતાં. ઈ. સ. ૧૫૬૫ માં આ ત્રણે રાજ્યોએ સંપ કરી વિજયનગરનાં હિંદુ રાજ્યને તોડ્યું હતું. ત્યારપછી તેઓ પાછા એક બીજાની સાથે લડવા લાગ્યા. ઈ. સ. ૧૫૯૪ માં નિઝામશાહી રાજ્યમાં બે પક્ષ પડ્યા. તેમાંના એક પક્ષે અકબરને મદદે બોલાવ્યો. અકબરને તો આવો લાગ જોઈતોજ હતો. મોટું સૈન્ય આપીને રાજપુત્ર મુરાદને અકબરે દક્ષિણમાં મોકલ્યો.


અકબરનું રાજ્ય.
પ્રાંતો
કાબુલ
કાશ્મીર
લાહોર
મુલતાન
દિલ્હી
અજમીર
આગ્રા
અલાહાબાદ
માળવા
ગુજરાત
વરાડ
અહમદનગર
બંગાલ
ઓરિસ્સા

મોગલ સૈન્ય ચઢી આવ્યું ત્યારે અહમદનગરની નાની વયની સુલતાના ચાંદબીબીએ સર્વ કારભાર પોતાના હાથમાં લઈ બચાવનો બંદોબસ્ત કર્યો. ઘણી બહાદુરીથી ચાંદબીબીએ અહમદનગરનો બચાવ કર્યો. તેની સામે મુરાદનું કંઈ ચાલ્યું નહિ. ત્યારે નિઝામશાહી રાજ્યના માત્ર વરાડ પ્રાંતથી સંતુષ્ટ થઈ મુરાદ પાછો ગયો. પછી અહમદનગરમાં પાછી માંહોમાંહે લડાઈ સળગી. એટલે મુરાદ પાછો સ્વારી લાવ્યો. આ વખત પણ મુરાદ વિજય મેળવી શક્યો નહિ. ત્યારે અકબર પોતે ઈ. સ. ૧૫૯૯ માં નિઝામશાહી પર ચઢી આવ્યો. દરમ્યાન બંડખોર સરદારોએ ચાંદબીબીનું ખૂન કર્યું હતું. તેથી અકબર સહેલાઇથી અહમદનગર લઈ શક્યો. તોપણ કેટલાંક વર્ષ સુધી નિઝામશાહીની સત્તા તેના કાબેલ દિવાન મલેકઅંબરે ચાલુ રાખી. ત્યારપછી અસીરગઢ હાથ કરી અકબરે ખાનદેશ પ્રાંત જીતી લીધો. શાહજાદા દાનિયલને દક્ષિણનો સૂબેદાર નીમી અકબર પાછો દિલ્હી ગયો.

**કારકિર્દીની સમાપ્તીઃ**—અકબરના છેલ્લાં વર્ષો દુઃખમાં ગયાં. દક્ષિણની સ્વારી વખતે શાહજાદા સલીમે બંડ ઉઠાવ્યું અને અકબરના માનીતા પ્રધાન અબુલફઝલનું ખૂન કરાવ્યું. તેના છોકરા મુરાદ અને દાનિયલ ઘણું મદ્યપાન કરવાથી મરણ પામ્યા હતા. અકબરને તેની વૃદ્ધાવસ્થામાં આ કારી ઘા લાગ્યા. સલીમનો છોકરો ખુશરૂ રાજા માનસીંગનો ભાણેજ ઘણો લોકપ્રિય હતો. ઘણાની મરજી એવી હતી કે દુર્વર્તની સલીમને બદલે તેને ગાદી મળે. પરંતુ રાજ્યમાં બખેડા ન થાય એ ઇરાદાથી પોતાના પછી સલીમનેજ ગાદી પર બેસાડવો એવું ઠરાવી અકબર ઈ. સ. ૧૬૦૫ માં આગ્રામાં મરણ પામ્યો.

**રાજ્યવ્યવસ્થાઃ**—શેરશાહની રાજ્યવ્યવસ્થા અકબરને ઘણી ઉપયોગી થઈ પડી હતી. શેરશાહનું ધોરણ તેણે ચાલુ રાખ્યું હતું. અકબરે પોતાના રાજ્યના સત્તર પ્રાંત પાડ્યા હતા. દરેક પ્રાંતના સૂબેદારને મુલકી અને લશ્કરી સત્તા આપવામાં આવી હતી. જિલ્લાના અધિકારીઓ મોટે ભાગે હિંદુ હતા. મનસબદારોનો વર્ગ ઉભો કરી અકબરે રાજ્યના બળમાં વધારો કર્યો. મનસબદારોને લશ્કરી ખરચને માટે જાગીર અથવા રોકડ વર્ષાસન મળતાં હતાં. પ્રસિદ્ધ રાજા ટોડરમલને અકબરે મહેસૂલી પ્રધાન નીમ્યો હતો. ટોડરમલે

જમીનની આંકણી કરી તેના કસ પ્રમાણે વર્ગ પાડી મહેસૂલની રકમ નક્કી કરી. ઉપજનો એક તૃતીયાંશ ભાગ રાજ્યનો હિસ્સો ઠરાવ્યો. બીજા દિવાન અબુલફઝલે જુદાં જુદાં ખાતાંનું કામ નક્કી કરી આપી રાજકારભારમાં સરળતા કરી. તેણે આઈને અકબરી નામનું પુસ્તક લખ્યું તેમાંથી અકબરના વખતના રાજકારભાર વિષે સઘળી માહિતી મળે છે. અકબરનાં બાંધકામમાં ફત્તેપુર સિક્રીનું બાંધકામ જોવા જેવું છે.

**સ્વભાવ અને યોગ્યતાઃ**—અકબર શરીરે મજબૂત હતો અને તેનો સીનો રૂઆબદાર હતો. તે જેવો શૂરો હતો તેવોજ મોટા મનનો અને પ્રેમાળ હતો. તે વિનાકારણ રક્તપાત કદી કરતો નહિ. અકબર હિંદુ અને મુસલમાનોને સમાન ગણતો હતો. મોટા સામ્રાજ્યને લાંબા વખત સુધી ટકાવી રાખવા માટે બંને ધર્મવાળાઓનો સંપ જોઈએ એવો તેનો મત હતો. હિંદુઓ પર પૂર્ણ વિશ્વાસ રાખી તેમને મોટા મોટા હોદ્દાઓ તે આપતો હતો. અકબર હિંદુઓ ઉપર સંપૂર્ણ વિશ્વાસ અને પ્રેમ રાખતો હતો, તેથી તેઓ પોતાના સ્વરાજ્યને બદલે અકબરનું સુરાજ્ય ખુશીથી સ્વીકારતા હતા. જુદા જુદા ધર્મોને એક કરવાના ઇરાદાથી તેણે દીનેઇલાહી નામનો નવો ધર્મ સ્થાપ્યો હતો. પણ એ નવો ધર્મ અકબરના મરણ પછી ચાલ્યો નહિ. અકબર ગુણોનો ખરો પારેખ હતો. ધર્મભેદ ન રાખતાં મહેસૂલી દિવાન ટોડરમલ, સેનાપતિ માનસીંગ, તત્ત્વજ્ઞાની ફૈઝી, રાજ્યનીતિજ્ઞ અબુલફઝલ, અને હાસ્યવિનોદી ચતુર બિરબલ જેવાં રત્નો તેણે પોતાનાં દરબારમાં એકઠાં કર્યાં હતાં. પ્રજાની સહાનુભૂતિથી અને વ્યવસ્થિત રાજ્યપદ્ધતિથી અકબરે મોગલ સત્તાને ઘણું બળ આપ્યું. મોગલ સામ્રાજ્યનો પાયો અકબરે દૃઢ કર્યો.

---

# પ્રકરણ ૮ મું.

## જહાંગીર ( ૧૬૦૫–૧૬૨૭ ).

### પૂર્વભાગ.

**ગાદીનશીનઃ**—અકબરના મરણ પછી સલીમ જહાંગીર નામ ધારણ કરી આગ્રામાં ગાદીપર બેઠો. જહાંગીર વ્યસની, મોજીલો અને નિષ્ઠુર હતો.

પણ અકબરની રાજ્યવ્યવસ્થા તેણે ચાલુ રાખેલી હોવાથી એની કારકિર્દીમાં બહુ નુકસાન થયું નહિ.

**ખુશરૂનું બંડ:**—( ૧૬૦૬ ) અકબરના વખતમાં પણ દરબારમાં હિંદુ અને મુસલમાન એવાં બે તડ હતાં. અકબરના મરણ પછી એ બે તડો વચ્ચે વિરોધ વધવા લાગ્યો. જહાંગીરની રાણી માનબાઈ ભગવાનદાસની છોકરી થતી હતી. તેને પેટે જહાંગીરને ખુશરૂ નામે છોકરો થયો હતો. તે ધર્મ-સહિષ્ણુ અને ઉદાર હોવાને લીધે અકબર પછી ખુશરૂ ગાદીપર આવે એવી રજપૂતોની ઇચ્છા હતી. તેને મામા માનસીંગનો મજબૂત ટેકો હતો. અકબરના વખતમાં ગાદીવારસ ખુશરૂને ઠરાવવાની ચળવળ રજપૂતોએ ચલાવી હતી. તેથી બાપ ગાદીપર આવતાં હવે તે તેને હેરાન કરશે એવી બીક લાગવાથી ખુશરૂ પંજાબ તરફ નાસી ગયો, અને રજપૂતોની મદદથી તેણે બાપસામે બંડ કર્યું. જહાંગીરે પંજાબ જઈ બંડ શમાવી દીધું, ખુશરૂના અનુયાયીઓને કતલ કર્યા અને ખુશરૂને તુરંગમાં નાંખ્યો. તે સોળવર્ષ તુરંગમાં રહ્યો, પછી ભાઈને હાથે માર્યો ગયો.

**મેવાડ સાથે વિગ્રહ:**—મેવાડના રાણાએ મોગલોનું ઉપરીપણું સ્વીકાર્યું નહોતું. રાણા પ્રતાપના મરણ પછી તેનો પુત્ર અમરસિંહ મેવાડની ગાદી પર આવ્યો હતો. અમરસિંહ વિલાસી હતો પણ તેના સરદારો શૂરા હતા. તેમની સહાયથી અમરસિંહે જહાંગીર સામે ઠીક ટક્કર ઝીલી. ઈ. સ. ૧૬૦૮ પછી જહાંગીરે ઉદેપુર સર કરવા માટે ત્રણ સ્વારીઓ કરી, પણ ત્રણે વખત શૂરા રજપૂતોને હાથે હાર ખાઈ તેને પાછા જવું પડ્યું. પણ જહાંગીરે તેમનો પીછો છોડ્યો નહિ. તેણે શાહજાદા ખુર્રમ અને સેનાપતિ મહોબતખાનને મોટું સૈન્ય આપી મેવાડ પર ચોથીવાર સ્વારી લઈ જવા મોકલ્યા. અમરસિંહનો કુંવર કર્ણ તેમની સામે થયો, પણ મોગલ સૈન્ય ઘણું મોટું હોવાથી તેની હાર થઈ. તેથી તેને સલાહ કરવી પડી. ( ૧૬૧૩ ). રાજપુત્ર કર્ણ જહાંગીરના દરબારમાં જઈ રહ્યો, અને જહાંગીરનો વહાલો થઈ પડ્યો.

**યુરોપીઅનોનો પ્રવેશ:**—જહાંગીરના દરબારમાં પોર્ટુગીઝોને ઠીક માન મળતું હતું. તેના દરબારના કેટલાક મોગલ સરદારોએ ખ્રિસ્તી ધર્મ

સ્વીકાર્યો હતો. ઈ. સ. ૧૬૦૮ માં વિલિઅમ હૉકિન્સ નામનો એક અંગ્રેજ ઇંગ્લંડના રાજાના એલચી તરીકે જહાંગીરના દરબારમાં આવ્યો, અને તેણે પોર્ટુગીઝોની માફક વેપાર કરવાની છૂટ માટે જહાંગીરને અરજ કરી. જહાંગીરે પરવાનગી આપી અને હૉકિન્સને દરબારમાં રાખ્યો. જહાંગીર આગળ તેનો લાગવગ વધશે તો પોતાના હિતને નુકસાન થશે એમ ધારી પોર્ટુગીઝ ગવર્નરે હૉકિન્સને દરબારમાંથી કાઢી મૂકવાનો જહાંગીરને ઘણો આગ્રહ કર્યો. જહાંગીરે ધાર્યું કે જો પોર્ટુગીઝો વચકાશે તો પરદેશો સાથેના વેપારને ધોકકો પહોંચશે. તેથી ઈ. સ. ૧૬૧૧ માં તેણે હૉકિન્સને રજા આપી. ત્યારે ઈ. સ. ૧૬૧૨ માં અંગ્રેજોએ સુરતની પાસે દરીઆઈ લડાઈમાં પોર્ટુગીઝોને હરાવ્યા. મોગલ પાદશાહે ખાનગી રીતે અંગ્રેજોને મદદ કરી હોવી જોઈએ એમ માની પોર્ટુગીઝ લોકોએ અરબી સમુદ્રમાં ચાંચિયાગીરી ચલાવી હિંદુસ્થાનનાં વેપારી વહાણો લૂંટવા માંડ્યાં. ત્યારે જહાંગીરે પોર્ટુગી-ઝોને કાઢી મૂકયા. એટલે મોગલ દરબારમાં અંગ્રેજોનો પાછો પગ પેસારો થયો.

ઈ. સ. ૧૬૧૫ માં સર ટૉમસ રો નામનો બીજો અંગ્રેજ ઇંગ્લંડના રાજા તરફથી વકીલ તરીકે મોગલ દરબારમાં આવ્યો. તે જહાંગીરના દરબારમાં ત્રણ વર્ષ રહ્યો, અને તેણે અંગ્રેજો માટે વેપાર કરવાના પરવાના મેળવ્યા. એ ત્રણ વર્ષ દરમ્યાન તેણે જે જે જોયું તેનું વર્ણન તે લખી ગયો છે.

**ઈરાની કુટુંબોઃ નૂરજહાનઃ**—અકબરના વખતમાં કેટલાંક ઈરાની કુટુંબો હિંદુસ્થાનમાં આવી રહ્યાં હતાં. તેમાંનાં કેટલાંકે પોતાની અક્કલ હોશીઆરીથી મોટા હોદ્દા મેળવ્યા હતા. એ ઈરાનીઓ વિદ્વાન હતા અને લશ્કરી તેમજ મુલ્કી રાજકાજમાં ઘણા પ્રવીણ હતા. તેમાંનો એક ઘૈસાસ નામનો હતો. તે ઈરાનથી હિંદુસ્થાન આવવા નીકળ્યો ત્યારે માર્ગમાં કંદહારમાં તેની સ્ત્રીએ એક પુત્રીને જન્મ આપ્યો, તેનું નામ મિહિર-ઉન-નિસા હતું. અકબરના દરબારમાં તે અને તેનો છોકરો અસફખાન એક પછી એક ઉંચી પદવીએ ચઢતા ગયા. ખૂબસૂરત અને લાવણ્યવતી મિહિર મોટી થઈ ત્યારે અકબરે પોતાના દરબારના શેરઅફગાન નામના

એક ઈરાની સરદાર સાથે તેનું લગ્ન કરાવી આપ્યું. મિહિરની ખૂબસૂરતી પર જહાંગીર મોહી પડ્યો હતો અને પોતે તેને પરણવા માગતો હતો. પણ અકબરે ઉપલું લગ્ન ગોઠવ્યાથી તે નાસીપાસ થયો હતો. પછી પોતે જ્યારે ગાદી પર આવ્યો ત્યારે જહાંગીરે શેરઅફ્ગાનને બંગાળામાં એક જાગીર આપી ત્યાં મોકલ્યો. ત્યાં શેરઅફ્ગાને એક બંડમાં ભાગ લીધો. બંગાળાનાં સૂબેદારે તેને પકડવા પ્રયત્ન કર્યો. લડાઈ થઈ તેમાં બંને માર્યા ગયા. ( ૧૬૦૭ ). એમ પણ કહેવાય છે કે શેરઅફ્ગાનનું ખૂન કરાવવા માટે જહાંગીરે એ તાગડો રચ્યો હતો. પછી જહાંગીરે મિહિર-ઉન-નિસાને દરબારમાં લાવી પોતાની માની તહેનાતમાં રાખી. પછી ઈ. સ. ૧૬૧૧ માં વસંતોત્સવ પ્રસંગે જહાંગીરે તેની સાથે લગ્ન કર્યું, અને તેનું નામ બદલી નૂરજહાન પાડ્યું.



નૂરજહાન.

---

# પ્રકરણ ૯ મું.

## જહાંગીર—ઉત્તરભાગ.

**નૂરજહાંનનો કારભાર:**—પોતાનાં સૌંદર્ય અને હોશીઆરી વડે નૂરજહાને જહાંગીરને હાથમાં લીધો અને તેનું દારૂનું વ્યસન છોડાવ્યું. તમામ રાજકારભાર પર પોતે નજર રાખવા લાગી. રાજકારભારી હુકમો પર તેની મોહોર પડવા લાગી. ગરીબ બાળકોને માટે તેણે એક અનાથાશ્રમ સ્થાપ્યું. તેણે ખર્ચમાં કાપકૂપ કરી કારભાર વ્યવસ્થિત કર્યો. રૈયતને ન્યાય આપવા માટે પણ તેણે સારી વ્યવસ્થા કરી.

**કારસ્થાનોની શરૂઆત:**—ધીમેધીમે નૂરજહાનની મહત્ત્વાકાંક્ષા વધતી ચાલી. તેણે પોતાનાં સગાંવહાલાંઓને ઉંચા હોદ્દા આપવા માંડ્યા.

રાજકાજમાં તેનો ભાઈ અસફખાન તેને સારી મદદ કરતો હતો. જહાંગીરને ચાર છોકરા હતા. તેમનાં નામ, ખુશરૂ, પર્વેઝ, ખુર્રમ, અને શહેરીઆર. નૂરજહાનને જહાંગીર સાથેના લગ્નથી કંઈ સંતાન થયું નહિ. તેને પહેલી વારના લગ્નની એક છોકરી હતી. છેવટના સાત આઠ વર્ષમાં જહાંગીરની પ્રકૃતિ બગડતી જવાથી ગાદીના વારસા માટે કારસ્થાન થવા લાગ્યાં. એ કારસ્થાનોમાં જહાંગીરના ચાર પુત્રો, નૂરજહાન, અસફખાન અને સરદાર મહોબતખાનના હાથ હતા.

**મલેકઅંબર સાથે લડાઈઃ**—( ૧૬૧૬–૧૬૨૨ ) જ્યારે જહાંગીર ખુશરૂએ ઉઠાવેલા બંડમાં અને મેવાડ સાથે યુદ્ધમાં ગૂંથાયો હતો ત્યારે દક્ષિણમાં નિઝામશાહીનો દિવાન મલેકઅંબર જોરપર આવ્યો. આ વખતે બહેરામખાનનો છોકરો ખાનખાનાન દક્ષિણનો સૂબેદાર હતો. તેની અને મલેકઅંબરની વચ્ચે દોસ્તી હતી. તેથી મલેકઅંબર વધારે જોરપર આવ્યો અને તેણે અહમદનગર કબજે કર્યું. ત્યારે ૧૬૧૬ માં જહાંગીરે શાહજાદા ખુર્રમને દક્ષિણની સ્વારીએ મોકલ્યો. તેણે ઘણું પરાક્રમ કરી મલેકઅંબરને હરાવ્યો અને અહમદનગર પાછું લીધું. મેવાડ અને અહમદ-નગરનાં યુદ્ધમાં કરેલાં પરાક્રમ માટે જહાંગીરે ખુર્રમને શાહજહાનનો ખિતાબ આપ્યો. પછી કેટલેક કાળે મલેકઅંબરે ઘણો મુલક પાછો જીતી લીધો. પણ જહાંગીરના દરબારમાં ખટપટ ચાલુ થવાને લીધે મલેકઅંબરનો નાદ ઉતારવો છોડી દઈ શાહજહાન ૧૬૨૨ માં ઉત્તર તરફ પાછો ગયો.

**શાહજહાનનું બંડ.** ( ૧૬૨૨–૧૬૨૫ ):—શાહજહાન ખુશરૂ અને પર્વેઝની વિરુદ્ધ હતો. અસફખાનની છોકરી મુમતાજમહાલ સાથે તેનું લગ્ન થયું હતું. તેથી પ્રથમ નૂરજહાનના મનમાં તેને ગાદી અપાવવાનું હતું, પણ શાહજહાન તેના કહ્યામાં નહિ રહે એમ લાગવાથી પોતાની છોકરીને ખુશરૂ સાથે પરણાવી ખુશરૂને ગાદી અપાવવી એવો વિચાર તેના મનમાં આવ્યો. પણ એકપત્નીવ્રતવાળા ખુશરૂએ બીજું લગ્ન કરવા ના પાડી. ત્યારે શહેરી-આરને પોતાની છોકરી આપી તેને ગાદી પર લાવવાની ખટપટ નૂરજહાને કરવા માંડી. અસફખાનને આ વાત ગમતી નહોતી. તેણે પોતાના જમાઈ શાહજહાનનો પક્ષ લીધો. આ ખટપટમાં મહોબતખાન પણ સામેલ થયો.

મહોબતખાન મોસાળ પક્ષ તરફથી રજપૂત હતો. તેની પાસે જબરૂં રજપૂત સૈન્ય હતું. તે જહાંગીરને વફાદાર રહેવા ચાહતો હતો. નૂરજહાને શાહજહાનને દૂર કરવા માટે તેને કંદહાર પર સ્વારી લઈ જવા કહ્યું. પણ શાહજહાને માન્યું નહિ. તેણે ખુશરૂને ઠાર મારી બંગાળામાં બંડ કર્યું. પર્વેઝ અને મહોબતખાને તેને હરાવ્યો. ત્યારે પાદશાહને શરણે જઈ તેણે માફી માગી અને તે દક્ષિણમાં નાશિક-જુન્નરમાં જઈ રહ્યો.

**મહોબતખાનનું બંડ** ( ૧૬૨૬ ):—આ વેળા રજપૂત અને મુસલમાન સૈન્યો સામસામાં હતાં. મહોબતખાન શિરજોર થઈ પડશે એવી બીક લાગવાથી નૂરજહાન અને અસફખાને જહાંગીર પાસે તેને સેનાપતિપદપરથી દૂર કરાવ્યો. આથી મહોબતખાન ઘણો ચીડાયો. જહાંગીર લાહોરથી કાબુલ જતો હતો ત્યારે જેલમ નદીના કાંઠા ઉપર મહોબતખાને તેનાપર હુમલો કરી જહાંગીરને પોતાના કબજામાં લીધો. અસફખાન પણ તેને જઈ મળ્યો. ત્યારે અફગાન અને મોગલ સરદારોની મદદથી નૂરજહાને પાદશાહને મુક્ત કર્યો. ત્યારપછી તેણે મહોબતખાનને શાહજહાનપર સ્વારી લઈ જવાનો હુકમ કર્યો. આ હુકમ તેને ભાવતો થઈ પડ્યો. તે એકદમ દક્ષિણમાં જઈ શાહજહાનને મળ્યો ( ૧૬૨૭ ). આ અરસામાં પર્વેઝ દારૂની લતમાં મરણ પામ્યો. તેજ વર્ષે ઉનાળામાં જહાંગીર લાહોરથી કાશ્મીર જતો હતો ત્યારે રસ્તામાંજ તે મરણ પામ્યો. શહેરીઆર લાહોરમાં હતો. અસફખાને એક જાસૂસ મોકલી શાહજહાનને આની ખબર આપી. દરમ્યાન અસફખાને જહાંગીરની ઇચ્છા પ્રમાણે ખુશરૂના છોકરા બુલાકીને ગાદી પર બેસાડ્યો અને શહેરીઆર અને બીજા શાહજાદાઓને કેદમાં પૂર્યા. જહાંગીરના મૃત્યુની બાતમી મળતાંજ શાહજહાન મહોબતખાનની સાથે આગ્રે ગયો. અસફખાને બધા શાહજાદાઓને લાહોરમાં ઠાર મારી શાહજહાનનો માર્ગ સરળ કરી દીધો હતો. ઈ. સ. ૧૬૨૮ ના ફેબ્રુઆરી મહિનામાં આગ્રામાં શાહજહાન સિંહાસન પર બેઠો. અને નૂરજહાન વર્ષાસન લઈ એકાંતવાસમાં રહેવા લાગી, અને ઈ. સ. ૧૬૪૫ માં મરણ પામી.

**યોગ્યતાઃ**—જહાંગીર વ્યસની હતો તોપણ સાઠ વર્ષ સુધી જીવી શકયો હતો. તે વિલાસી અને ઠાઠમાઠનો ભારે શોખીન હતો. તેનામાં ઉંચા ગુણો

ઘણા હતા પણ તેના વ્યસનીપણાને લીધે તે પ્રકાશમાં આવી શક્યા નહિ. જ્યારે કેફમાં ન હોય ત્યારે વિવેક અને ન્યાયબુદ્ધિથી તે વર્તતો હતો. જહાંગીર વિદ્યાકળાને ઘણું ઉત્તેજન આપતો હતો. રજપૂત રાજવંશો સાથે તેણે લગ્ન સંબંધ કર્યો હતો તોપણ અકબરના વખત કરતાં તેની કારકિર્દીમાં રજપૂતોનો લાગવગ દરબારમાં ઘટવા લાગ્યો હતો.

---

# પ્રકરણ ૧૦ મું.

## શાહજહાન ( ૧૬૨૮—૧૬૫૮ ).

## પૂર્વાર્ધ.

**રાજ્યારોહણઃ**—સગાંવહાલાંઓનો સંહાર કરી શાહજહાન ગાદીએ આવ્યો. પ્રજાને ખુશ કરવા માટે તેણે દોઢ કરોડ રૂપીઆ ખરચ્યા. આરંભ અને અંતનો સમય બાદ કરતાં તેની કારકિર્દીમાં શાંતિ રહી હતી. તેથી તેની તિજોરી તર થઈ હતી. દરબારી વૈભવ અને ઠાઠમાઠ વધારવા પછવાડે તેણે પૈસા કાંકરાની માફક ખરચ્યા હતા. તેની કારકિર્દીની છેવટે તેના છોકરાઓએ ગાદીને માટે જાદવાસ્થળી જગાવી હતી.

**ખાનજહાન લોદીનું બંડ ( ૧૬૨૯ ):**—અફગાન સરદાર ખાનજહાન જહાંગીરના વખતમાં પ્રસિદ્ધિમાં આવ્યો હતો. મહોબતખાન પછી તે દક્ષિણનો સૂબેદાર થયો હતો. અને ત્યાં તેણે સારો કરબ બેસાડ્યા હતો. જહાંગીરની કારકિર્દીમાં મલેકઅંબર સાથે મળી જઈ ઘણો મોગલ મુલક તેણે મલેકઅંબરને આપી દીધો હતો. શાહજહાને ગાદી પર બેઠાપછી મહોબતખાનને દક્ષિણમાં મોકલ્યો અને ખાનજહાનને માળવાનો સૂબેદાર નીમ્યો. પાદશાહનો ડોળો મારા પર છે એમ સમજી જઈ તે દક્ષિણમાં નિઝામશાહીના સરદાર શાહજી ભોંસલેને મળ્યો. શૂરો અને અનુભવી ખાનજહાન દક્ષિણમાં મોગલ રાજ્ય સામે જંગ મચાવશે એમ જાણી શાહજહાન પંડે દક્ષિણમાં ગયો. ( ૧૬૨૯ ). આદિલશાહી કે નિઝામશાહીમાંથી કંઈ મદદ

ન મળવાથી ખાનજહાન કલિંજર નાસી ગયો અને ત્યાંજ મોગલો સાથે લડતાં મરણ પામ્યો.

**નિઝામશાહીનો અંત** (૧૬૨૯-૧૬૩૭):—ખાનજહાન લોદીનો નાશ કર્યા પછી દક્ષિણમાં શાંતિ પાથરવાના ઇરાદાથી શાહજહાને નિઝામશાહીનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. ઈ. સ. ૧૬૨૬ માં મલેકઅંબર મરણ પામ્યો ત્યારે તેનો છોકરો ફત્તેહખાન નિઝામશાહીનો કારભાર સંભાળવા લાગ્યો. ઈ. સ. ૧૬૩૦ માં શાહજહાને દોલતાબાદ કબજે કર્યું. નિઝામશાહીને આદિલશાહીની મદદ હોવાથી શાહજહાને અસફખાનને બિજાપુરની સ્વારીએ મોકલ્યો. પછી ઈ. સ. ૧૬૩૨ માં મહોબતખાનને મુખ્ય સેનાપતિ નીમી શાહજહાન આગ્રે ગયો. ફત્તેહખાનનો પરાભવ કરી મહોબતખાને અહમદનગર સર કર્યું, અને નિઝામશાહને કેદ કરી ગ્વાલીઅરના કિલ્લામાં મોકલી દીધો. બિજાપુરનું જોર તોડ્યાવિના મહોબતખાન ઉત્તરમાં ગયો. ત્યારે શાહજી ભોંસલેએ નિઝામશાહીની ગાદીપર નવો સુલતાન બેસાડી મોગલો સાથે પાછી લડાઇ શરૂ કરી. તેથી ઈ. સ. ૧૬૩૬ માં શાહજહાન પાછો દક્ષિણમાં આવ્યો. પ્રથમ શાહજી પર હુમલો કરવા તેણે સૈન્ય મોકલ્યું. શાહજી ઘણી બહાદુરીથી લડ્યો પણ તે મોગલ સૈન્ય સામે ટકી શક્યો નહિ. દરમ્યાન સેનાપતિ ખાનદૌરાનને શાહજહાને બિજાપુર પર મોકલ્યો હતો. આદિલશાહી સરદાર રણદુલ્લાખાને ઘણું પરાક્રમ કર્યું, પણ છેવટે તેની હાર થઇ અને આદિલશાહને સલાહ કરવી પડી. (૧૬૩૬). એ સલાહની શરત પ્રમાણે આદિલશાહ અને શાહજહાને નિઝામશાહી રાજ્યને વહેંચી લીધું.

**રજપૂતો સાથે વર્તનઃ**—અકબરના વખતમાં રજપૂતોએ અફગાનો વિરુદ્ધ અકબરને મદદ કરેલી તેથી અકબરના દરબારમાં તેઓનો લાગવગ ભારે હતો. જહાંગીરની કારકિર્દીના પાછલા ભાગમાં મોગલો અને અફગાનો એક થઇ જઈ રજપૂતોની વિરુદ્ધ કારસ્થાન કરતા હતા. ઉદેપુરના રાજા કરણે જહાંગીર વિરુદ્ધ શાહજહાનને મદદ કરી હતી. આ વખતે મેવાડની ગાદીપર કરણનો છોકરો જગતસિંહ હતો. જોધપુરના રાજા રાજસિંહે શાહજહાન વિરુદ્ધ ખુશરૂ અને જહાંગીરને મદદ કરી હતી. તે ઈ. સ. ૧૬૩૮ માં મરી ગયો. ત્યારે તેનો છોકરો જસવંતસિંહ ગાદીપર બેઠો. જયપુરમાં રાણો

જયસિંહ રાજ્ય કરતો હતો. ઉદેપુરના રાણા જગતસિંહ સાથે સલુકાઈ રાખી રજપૂતાનાના મુખ્ય રાજ્યકુટુંબોમાં ફાટફૂટ પડાવવાની શાહજહાને યુક્તિ રચી.

**પોર્ટુગીઝ લોકોનો પરાજય** ( ૧૬૩૨ ):—શાહજહાને જ્યારે બાપ સામે બંડ ઉઠાવ્યું હતું ત્યારે પોર્ટુગીઝોએ તેને મદદ કરી નહોતી. તેથી તેમના પર શાહજહાનનો રોષ હતો. વળી પોર્ટુગીઝો ધર્મપ્રચાર કરવા લાગ્યા. ચિતગામના ચાંચિયાઓને પોર્ટુગીઝો મદદ કરતા હતા. તેથી એક જબરૂં સૈન્ય મોકલી શાહજહાને તેમને પૂરેપૂરા હરાવ્યા.

**સરહદની પેલી તરફ સ્વારીઃ**—( ૧૬૩૮–૧૬૫૩ ). બાબરના વખતનું અફગાનિસ્તાનનું સઘળું રાજ્ય પાછું મેળવવા શાહજહાને ઘણાં વર્ષ સુધી કોશિશ કરી. તે કાળમાં ઉદેપુરના જગતસિંહ અને જયપુરના જયસિંહે તેને ઘણી મદદ કરી. જહાંગીરના વખતમાં ઈરાનના શાહે કંદહાર કબજે કરી લીધું હતું. ત્યાંનો શાહ તરફનો સૂબેદાર અલીમર્દાનખાન શાહજહાનને વશ થઈ ગયો અને તેણે કંદહાર પ્રાંત મોગલોને આપી દીધો. પછી બલ્ક પ્રાંત મેળવવાનો શાહજહાને વિચાર કર્યો. એ કાર્ય પાર પાડવા તેણે અલીમર્દાનખાન, શાહજાદા મુરાદ અને ઔરંગઝેબને વારાફરતી મોકલ્યા. મોગલોને તેમાં ફત્તેહ તો મળી, પણ તે મુલક ટકાવી રાખવાનું કઠણ પડ્યું. ઈ. સ. ૧૬૪૮ માં કંદહાર ઈરાનીઓએ પાછું લઇ લીધું. શાહજાદો ઔરંગઝેબ કંદહાર ટકાવી શક્યો નહિ. ત્યારે ઈ. સ. ૧૬૫૩ માં શાહજહાને દારાને મોકલ્યો. પરંતુ તેનું પણ કંઈ ચાલ્યું નહિ. કંદહાર મોગલોના હાથમાંથી કાયમનું ગયું, અને અફગાનિસ્તાનમાં કાબુલ પ્રાંત સિવાય બીજો મુલક મોગલોના તાબામાં રહ્યો નહિ.

---

# પ્રકરણ ૧૧ મું.

## શાહજહાન—ઉત્તરાર્ધ.

**શાહજહાનના છોકરાંઓ:**—બેગમ મુમ્તાજમહાલપર શાહજહાનનો ઘણો પ્રેમ હતો. તે વ્યવહારદક્ષ અને હોશીઆર હતી. તેથી શાહજહાન વારંવાર તેની સલાહ લેતો. ઈ. સ. ૧૬૩૧માં તે મરી ગઈ પછી તેની મરતી વખતની ઇચ્છા પ્રમાણે શાહજહાન ફરીથી પરણ્યો નહિ, અને તેણે તેની કબર ઉપર તાજમહેલ નામની ઈમારત બંધાવી તેનું અપૂર્વ સ્મારક રાખ્યું. શાહજહાનને સંતાનમાં જહાનઆરા અને રોશનઆરા નામની બે દીકરી, અને દારા, સુજા, ઔરંગઝેબ અને મુરાદ નામના ચાર છોકરા હતા. બધાં છોકરાંઓમાં જહાનઆરા અને દારા ઉપર શાહજહાનને બહુ વહાલ હતું. તે તેમને હંમેશાં પોતાની પાસે રાખતો હતો. રોશનઆરા અને ઔરંગઝેબને ઠીક બનતું તેથી કારસ્થાનોમાં તેઓ એક બીજાના મળતિયાં હતાં. દારા હોશીઆર અને ઉદાર હતો. તે ધર્મસહિષ્ણુ હતો તેથી મુસલમાનોમાં અપ્રિય થયો હતો. સુજા પરાક્રમી પણ વ્યસની હતો. તેણે શિયાપંથ સ્વીકાર્યો હતો. તેથી તેને સુન્ની મુસલમાનોનો ટેકો નહોતો. ઔરંગઝેબ દૂરદર્શી અને કુનેહબાજ હતો. તે ધર્માંધ હતો તેથી તે સુન્ની મુસલમાનોમાં ઘણો પ્રિય થઈ પડ્યો હતો. મુરાદ શૂરો પણ સહેજ કમઅક્કલનો હતો. તેથી તે ઔરંગઝેબના હાથમાં રમકડાં જેવો હતો. અને તેની કમઅક્કલનો ઔરંગઝેબ પૂરેપૂરો લાભ લેતો. આ બે ભાઈઓએ કરેલાં કાવતરાં અને ઝગડા એ શાહજહાનની કારકિર્દીના છેવટના ભાગની મુખ્ય બીના છે. એ ભાંડુઓ એક બીજા સાથે લડી મરે નહિ એ ઈરાદાથી શાહ-



મુમ્તાજમહાલ.

જહાને સુજાને બંગાળાનો, ઔરંગઝેબને દક્ષિણનો અને મુરાદને ગુજરાતનો સૂબો નીમી તેમને એક એકથી દૂર રાખ્યા હતા.

**ઔરંગઝેબની સૂબેદારીઃ**—નિઝામશાહીનો નાશ થયા પછી ઔરંગઝેબ દક્ષિણનો સૂબો નીમાયો હતો. દક્ષિણમાં તેને તેના મામા શાઇસ્તખાનની મદદ ઘણી હતી. તેણે બાગલાણ જીતી લઈ રાજ્યમાં વધારો કર્યો. તેની પહેલી સૂબેદારી ૧૬૪૨માં સમાપ્ત થઈ. ઈ. સ. ૧૬૫૨માં પાછી દક્ષિણમાં તેની નીમણૂક થઈ. આ વખતે તેણે દક્ષિણમાં જબરી ફોજ તૈયાર કરી અને દક્ષિણ પ્રદેશની અને તેની રાજ્યદ્વારી સ્થિતિની બારીક માહિતી મેળવી લીધી.

**કુતુબશાહી પર સ્વારીઃ**—મીરજુમ્લા નામનો એક ઇરાની સરદાર પૂર્વે દિલ્હીના લશ્કરમાં હતો. તેને દારા સાથે અણબનાવ થવાથી તે કુતુબશાહીના આશરાનીચે આવી રહ્યો હતો. ત્યાં મહેસૂલી ખાતામાંથી, વેપારમાંથી અને હીરાની ખાણમાંથી તેણે અઢળક દોલત એકઠી કરી હતી. પોર્ટુગીઝ લોકો પાસેથી તોપખાનું લાવી કુતુબશાહીમાં તેણે પોતાની સત્તા દૃઢ કરી હતી. પછી કુતુબશાહ સાથે તેને બન્યું નહિ, ત્યારે તેણે ઔરંગઝેબને ગોવલકોંડા પર સ્વારી કરવા બોલાવ્યો. શિયાપંથી આદિલશાહી અને કુતુબશાહી પર ઔરંગઝેબનો ડોળો તો હતોજ. એટલે તે ગોવળકોંડાપર ચઢી ગયો અને તેણે તેને ઘેરો ઘાલ્યો. પણ એટલામાં દારાના કહેવાથી શાહજહાને ઔરંગઝેબ પર મનાઈ હુકમ મોકલ્યો. એટલે પોતાને ફાવતી સંધિ કરી મોટી ખંડણી લઈ ઔરંગઝેબ મીરજુમ્લા સાથે પાછો આવ્યો.

**આદિલશાહી પર સ્વારીઃ**—દારાનો કારભાર રજપૂત અને મુસલમાન બંને સરદારોને અણગમતો થઈ પડ્યો હતો. નજરાણાંની મોટી રકમ મોકલી મીરજુમ્લાએ શાહજહાનની મહેરબાની સંપાદન કરી અને આદિલશાહીપર સ્વારી કરવાની બાદશાહની પરવાનગી મેળવી. મીરજુમ્લાએ ઔરંગઝેબની વતી બિજાપુરપર સ્વારી કરી અને આદિલશાહને હરાવ્યો. મીરજુમ્લા જેવા કાર્યદક્ષ અને ધનાઢ્ય સરદારની મદદથી ઔરંગઝેબનો પક્ષ ઘણો સબળ થયો.

**ગાદીમાટે ચાહવારથળીઃ સુજાની હારઃ**—શાહજહાનના છોકરાઓ પોતપોતાનો પક્ષ મજબૂત કરવામાં રોકાયા હતા, એટલામાં બાદશાહ માંદો પડ્યો. અને કેટલીક જગાએ તો તે મરી ગયાની અફવા પણ ફેલાઈ. એટલે તેના છોકરાઓએ લડવાની તૈયારી કરી દીધી. પ્રથમ સુજા બંગાળાથી ઉપડ્યો. દારાનો છોકરો સુલેમાન અને જયપુરનો જયસિંહ તેની સામે ગયા. ઈ. સ. ૧૬૫૮ માં બનારસ આગળ મોટું યુદ્ધ થયું. તેમાં સુજાના સૈન્યનો નાશ થયો અને તેને નાસી જવું પડ્યું.

**ઔરંગઝેબનો વિજયઃ**—મુરાદ ગુજરાતમાંથી નીકળ્યો. ઔરંગઝેબ છૂપો રહ્યો. મારે ગાદીને માટે લેવાદેવા નથી એવી ત્યાગવૃત્તિ બતાવી તેણે મુરાદને છેતર્યો. પછી મુરાદને મદદ કરવાનો ઢોંગ કરી તે જુમ્લાખાનનું તોપખાનું અને સૈન્ય લઈ માળવામાં મુરાદને જઈ મળ્યો. પછી બંને સાથે મળી ઉત્તર તરફ ચાલ્યા. દારાએ કાસીમખાન અને જોધપુરના જસવંતસિંહને તેમની સામે મોકલ્યા. કાસીમખાન ઔરંગઝેબ સાથે મળી ગયો હતો. ઉજ્જેનની દક્ષિણે ધરમતપુર આગળ યુદ્ધ થયું. તેમાં કાસીમખાનના દગાને લીધે રજપૂતોએ ઘણું પરાક્રમ બતાવ્યું તોપણ તે વ્યર્થ ગયું. જસવંતસિંહ જોધપુર ચાલી ગયો. અને મુરાદ અને ઔરંગઝેબ આગ્રા ગયા. આવા સંજોગોમાં બીમાર શાહજહાને રાજ્યનો સઘળો કારભાર દારાને સોંપ્યો. એટલે મામલો ઘણો બગડ્યો. સારૂં કસાયેલું સૈન્ય તો સુલેમાન પોતાની સાથે લઈ ગયો હતો. તેથી દારા હતાશ થઈ ગયો. પણ પછી જેમતેમ કરી નવું લશ્કર ઉભું કરી રજપૂતોની મદદ લઈ તેણે ચંબલનદીને કાંઠે સામૂગઢ આગળ છાવણી નાંખી. મુરાદ અને ઔરંગઝેબ ત્યાં આવી પહોંચ્યા. ઔરંગઝેબે દારાના લશ્કરને ફોડી રાખ્યું હતું. તેથી રાતોરાત નદી ઓળંગી તેણે દારાના સૈન્ય પર હુમલો કર્યો. રજપૂતો બહાદુરીથી લડ્યા. પણ મુસલમાન સૈન્યે અને સરદારોએ દારાને દગો દીધો. તેથી દારાની હાર થઈ અને તેને આગ્રે નાસી જવું પડ્યું. આગ્રા પણ ફિતુરી થઈ સામે થયું એટલે દારા લાહોર તરફ નાસી ગયો.

ઔરંગઝેબે આગળથીજ સરદારોને ગુપ્ત પત્રો લખી ફોડી રાખ્યા હતા. દારાના નાસી જવા પછી મુરાદ અને ઔરંગઝેબ આગ્રે ગયા. ત્યાં ઔરંગઝે-

બનો છોકરો મહંમદ રજવાડામાં દાખલ થયો અને તેણે જનાનખાનામ. જઈ ઝનાના સાથે શાહજહાનને ત્યાંજ કેદ રાખ્યો. પછી ઈ. સ. ૧૬૬૬ માં ત્યાંજ શાહજહાન મરણ પામ્યો.

ઔરંગઝેબે પોતાના પક્ષના સરદારોને અગત્યના હોદ્દાઓ આપ્યા. તેણે તેના મામા શાઇસ્તખાનને આગ્રાનો સૂબેદાર બનાવ્યો. પછી મુરાદને સાથે લઈ તેણે દારાની પૂઠ પકડી. રસ્તામાં મથુરાં આગળ મુરાદને પકડી લઈ તેને ગ્વાલીઅરના કિલ્લામાં કેદી તરીકે મોકલાવ્યો. ઈ. સ. ૧૬૫૮ ના જુલાઈ મહિનામાં દિલ્હીમાં ઔરંગઝેબનો રાજ્યાભિષેક થયો.

**વૈભવ અને યોગ્યતાઃ**—શાહજહાને તરુણાવસ્થામાંથીજ યુદ્ધકળામાં અને રાજકાજમાં નિપુણતા બતાવવા માંડી હતી. રાજ્ય પ્રાપ્ત કરવા માટે



**તાજમહાલ.**

તેણે ખૂનામરકી ચલાવી હતી. પણ એકવાર માર્ગ નિષ્કંટક થઈ ગયા પછી તેણે દયાળુ વૃત્તિ ધારણ કરી હતી. એની કારકિર્દીમાં અકબરના વખત જેવી ધાર્મિક સમાનતા રહી નહિ, તેથી રજપૂતો બેદિલ થતા ગયા, અને મોગલ રાજને તેમનો ટેકો ઓછો થતો ગયો. તેના દરબારનો ભપકો અને

ઠાઠમાઠ ભારે હતો, અને તેનો વૈભવ પણ ઘણો હતો. રાજ્યનો કારભાર સારા અને હોશીઆર માણસોને સોંપી તેણે પ્રજાહિત સાધ્યું હતું અને પ્રજાની પ્રીતિ સંપાદન કરી હતી. તેના કારભારીઓ વફાદાર અને કાર્યકુશળ હતા. તેથી તેના રાજમાં આબાદાની સારી હતી. તે પોતે વિલાસમાં પચ્યો રહેતો, તોપણ કારભાર પર ઠીક નજર રાખતો હતો. તે વિદ્યાની અભિરુચિવાળો હોઈ વિદ્વાનોને સારો આશરો આપતો હતો. એકંદરે શાહજહાનનો સમય મોગલ સામ્રાજ્યના વૈભવની પરિસીમા હતો.

**રાજ્યવ્યવસ્થાઃ**—રાજ્ય કારભારમાં શાહજહાનને તેના વજીર અસફ-ખાન અને સાદુલ્લાખાનની ઘણી મદદ હતી. એના વખતમાં અલીમર્દાન-ખાને પણ સારૂં કામ બજાવ્યું હતું. એકાદ નહેર બંધાવીને તેણે દિલ્હી શહેરને પાણી પૂરૂં પાડવાની ગોઠવણ કરી હતી. રાજ્યનો વિસ્તાર ઘણો હતો તોપણ બધે બંદોબસ્ત સારો હતો. જહાંગીરના વખતમાં દાખલ થયેલો ઈરાનીઓનો લાગવગ શાહજહાનની કારકિર્દીમાં ઘણો વધ્યો હતો. શાહજહાનના સમયમાં મોગલ રાજ્યના ૨૨ પ્રાંતો હતા અને તેની ઉપજ છત્રીસ કરોડની હતી. અકબરે સ્થાપન કરેલી આગ્રા રાજધાની છોડી શાહજહાને હાલનું દિલ્હી શહેર વસાવ્યું અને ત્યાં પોતાની રાજધાની રાખી. દિલ્હીમાં તેણે રાજવાડો, જુમામસીદ, વગેરે ભવ્ય અને શોભીતાં મકાનો બંધાવ્યાં. તાજમહાલની મનોહર અને જગપ્રસિદ્ધ ઈમારત બાંધવા પાછળ શાહજહાને નવ કરોડ રૂપીઆ ખરચ્યા હતા. તેમજ એક કરોડ રૂપીઆ ખરચી તેણે રત્નજડિત સોનેરી મયૂરાસન બનાવ્યું હતું.

---

# પ્રકરણ ૧૨ મું.

## ઔરંગઝેબ (૧૬૫૮–૧૭૦૭).

### વિભાગ પહેલો.

**ભાઇઓનો વધઃ**—આલમગીર નામ ધારણ કરી ઔરંગઝેબ રાજ્ય કરવા લાગ્યો. આ વખતે દારા પંજાબમાં હતો, અને ઔરંગઝેબ તેની પૂઠે લાગ્યો હતો. દારા પંજાબથી સિંધમાં નાસી ગયો. ત્યારે તેની પાછળ સરદારોને મોકલી પોતે આગ્રા પાછો આવ્યો. જયસિંહ બંગાળાથી પાછો આવતો હતો તેને ઔરંગઝેબ રસ્તામાંજ મળ્યો. ઔરંગઝેબે જયસિંહને સમજાવી લીધો અને તેને લાહોરનો સૂબો બનાવ્યો. મીરજુમ્લાખાન નવા સૈન્યસાથે ઔરંગઝેબને આગ્રે આવી મળ્યો. પછી મીરજુમ્લાને સાથે લઈ તે અલાહાબાદ ગયો. ત્યાં સુજા સાથે લડાઈ થઈ. તેમાં સુજા હારી નાસી ગયો. મીરજુમ્લા તેની પાછળ પડ્યો. પણ સુજા ઠેઠ આરાકાન નાસી ગયો. ત્યાં આરાકાનના રાજાએ તેને મારી નંખાવ્યો.



ઔરંગઝેબ.

સુજા નાસી ગયા પછી ઔરંગઝેબ પાછો આગ્રે ગયો. દરમ્યાન દારા સિંધથી ગુજરાતમાં ગયો હતો. ત્યાંથી લશ્કર એકઠું કરી દારા અજમેર તરફ ગયો. અજમેરની દક્ષિણે દેવરા આગળ તે બે વચ્ચે લડાઇ થઈ. તેમાં દારાની હાર થઈ. દારા નિરાશ થઈ બલુચિસ્તાન તરફ નીકળી ગયો. બોલન ઘાટમાંથી પસાર થતાં એક પઠાણના હાથમાં તે સપડાઈ ગયો. ને તે પઠાણે તેને દિલ્હી રવાના કરી દીધો. ત્યાં ઔરંગઝેબે તેનો વધ કરાવ્યો. ત્યારપછી મુરાદપર ખૂનનો આરોપ મૂકી ઔરંગઝેબે તેને

દેહાન્ત શિક્ષા કરી. પછી સુલેમાન તેના હાથમાં આવ્યો. તેને પણ ગ્વાલીઅરના કિલ્લામાં પૂરો કર્યો. આ પ્રમાણે બધાનું કાસળ કાઢી ઔરંગઝેબ ગાદીપર નિર્ભય થયો.

ઔરંગઝેબ ગાદી પર બેઠો પછી મોગલ રાજનીતિ બદલાઇ. મોગલ દરબારમાં સુન્ની મુસલમાનોનું જોર થયું. રજપૂત સેનાપતિ અને હિંદુ મુત્સદ્દીઓનો લાગવગ ઓછો થઈ ગયો. ઔરંગઝેબે ઇસ્લામી ધર્મના ફેલાવામાં પાદશાહી સત્તાનો ઉપયોગ કરવા માંડ્યો. ધર્મભેદ ન રાખતાં સર્વ પ્રજાજનને એકસરખો ન્યાય આપવાની અકબરની રાજનીતિ ફેરવાઈ. એટલે રજપૂતો મોગલ રાજને ટેકો આપવાને બદલે તેનો વિરોધ કરતા થયા. ધર્માંધપણાંના પાયા ઉપર ઔરંગઝેબના મનમાં મહાન રાજકીય મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ. અને પોતાની ઇચ્છા પાર પાડવા માટે કોઈના પર ભરોસો ન રાખતાં તમામ સૂત્ર પોતાનાજ હાથમાં રાખી તે કામ કરવા લાગ્યો.

**કારકિર્દીની રૂપરેખાઃ**—મોગલાઈ સત્તાને નવું વલણ આપવું, ઇસ્લામનો ફેલાવો કરવો અને દક્ષિણ તાબે કરી સામ્રાજ્યનો વિસ્તાર વધારવો એ ત્રણ ઔરંગઝેબના હેતુ હતા. એ ત્રણ હેતુ પાર પાડવા માટે જે કાર્યક્રમ તેણે આદર્યો તે પ્રમાણે તેની કારકિર્દીના ત્રણ વિભાગ થાય છે. ઈ. સ. ૧૬૬૬ સુધીના આઠ વર્ષ શત્રુઓનો પરાજય કરી પોતાનાં નવાં ધોરણને અમલમાં મૂકવાની તૈયારી તેણે કરી. આ વિભાગમાં તેનો પરિશ્રમ ઘણો સફળ થયો. ત્યારપછી ૧૬૮૧ સુધીના પંદર વર્ષ તેણે હિંદુઓનો વિરોધ કરી ઇસ્લામનો ફેલાવો કરવા પાછળ ગાળ્યાં. તે માટે તેને રજપૂતો સાથે યુદ્ધ થયાં. અને પરિણામે મોગલ પાદશાહતના ટેકા રૂપ રજપૂતો તેના શત્રુ થયા. છેવટનાં પચીસ વર્ષમાં દક્ષિણમાં મોગલ સત્તા સ્થાપવા માટે ઔરંગઝેબે પારાવાર શ્રમ લીધો. પરંતુ તે કામમાં તેને ફત્તેહ મળી નહિ. પોતાની કારકિર્દીનાં પહેલાં પચીસ વર્ષ ઉત્તર હિંદુસ્થાન સમાલવામાં ગયાં અને છેલ્લાં પચીસ વર્ષ દક્ષિણ જીતવાના પ્રયાસમાં વ્યર્થ ગયાં. પહેલાં પચીસ વર્ષમાં એની ચઢતી કળા હતી અને બીજાં પચીસ વર્ષ પડતી કળાનાં હતાં.

**આસામ અને આરાકાન પર ચઢાઈઃ**—પોતાના માર્ગમાંના સઘળા કાંટા કાઢી નાંખ્યા પછી ઔરંગઝેબે ઈ. સ. ૧૬૬૧ પછીના પાંચ છ વર્ષ સ્વારી કરવામાં ગાળ્યાં. પ્રથમ તેણે મીરજુમ્લાને બંગાળાનો સૂબો બનાવ્યો.

આસામની રાજધાની ડાકાપર એ સ્વારી કરી મીરજુમ્લાએ આસામનો ઘણો મુલક કબજે કર્યો. પણ ચોમાસું બેસતાં તેનાં લશ્કરમાં ઘણી ખરાબી થઈ અને તે પોતે બીમાર થઈ મરણ પામ્યો (૧૬૬૩). મીર જુમ્લાએ પોતાના પરાક્રમ અને મુત્સદ્દીપણાથી ઔરંગઝેબને ગાદી અપાવી હતી. તોપણ પાદશાહે જ્યારે તેના મરણની વાત સાંભળી ત્યારે તેને નિરાંત વળી; કેમકે તેના વહેમી સ્વભાવને લીધે મીરજુમ્લાના વધતા જતા જોર માટે પાદશાહના મનમાં તેના તરફની બીક રહેતી હતી. આ વખતે શાઇસ્તખાન મરાઠાઓને હાથે હાર ખાઈ દક્ષિણમાંથી પાછો આવ્યો. ત્યારે ઈ. સ. ૧૬૬૪ માં ઔરંગઝેબે તેને બંગાળાની સૂબેદારી આપી. નવો કાફલો બાંધી તેણે આરાકાન પ્રાંત પર સ્વારી કરી અને ચિતેગોંગના ચાંચિયાનું જોર તોડ્યું. આથી મોગલ રાજ્યની પૂર્વ તરફની સરહદ પર પાકો બંદોબસ્ત થયો.

**મરાઠાઓ પર સ્વારી** (૧૬૬૦-૬૬):—નિઝામશાહી અને આદિલશાહી દરબારોમાં શાહજી ભોંસલેએ સેનાપતિ તરીકે સારી ખ્યાતિ મેળવી હતી. શાહજીના પરાક્રમોથી મરાઠાઓમાં આત્મવિશ્વાસ આવ્યો હતો. શાહજીના છોકરા શિવાજીએ આદિલશાહી સામે લડીને સ્વરાજ્યનો પાયો નાંખ્યો. ઈ. સ. ૧૬૬૦ થી તે મોગલ રાજ્યના મુલકપર પણ સ્વારી કરવા લાગ્યો. ત્યારે ઔરંગઝેબે શિવાજીને જેર કરવા પ્રથમ શાઇસ્તખાનને અને પછી જયસિંહ અને દલેરખાનને મોકલ્યા. બીજી સ્વારીમાં મોગલોનો જય થયો ત્યારે ઈ. સ. ૧૬૬૫ માં શિવાજીએ પુરંદર આગળ સંધિ કરી આગ્રે બાદશાહની મુલાકાતે જવાનું કબૂલ કર્યું.

**રાજા છત્રસાલઃ**—શાહજી ભોંસલેના સમકાલીન રજપૂત રાજા ચંપતરાયે મોગલોની ટક્કર ઝીલી બુંદેલખંડમાં પોતાની સત્તા જમાવી હતી. તેનો છોકરો પરાક્રમી છત્રસાલ ઈ. સ. ૧૬૫૦ માં જન્મ્યો હતો. તે જયસિંહની સાથે દક્ષિણમાં ગયો હતો. તે વખતે શિવાજીનું પરાક્રમ જોયાથી તેના મનમાં શિવાજી જેવી મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ અને તેના દિલમાં શૂરાતન છૂટ્યું. તે ગુપ્તપણે શિવાજીને મળ્યો. બંને વચ્ચે સંકેત થયો, તે પ્રમાણે મોગલોની નોકરી છોડી છત્રસાલ બુંદેલખંડ ગયો, અને ત્યાં જઈ તેણે સ્વરાજ્ય સ્થાપવાની શરૂઆત કરી.

---

# પ્રકરણ ૧૩ મું.

## ઔરંગઝેબ—વિભાગ બીજો.

**આગ્રામાં દરબારઃ**—ઈ. સ. ૧૬૬૬ સુધી લડાઈઓમાં ઔરંગઝેબની જીત થતી હતી. એ સાલમાં શાહજહાન પાદશાહ મરણ પામ્યો. ત્યારે આગ્રામાં એક મોટો દરબાર ભરી ઔરંગઝેબે મોટા ઠાઠમાઠથી બીજીવાર પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. આજ દરબારમાં શિવાજી આવ્યો હતો અને નજરકેદ થયો હતો.

**અફ્ગાન લોકનું બંડઃ**—ઈરાનનો શિયાપંથી શાહ અબ્બાસ સુન્નીપંથી ઔરંગઝેબનો વિરોધી હતો. તેની સાથે મૈત્રી કરવા માટે ઔરંગઝેબે પોતાનો એલચી અબ્બાસના દરબારમાં મોકલ્યો. પણ શાહે તેનું અપમાન કરી તેને પાછો વળ્યો. આ અરસામાં શિવાજી યુક્તિ કરીને કેદખાનામાંથી નાસી છૂટ્યો, અને દક્ષિણમાં જઈ મોગલ રાજ્ય પર ચઢાઈ કરવા લાગ્યો. ઈરાનના શાહની શીખવણીથી અફ્ગાન લોકોએ બંડ કર્યું. એ બંડ શમાવી દેવા ઔરંગઝેબે મહોબતખાનને મોકલ્યો. પણ તેનું કંઇ ચાલ્યું નહિ. મહોબતખાન ઈ. સ. ૧૬૭૨ માં મરણ પામ્યો. પછી કાસમખાન નામના એક સરદાર પાસે ઔરંગઝેબે બધા અફ્ગાન સરદારોની એક પ્રસંગે કતલ કરાવી. એટલે અફ્ગાનો વીફર્યા અને તેઓએ જબરૂં બંડ ઉઠાવ્યું. આ વખતે જસવંતસિંહ દક્ષિણમાં હતો. કદાચ શિવાજી સાથે તે મળી જાય એવી બીકથી ઔરંગઝેબે તેને દૂરના કાબુલ પ્રાંતમાં સૂબો બનાવી અફ્ગાનો સામે મોકલ્યો.

**હિંદુઓ સાથે વેરઃ**—જયસિંહના એક છોકરાને ઔરંગઝેબે હાથમાં લીધો. એ છોકરાએ ઔરંગઝેબના કહેવાથી ઈ. સ. ૧૬૬૬ માં ઝેર આપીને પોતાના બાપનું ખૂન કર્યું. આમ થવાથી જયસિંહ તરફની બીક જવાથી ઔરંગઝેબ ખુલી રીતે સુન્ની પંથને ટેકો આપવા લાગ્યો, અને હિંદુઓ સાથે પણ તેણે નિર્દયતાથી વર્તવા માંડ્યું. મૂર્તિપૂજા બંધ પાડવા માટે તેણે અધિકારીઓ નીમ્યા. તેણે હિંદુઓના ધર્મમઠો, પાઠશાળાઓ અને દેવળો વગેરે તોડવાનો હુકમ કાઢ્યો. તે હુકમ અનુસાર કાશી, મથુરાં, સોમનાથ

વગેરેના દેવાલયો તોડવામાં આવ્યાં. હિંદુઓને સરકારી નોકરીમાંથી પણ કાઢી મૂકયા. ( ઈ. સ. ૧૬૬૯ ).

**હિંદુઓનો વિરોધઃ**—આવા જુલમને લીધે હિંદુઓ બંડ કરવા લાગ્યા. દિલ્હીની આસપાસ સત્નામી પંથના હિંદુઓ રહેતા હતા. તેઓને મોગલ ફોજદાર સાથે ટંટો થયો. એ ટંટામાં ફોજદારની હાર થઈ ત્યારે પાદશાહે તેઓની સામે મોટી ફોજ મોકલી તેમને કતલ કરાવી નાંખ્યા. જાટ રજપૂતોના નેતા ગોકુળ જાટે મથુરાંમાં બંડ કયુ. તે બંડ બેસાડવામાં ચાર હજાર મોગલો માર્યા ગયા. પંજાબમાં શીખ લોકોના ગુરુ તેજબહાદુરે પણ બંડ ઉઠાવ્યું. તેજબહાદુર ઔરંગઝેબના હાથમાં સપડાઇ ગયો. તેને તુરંગમાં નાંખવામાં આવ્યો. તુરંગમાં તેણે ૧૬૭૫ માં આપઘાત કર્યો. બુંદેલખંડમાં છત્રસાલ રાજાએ મોગલ સૈન્યના હાલહવાલ કર્યા. દક્ષિણમાં ઈ. સ. ૧૬૭૨ માં શિવાજીએ ખાનદેશમાં સાલ્હેરની લડાઈમાં મોગલોનો સજજડ પરાજય કર્યો. ઔરંગઝેબ ક્રોદ્ધથી રાતોપીળો થયો અને તેણે રજપૂતો અને મરાઠાઓની જડ કાઢવાનો નિશ્ચય કર્યો.

**રજપૂતો સાથે લડાઈ** ( ૧૬૮૧ ):—આમ ધમાધમી ચાલતી હતી ત્યારે જસવંતસિંહ કાબુલમાં હતો. તેનો મોટો છોકરો પૃથુસિંહ જોધપુરનો કારભાર ચલાવતો હતો. તેને એક વખત કંઈ કામસર ઔરંગઝેબના દરબારમાં જવાનું થયું. ત્યાં ઝેરથી તેનું ખૂન થયું. પુત્રના મરણના ઘાથી જસવંતસિંહ કાબુલમાં મરણ પામ્યો. એટલે ઔરંગઝેબને ઘણી નિરાંત વળી. પૂર્વે લશ્કરી નોકરીના બદલામાં મુસલમાની રાજ્યમાં હિંદુઓ પાસેથી ‘ જજીઆ ’ નામનો વેરો લેવામાં આવતો હતો. અકબરે તે કર કાઢી નાંખ્યો હતો. ઔરંગઝેબે તે કર પાછો મૂકયો અને સખ્તાઇથી તે તે કર વસૂલ કરવા લાગ્યો. ત્યારે રજપૂતો એકદમ સામે થયા અને ઔરંગઝેબને તેઓની સાથે લડવું પડ્યું.

આ વખતના રજપૂત રાજા પરાક્રમી હતા. ઉદેપુરના રાણા રાજસિંહે તેમની સરદારી લીધી. જસવંતસિંહની રાણી પોતાના બે છોકરાને લઈને દિલ્હી આવી. ત્યાં ઔરંગઝેબે ત્રણેને કેદખાનામાં પૂર્યાં. પણ જોધપુરના રાઠોડો શૂરા હતા. જસવંતસિંહના નિમકહલાલ સરદાર દુર્ગાદાસે ઘણી બહાદુરી અને યુક્તિથી રાણી અને રાજપુત્રોને છોડવી જોધપુર મોકલી દીધાં.

બાળરાજા અજિતસિંહને ગાદીપર બેસાડી દુર્ગાદાસ કારભાર કરવા લાગ્યો. રાણા રાજસિંહે અજિતસિંહ અને દુર્ગાદાસને મદદ કરી. સર્વે રજપૂતો એકસંપ થઈ પોતાના ધર્મને માટે દિલ્હીના પાદશાહ સાથે લડવા માટે સજજ થયા. પાદશાહનું સૈન્ય ત્રણ બાજુએથી રજપૂતાનામાં ઘૂસ્યું. શાહઝાદો મુઆઝિમ દક્ષિણ તરફથી મેવાડમાં ઘૂસ્યો. શાહજાદા અઝિમે પૂર્વ તરફથી ચઢાઈ કરી. અને ઉત્તરેથી ઔરંગઝેબ પોતે શાહજાદા અકબર સાથે ચઢી આવ્યો. ત્યારે રજપૂતોએ અરવલી ડુંગરોનો આશરો લઈ મોગલ સૈન્ય સાથે લડાઈ ચાલુ કરી. એક વખત ઔરંગઝેબ એક ખીણમાં સપડાયો હતો તે વખતે રાણા રાજસિંહે મોટી ઉદારતાથી તેને જવા દીધો. તેણે તેને યોગ્યરીતે વર્તવાનું કહ્યું. પણ ઔરંગઝેબે તે તરફ લક્ષ આપ્યું નહિ. પછી રજપૂતોએ ગુજરાત, માળવા વગેરે મોગલ રાજ્યના મુલકોપર હુમલા કરવા માંડ્યા. આ અરસામાં શાહજાદો અકબર દુર્ગાદાસ સાથે મળી ગયો. દુર્ગાદાસે તેને ગાદી મેળવી આપવાનું વચન આપ્યું. પણ ઔરંગઝેબે એક બનાવટી કાગળ અકબરપર લખ્યો અને તે કાગળ દુર્ગાદાસના હાથમાં જાય એવી ગોઠવણ કરી. આ બનાવટી કાગળથી છેતરાઈ દુર્ગાદાસે અકબરનો પક્ષ છોડી દીધો. આ વાતની અકબરને ખબર પડી ત્યારે તે દોડતો દુર્ગાદાસ પાસે આવ્યો. ત્યારે આ બનાવટી કાગળના ભેદનો ખુલાસો થયો.

રજપૂતાનામાં આમ ગડમથલ ચાલતી હતી ત્યારે દક્ષિણમાં શિવાજી રાજ્યાભિષેક કરાવી સ્વતંત્ર રાજ્ય સ્થાપી ચૂકયો હતો. તે ઈ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો. એનાપછી એનો છોકરો સંભાજી ગાદી પર આવ્યો. સંભાજી પણ બાપના જેવોજ શૂરો હતો. તેણે ઔરંગઝેબ સામે લડાઇ ચાલુ રાખી. રજપૂતાનામાં આપણું કંઇ વળતું નથી એમ જોઇ અકબર દુર્ગાદાસની સાથે દક્ષિણમાં સંભાજી પાસે આવ્યો. અકબર સંભાજી સાથે મળી જઇ બંડ ઉભું કરશે એવી બીક ઔરંગઝેબને લાગી. રજપૂતો સાથે લડીલડીને તે થાકી ગયો હતો. તેમાં હવે દક્ષિણ તરફની ભીતિ ઉત્પન્ન થઇ. એટલે દક્ષિણમાં સ્વારી લઈ જવા માટે ઔરંગઝેબે ઈ. સ. ૧૬૮૧માં રાજસિંહ સાથે સલાહ કરી. આ સલાહ પ્રમાણે ઔરંગઝેબે જીતેલો મુલક પાછો આપ્યો અને જજીઆ વેરો બંધ કરવા કબૂલ કર્યું. આ પ્રમાણે રજપૂતોએ એકત્ર થઈ ઔરંગઝેબ પાસે હાર કબૂલ કરાવવાનો આ પહેલોજ પ્રસંગ હતો.

---

# પ્રકરણ ૧૪ મું.

## ઔરંગઝેબ—વિભાગ ત્રીજો.

**દક્ષિણની સ્વારી** (૧૬૮૧–૧૭૦૭):—સંભાજી શૂરો હતો પણ ઘણો હઠીલો અને વ્યસની હતો. તેથી મરાઠાઓમાં ફાટફૂટ પડી અને તેથી તેમનું જોર નરમ પડ્યું. એજ પ્રમાણે કુતુબશાહી અને આદિલશાહી સુલતાનોની સત્તા પણ નબળી પડી ગઈ હતી. આવી પરિસ્થિતિ હતી ત્યારે ઈ. સ. ૧૬૮૧માં ઔરંગઝેબ એક મોટું સૈન્ય લઈ બરાનપુર આવી પહોંચ્યો. સંભાજી તરફથી કંઇ મદદની આશા ન રહેવાંથી શાહજાદો અકબર ઈરાન તરફ નાસી ગયો. દક્ષિણના આ લાંબા વિગ્રહમાં ઔરંગઝેબે ઔરંગાબાદ, શોલાપુર અને અહમદનગરમાં વખતો વખત છાવણી નાંખી હતી. દક્ષિણની સ્વારીના પહેલાં ચાર વર્ષ મરાઠાઓ સાથે લડવામાં ગયાં. શાહજાદા મુઆઝિમે કોંકણમાં અને શાહજાદા અઝિમે ઘાટોપર ચઢાઈ કરી. મરાઠાઓની લડવાની પદ્ધત્તિ જુદીજ હતી. તેઓ સામા ઉભા રહીને લડતા નહિ. તેઓની લડત નાસભાગની હતી. તેઓ લાગ મળતાં મોગલદળ પર છાપો મારે અને થાય તેટલું નુકસાન કરી નાસી જાય. મોગલ સૈન્યનો પડાવ એક ઠેકાણે હોય ત્યારે ત્યાંથી ઘણા દૂરના મોગલ મુલક પર ધાડ પાડે અને લૂંટાલૂંટ ચલાવે. અને જ્યારે મોગલદળ આવે એટલે ભાગી જાય. આમ છૂટાં છૂટાં મરાઠાઓનાં નાસભાગ કરતાં ઘાડાં સામે શિષ્ટ મોગલ સૈન્યનું કંઇ ચાલતું નહિ. આવી જાતની લડતથી ચાર વર્ષમાં ઔરંગઝેબ થાકી ગયો. હાલતુરત મરાઠાઓને જેર કરવાનું મોકૂફ રાખી ઔરંગઝેબ શોલાપુર ગયો. ( ૧૬૮૫ ).

**આદિલશાહીનો અંત** ( ૧૬૮૫–૧૬૮૬ ). ૧૬૮૫ માં ઔરંગઝેબે આદિલશાહી પર સ્વારી કરી, અને તેની રાજધાની બિજાપુરને ઘેરો ઘાલ્યો. બિજાપુરનો કિલ્લો મજબૂત હતો. તે પર તોપો પણ પુષ્કળ હતી. શત્રુઓને જોઈતી સામગ્રી પૂરતા જથ્થામાં ન મળે તે માટે આદિલશાહી સૈન્યે આસપાસનો મુલક ઉજ્જડ કરી મૂક્યો હતો. તોપણ મોગલોએ ચીવટાઈથી પંદર મહિના સુધી ઘેરો ચાલુ રાખ્યો. આખરે બિજાપુરનો સુલતાન સિકંદર ઔરંગઝેબને તાબે થયો. તેને બંદિખાને નાંખવામાં આવ્યો. ત્યાં તેનું

મરણ થયું. આદિલશાહી રાજ્ય ઔરંગઝેબે ખાલસા કર્યું. બિજાપુરમાં આજે પણ ગોળ ઘુમ્મટવાળી ઈમારત હસ્તી ધરાવે છે. તે આદિલશાહીના સમયના વૈભવનું સ્મારક છે.

**કુતુબશાહીનો અંત ( ૧૬૮૭ ):**—બિજાપુર જીત્યા પછી ઔરંગઝેબે કુતુબશાહી પર ચઢાઈ કરી. ગોવલકોંડામાં સુલતાન હસન રાજ્ય કરતો હતો. તે હિંદુઓ પ્રત્યે પ્રેમભાવથી વર્તતો હતો અને તેઓના ઉપર વિશ્વાસ રાખતો હતો. આ વખતે અકણ્ણા અને માદણ્ણા નામના બે હિંદુ દિવાનો ગોવળકોંડાનો કારભાર સમાલતા હતા. મોગલ સૈન્યે ગોવલકોંડાને ઘેરો ઘાલ્યો. એ ઘેરો દસ મહિના સુધી ચાલુ રહ્યો. કુતુબશાહી સૈન્યના સરદાર અબદુલ રઝાકે બહુ બહાદુરીથી કિલ્લાનો બચાવ કર્યો. મોગલો હતાશ થઈ ગયા. છેવટે કપટ અને દગાથી કિલ્લો મોગલોના હાથમાં ગયો. સુલતાન હસન મોગલોને તાબે થયો અને કુતુબશાહી રાજ્ય પણ મોગલ સામ્રાજ્યમાં સામેલ કરી દેવામાં આવ્યું.

**મરાઠા સાથે પાછી લડાઈ ( ૧૬૮૭-૧૭૦૭ ):**—બિજાપુર અને ગોવળકોંડાનો નાશ થયા પછી ઘણા સૈનિકો બેકાર થઈ ગયા. તેઓ ગુજરાનને માટે લૂંટફાટ કરવા લાગ્યાથી આખા દક્ષિણમાં અસ્વસ્થતા અને અંધાધુંધી વ્યાપી રહ્યાં. દક્ષિણના આ બે મુસલમાની રાજ્યોનો નાશ થવાથી આખું દખ્ખણ મરાઠાઓને ફરી વળવા માટે મોકળું થયું. આ વખતે સંભાજી વ્યસનમાં મચ્યો ન રહ્યો હોત તો તે ઔરંગઝેબને જેર કરી શકત. પરંતુ હકીકત એથી ઉલટીજ બની. ગોવલકોંડા પડ્યા પછી ઔરંગઝેબે મરાઠા મુલકમાં ચારે તરફથી લશ્કર મોકલ્યાં. ઈ. સ. ૧૬૮૯ માં સંગમેશ્વર આગળ સંભાજી પકડાઇ ગયો. ઔરંગઝેબે ક્રૂરપણે તેનો વધ કરાવ્યો. પછી સંભાજીનો છોકરો શાહૂ પણ પાદશાહના હાથમાં આવ્યો. સંભાજીના વધથી મરાઠાઓ કંઈ ગભરાઈ ગયા નહિ. ઉલટું સ્વરાજ્ય પ્રેમને લીધે તેમને વધારે જોમ ચઢ્યું. રાજારામ કર્ણાટકમાં જિંજી ગયો અને ત્યાં જઈ સ્વાતંત્ર્ય યુદ્ધ ચાલુ રાખવા તેણે લશ્કરની યોજના કરી. ઔરંગઝેબ આખા મહારાષ્ટ્ર પર ફરી વળ્યો અને મરાઠાઓના બધા કિલ્લાકોટ તેણે સર કરી લીધા. આમ મહારાષ્ટ્ર જીતાયું પણ તે ટકાવી રાખવું મુશ્કેલ થઈ પડ્યું. કેમકે મોગલ સૈન્યની પીઠ

ફરે કે મરાઠાઓ છાપો મારી ગુમાવેલાં થાણાંઓ પાછાં જીતી લે. આ કામમાં બહાદુર સંતાજી ઘોરપડે અને ધનાજીએ ઘણી નામના મેળવી. પછી ઔરંગઝેબે એક મોટી ફોજ જિંજી મોકલી. મોગલ સેનાપતિ ઝુલફિકારખાને ૧૬૯૧ માં જિંજીને ઘેરો ઘાલ્યો. આ ઘેરો ઈ. સ. ૧૬૯૮ સુધી ચાલ્યો. આખરે મોગલોએ કિલ્લો સર કર્યો. પણ તે પહેલાં રાજારામ તો ત્યાંથી નીકળી નાઠો હતો. તેણે મહારાષ્ટ્રમાં આવી સતારામાં રાજધાની જમાવી. મરાઠા સરદારોએ ઘણા કિલ્લાકોટ પાછા જીતી લીધા. પછી ઈ. સ. ૧૭૦૦ માં રાજારામ મરણ પામ્યો. તોપણ મરાઠાઓએ સ્વાતંત્ર્ય યુદ્ધ ચાલુ રાખ્યું. આખરે ઔરંગઝેબ થાકયો અને નિરાશ થઈ ઇ. સ. ૧૭૦૭ માં અહમદનગર મુકામે મરણ પામ્યો. મરણ સમયે તેને મુઆઝિમ, અઝિમ અને કામબક્ષ નામના ત્રણ છોકરા હતા.

**સ્વભાવઃ**—ઔરંગઝેબ સાદાઇથી રહેતો અને વિનયથી વર્તતો. વિજય પ્રસંગે ફુલાઈ જવું કે સંકટ પ્રસંગે નાહિમ્મત થવું એ તો તે જાણતોજ નહિ. તેના ધર્માંધપણાંના અવગુણને લીધે તે કઠોર, અવિશ્વાસુ અને અનુપકારી હતો. તે ધર્મદાન ઘણું કરતો. ઔરંગઝેબ યુદ્ધવિદ્યામાં ઘણો પ્રવીણ હતો. સર્વ રાજકારભાર બારીકપણે પોતેજ તપાસતો. જો કે તે મોટી પાદશાહતનો માલિક હતો તોપણ એક ફકીરની માફક રહેતો. એની સાધુવૃત્તિને લીધે લલિતકળા અને હુન્નરકળાને એના વખતમાં ઘણી હાનિ પહોંચી. ઇસ્લામના પ્રચાર માટે તે ઘણો આગ્રહી હતો. મારી કારકિર્દીમાં ઇસ્લામની વૃદ્ધિ ન થાય તો મારી પાદશાહી વ્યર્થ જાય એમ તે સમજતો. તેથી ઇસ્લામી ધર્મના પ્રચાર માટે જાણીબૂજીને તેણે તેની આખી પાદશાહત વેડફી નાંખી.

**કારકિર્દીનું પરિણામઃ**—અકબરના વખતની વ્યવસ્થા અને રાજ્યનીતિ ઔરંગઝેબની કારકિર્દીમાં રહી નહોતી. એક વખતનો સાહસિક અને બહાદુર મોગલ લાંબા કાળની એશઆરામી જિંદગીથી કાયર અને એદી બની ગયો હતો. અકબરની ધાર્મિક સહિષ્ણુતાને બદલે ઔરંગઝેબની અસહિષ્ણુતા અને ધર્માંધતાને લીધે આખા મોગલ સામ્રાજ્યમાં રાજકીય અને સામાજિક સ્વસ્થતા નષ્ટ થઈ હતી. રાજકારભારનું ગાડુંજ અટકી પડ્યું હતું એમ કહીએ તો ખોટું નહિ. ઔરંગઝેબની કારકિર્દીને પરિણામે રજપૂત, જાટ, મરાઠા

અને શીખલોકો મોગલ રાજ્યના શત્રુ થયા. દક્ષિણના પઠાણ રાજ્યોનો નાશ કરી ઔરંગઝેબે દક્ષિણમાં મરાઠાનું કામ સહેલું કરી આપ્યું. છેલ્લાં પચીસ વર્ષ તેને દખ્ખણમાં રહેવું પડ્યું તેથી ઉત્તર હિંદુસ્થાનનો કારભાર અવ્યવસ્થિત થઈ ગયો. ત્યાંના સૂબેદારો સ્વતંત્રપણે વર્તવા લાગ્યા. ઔરંગઝેબને કોઇનો વિશ્વાસ ન હોવાથી તેના પુત્રો અને સરદારો ખરા અંતઃકરણથી કામ કરતા નહિ. આ બધાનું પરિણામ ઘણું અનિષ્ટ આવ્યું. દરબારમાં ફાટફૂટ થઈ અને તેમાંથી આચંદે ખૂનામરકી અને અંધાધુંધી થઈ.

---

# પ્રકરણ ૧૫ મું.

## બહાદુરશાહ ( ૧૭૦૭–૧૭૧૨ ); જહાંદારશાહ ( ૧૭૧૨–૧૭૧૩ ); ફરૂખશીઅર ( ૧૭૧૩–૧૭૧૯ ).

**રાજ્યારોહણઃ**—ઔરંગઝેબના મરણ પછી ગાદીને માટે લડાઈ થઈ. તેમાં અઝિમ અને કામબક્ષ મરણ પામ્યા. ત્યારપછી સરદાર ઝુલફિકારખાનની મદદથી મુઆઝિમ બહાદુરશાહ નામ ધારણ કરી ગાદી પર આવ્યો. તેણે પાંચ વર્ષ રાજ્ય કર્યું. એની કારકિર્દીમાં શીખ લોકો પ્રબળ થયા. તેઓને દાબી દેવા માટે બહાદુરશાહે જેપુર, જોધપુર અને ઉદેપુરના રજપૂત રાજ્યો સાથે સલાહ કરી તેમની મદદ મેળવી.

**શીખ લોકનો ઉદયઃ**—૧૫ મા સૈકામાં ગુરુ નાનકે પંજાબમાં શીખ ધર્મની સ્થાપના કરી હતી. એકેશ્વરી મત સ્વીકારી હિંદુ મુસલમાનોને એક કરવાનો ગુરુ નાનકનો હેતુ હતો. એ હેતુ સાધ્ય કરવા નાનકે પોતાના નવા ધર્મમાં મૂર્તિપૂજા અને ગોવધને નિષિદ્ધ ઠરાવ્યાં. ગુરુ નાનકના અનુયાયીઓ શીખ કહેવાય છે. જહાંગીરના વખતમાં શીખ લોકોનું પહેલું મંદિર અમૃતસરમાં બંધાયું હતું. શીખ લોકનો 'ગ્રંથસાહેબ' નામનો ધર્મગ્રંથ પણ તેજ અરસામાં રચાયો હતો.

**મોગલ રાજાઓનો વિરોધઃ**—શીખ લોકોનો પંથ વૃદ્ધિ પામતો ગયો. એટલે મુસલમાનો સાથે તે અથડામણમાં આવવા લાગ્યો. ઈ. સ. ૧૬૦૬

માં મોગલોએ શીખોના પાંચમા ગુરુને મારી નાંખ્યા. ત્યારપછી હરગોવિંદ નામનો એક શીખ નેતા પ્રસિદ્ધિમાં આવ્યો. તેણે શીખ પંથને લશ્કરી વલણ આપ્યું. ઔરંગઝેબની કારકિર્દીમાં શીખ લોકોની 'ખાલસા' નામની ફોજ તૈયાર થઈ. ઔરંગઝેબનાજ સમયમાં ઈ. સ. ૧૬૭૫ માં શીખોના નવમા ગુરુ તેજબહાદુર મોગલોને હાથે માર્યા ગયા. દસમા ગુરુ ગુરુગોવિંદે ઈ. સ. ૧૬૭૫ થી ૧૭૦૮ સુધીમાં શીખ પંથના લોકોની સંખ્યામાં ઘણો વધારો કર્યો હતો. આખા પંજાબમાં શીખ પંથનો ફેલાવો થઈ ગયો. ગુરુગોવિંદને મોગલોએ ઘણા હેરાન કરવા માંડ્યા ત્યારે શીખો ઠેઠ દિલ્હી સુધી હુમલા લઈ જવા લાગ્યા.

**શીખ લોકોપર સ્વારી:**—બહાદુરશાહ ગાદીપર આવ્યો ત્યારે બંદા નામનો શીખોનો સરદાર હતો. તેના નેતૃત્વ નીચે શીખો મોગલોને બહુ હેરાન કરવા લાગ્યા. ત્યારે ઈ. સ. ૧૭૧૦ માં બહાદુરશાહે પંજાબપર સ્વારી મોકલી. શીખોની હાર થવાથી તેઓને ડુંગરી મુલકમાં નાસી જવું પડ્યું. પણ આ વખત પછી શીખલોકનું જોર ઘણું વધ્યું અને તેઓ મોગલોના કટ્ટા શત્રુ થઈ રહ્યા. બહાદુરશાહ ઈ. સ. ૧૭૧૨ માં મરણ પામ્યો.

**સૈયદ બંધુઓનો ઉદય:**—બહાદુરશાહના મરણ પછી તેના છોકરાઓ ગાદીને માટે લડવા લાગ્યા. એ લડાઈમાં ત્રણ છોકરા માર્યા ગયા. ચોથો છોકરો જહાંદારશાહ ઝુલફિકારખાનની સહાયથી ગાદીપર બેઠો. આ પાદશાહ હઠીલો, ક્રૂર અને દુરાચારી હતો. તેનાં કૃત્યોથી પ્રજા નારાજ થઈ. જહાંદારશાહનો ભત્રીજો ફરૂખ્શીઅર આ વખતે બંગાળામાં હતો. બહાર અને અલાહાબાદના સૂબેદાર હુસેન અને અબદુલ્લા નામના બે સૈયદ ભાઇઓ હતા. તેઓ ફરૂખ્શીઅરને મદદ કરવા તૈયાર થયા. તેમની કુમકથી ફરૂખ્શીઅરે આગ્રા આગળ પાદશાહી સૈન્યને હરાવ્યું અને જહાંદારશાહને અને ઝુલફિકારખાનને ઠાર માર્યા.

**ફરૂખ્શીઅરની કારકિર્દી:**—જહાંદારશાહને ઠાર મારી ફરૂખ્શીઅર પાદશાહ થયો. સર્વ સત્તા સૈયદભાઇઓના હાથમાં જવાથી પાદશાહ તેઓના હાથમાં રમકડું થઈ રહ્યો. ફરૂખ્શીઅરની કારકિર્દીમાં શીખ સરદાર બંદા જોરપર આવ્યો હતો. પાદશાહે તેનાપર સ્વારી કરી. એ સ્વારીમાં બંદા જાતે

અને એક હજાર શીખ સૈનિકો માર્યા ગયા. ધીમેધીમે સૈયદબંધુઓનું જોર ઘણું વધી જવાથી ફરૂખ્શીઅર તેમનો નાશ કરવા પ્રવૃત થયો, અને તે માટે તરકટ કરવા લાગ્યો. આ તરકટની ખબર પડતાંજ સૈયદોએ ફરૂખ્શી-અરનો વધ કર્યો. અને એક પછી એક એમ બે પાદશાહને ગાદીપર બેસાડ્યા અને પદભ્રષ્ટ કર્યા. છેવટે તેઓએ બહાદુરશાહના પૌત્ર મહંમદશાહને પાદશાહ બનાવ્યો.

---

# પ્રકરણ ૧૬ મું.

## મહંમદશાહ ( ૧૭૧૯—૧૭૪૮ ).

**સૈયદ ભાઈઓનો વધ: નિઝામઉલમુલ્કનો ઉદય:**—ગાદી પર બેઠા પછી કેટલેક કાળે મહંમદશાહ સૈયદો પર કોપાયમાન થયો. સૈયદ અબદુલ્લા પ્રધાનવટું કરતો હતો અને સૈયદ હુસેન સેનાપતિ અને દક્ષિણનો સૂબેદાર હતો. દરબારમાં એ બે ભાઈઓના ઘણા શત્રુ હતા. તેમાં કમરૂદીન નામનો એક સરદાર હતો. ફરૂખ્શીઅરના ખૂનમાં તેણે સૈયદોને મદદ કરી હતી. એ મદદના બદલામાં તેને નિઝામઉલમુલ્કનો માનવંતો ખિતાબ મળ્યો હતો.

દિલ્હી દરબારમાં પોતાની વિરુદ્ધ કાવતરૂં ઉભું થાય છે એ જાણી હુસેન-અલીએ મરાઠા સાથે દોસ્તી કરી, અને મહંમદશાહ પાસે તેમને સ્વરાજ્યની સનદ અપાવી. આ વાત નિઝામઉલમુલ્કને પસંદ પડી નહિ. તેથી સૈયદ બિરાદરોની વિરુદ્ધ જે કાવતરૂં રચાયું હતું તેમાં તે પણ સામેલ થયો. આ વખતે નિઝામઉલમુલ્ક દખ્ખણમાંજ હતો. તેને શિક્ષા કરવા માટે હુસેન દક્ષિણમાં જવા નીકળ્યો. પણ કાવતરાંખોરને હાથે વાટમાંજ તેનું ખૂન થયું. ત્યારપછી પાદશાહે અબદુલ્લાને કેદ કર્યો.

સૈયદભાઇઓનો નાશ થયા પછી બે ત્રણ વર્ષ નિઝામઉલમુલ્કે કારભાર ચલાવ્યો. મહંમદશાહ પાદશાહતને મજબૂત કરવાને બદલે મોજશોખમાં મચ્યો રહ્યો. પાદશાહના આવાં વર્તનથી નારાજ થઈ નિઝામઉલમુલ્ક દક્ષિ-ણમાં ચાલી ગયો. અને ત્યાં જઈ તેણે હૈદરાબાદમાં ૧૭૨૪ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. નિઝામઉલમુલ્ક મરાઠાનો કટ્ટો વિરોધી હતો.

**મરાઠા સાથે હરિફાઇઃ**—દિલ્હીમાં જ્યારે બહાદુરશાહ રાજ્ય કરતો હતો ત્યારે સંભાજીનો છોકરો શાહૂ મરાઠાઓનો રાજા હતો. તેના દિવાન પેશ્વા બાલાજી વિશ્વનાથે સૈયદ હુસેન મારફત મહંમદશાહ પાસેથી સ્વરાજ્યની સનદ મેળવી મરાઠાશાહીનું જોર વધાર્યું હતું. બાળાજી વિશ્વનાથ પછી બીજો પેશ્વા બાજીરાવ થયો. દક્ષિણમાં નિઝામના કાવાદાવા તોડવામાં બાજીરાવનાં દસ વર્ષ ગયાં. ત્યારપછી તેણે ઉત્તર તરફ ચઢાઈઓ કરવાની શરૂઆત કરી. માળવા, ગુજરાત અને બુંદેલખંડમાં તેણે મરાઠા સત્તા બેસાડી. બાજીરાવનું વધતું જતું જોર જોઈ મહંમદશાહે તેનું જોર તોડવા નિઝામને બોલાવ્યો. પણ ઈ. સ. ૧૭૩૮ માં ભોપાળ આગળ બાજીરાવે નિઝામને હરાવ્યો. મરાઠા સરદાર સિંધિઆ, હોલકર અને ગાયકવાડે ગુજરાત અને માળવા પ્રાંતો કાયમ માટે કબજે કરી લીધા. આને લીધે દિલ્હીના પાદશાહની સત્તા નબળી થતી ચાલી.

**નાદિરશાહની સ્વારી** (૧૭૩૯):—આ પ્રમાણે મરાઠાઓની ચઢતી થતી જવાને લીધે મોગલ પાદશાહીનો પ્રભાવ ઓછો થતો જતો હતો. તેવામાં ઈરાનના પાદશાહ નાદિરશાહે દિલ્હીપર સ્વારી કરી. મહંમદશાહ સામે થવા શક્તિમાન ન હોવાથી તેણે મોટી રકમ આપવાનું કહી નાદિરશાહનું મોટા માનથી સ્વાગત કર્યું. બીજે દિવસે દિલ્હીમાં નાદિરશાહના મરણની ખોટી અફવા ઉડી, એટલે દિલ્હીના લોકોએ નાદિરશાહના લશ્કરપર હુમલા કરવા માંડ્યા. આ હુમલાની વાત કાને પડતાંજ નાદિરશાહ ગરમ થઈ ગયો અને તેણે દિલ્હીના લોકની કતલ ચલાવવાનો પોતાના સૈન્યને હુકમ કર્યો. મોગલ રાજ્યધાનીમાં લોહીની નદીઓ વહેવા લાગી. ત્રણ કલાકમાં ત્રીસ હજાર લોક કતલ થઈ ગયા. ઠેકાણે ઠેકાણે આગ લગાડવામાં આવી અને આખું શહેર લૂંટાયું. છેવટે મહંમદશાહે હાથ જોડી નાદિરશાહની માફી માગી. ત્યારે નાદિરશાહે કતલ અટકાવી. નાદિરશાહ દિલ્હીમાં લગભગ બે મહિના રહ્યો. તેટલામાં તેણે ત્રીસ કરોડની લૂંટ એકઠી કરી. નાદિરશાહ 'તખ્તે તાઉસ' કે 'મયૂરાસન' અને કોહીનૂર હીરોપણ પોતાની સાથે ઈરાન લઈ ગયો.

**મોગલ પાદશાહીની પડતી:**—નાદિરશાહની સ્વારીથી મોગલ પાદશાહત દોદળી થઈ ગઈ. સિંધુનદીની પેલી તરફનો મુલક નાદિરશાહે પોતાના

રાજ્ય સાથે જોડી દીધો. ત્યારપછી ટુંક મુદતમાં નાદિરશાહ મરણ પામ્યો, ત્યારે તેનો સેનાપતિ અહંમદશાહ અબ્દલ્લી કાબુલનો રાજા થઈ બેઠો. પછી અહંમદશાહે હિંદુસ્થાનપર સ્વારી કરવા માંડી. પંજાબમાં શીખલોકો માથું ઉચ્ચું કરવા લાગ્યા. મોગલ રાજ્યના તાબાનાં રજપૂત રાજ્યો સ્વતંત્ર થવા લાગ્યાં. રોહિલખંડમાં રોહિલા લોક જોરપર આવ્યા. ત્યારપછી અયોધ્યાનો સૂબો સફદરજંગ અને બંગાળાનો સૂબો અલિવર્દિખાન અયોધ્યા અને બંગાળાના સ્વતંત્ર નવાબ થઈ પડ્યા. દક્ષિણમાં મરાઠા અને નિઝામ તો ક્યારના સ્વતંત્ર થઈ પડ્યાજ હતા. નાદિરશાહની સ્વારી પછી નાગપુરનો રઘૂજી ભોંસલે બંગાળા અને બહારપર ઉપરાઉપરી સ્વારી કરવા લાગ્યો. મહંમદશાહે નાનાસાહેબ પેશ્વા પાસે રઘૂજી ભોંસલેને શિક્ષા કરાવી. તે કામબદલ પાદશાહે પેશ્વાને માળવા પ્રાંતની સનદ આપી.

**અગત્યના રાજકીય બનાવઃ**—ઈ. સ. ૧૭૪૮ નું વર્ષ હિંદુસ્થાનના ઇતિહાસમાં ઘણું અગત્યનું વર્ષ ગણાય છે. એ વર્ષમાં હિંદુસ્થાનમાં ઘણા ફેરફારો થયા. મરાઠા રાજા શાહૂ મરણ પામવાથી સન ૧૭૪૯ માં મરાઠા સત્તાનું કેંદ્રસ્થાન પેશ્વાનું પુણા થયું. એજ વર્ષમાં હૈદરાબાદનો નિઝામ નિઝામઉલમુલ્ક મરણ પામ્યો. એટલે હૈદરાબાદમાં અને આર્કટમાં ગાદીના વારસાને માટે લડાઈ સળગી. આ ભાંજગડમાં અંગ્રેજો અને ફ્રેંચોએ ભાગ લીધો. એજ સાલથી અહંમદશાહ અબ્દલ્લીની સ્વારીની શરૂઆત થઈ. આખરે અહંમદશાહે ઈ. સ. ૧૭૬૧ માં પાણિપતની લડાઈમાં મરાઠાઓને સખ્ત હાર આપી. આજ અરસામાં અંગ્રેજોએ ફ્રેંચોને હરાવી કર્ણાટકમાં અને બંગાળામાં પોતાની સત્તા જમાવી.

---

# પ્રકરણ ૧૭ મું.

## અહંમદશાહ (૧૭૪૮–૧૭૫૪); આલમગીર (૧૭૫૪–૧૭૬૧); શાહઆલમ (૧૭૬૧–૧૮૦૬).

**મીર શાહબુદ્દીન અને નજીબખાનઃ**—મહંમદશાહ પછી તેનો છોકરો અહંમદશાહ રાજ્ય કરવા લાગ્યો. તે એદી અને મોજીલો હતો. તેથી

અયોધ્યાનો નવાબ સફદરજંગ વઝીરનું કામકાજ કરતો હતો. ઈ. સ. ૧૭૫૧ માં અબદલીએ બીજી સ્વારી કરી સિંધ અને મુલતાન પ્રાંત હસ્તગત કરી લીધા. ઈ. સ. ૧૭૫૪ માં સફદરજંગ મરણ પામ્યો ત્યારે તેનો છોકરો શુજાઉદ્દૌલા સ્વતંત્ર નવાબ તરીકે અયોધ્યામાં રાજ્ય કરવા લાગ્યો. તેથી નિઝામઉલમુલ્કના પૌત્ર મીર શાહબુદ્દીનને વઝીરાત મળી. તેણે અહંમદશાહને મારી નાંખ્યો અને જહાંદારશાહના છોકરાને બીજા આલમગીરના નામથી પાદશાહ બનાવ્યો.

દિલ્હી દરબારમાં રોહિલાઓનો સરદાર નજીબખાન મીરશાહબુદ્દીનનો પ્રતિસ્પર્ધી હતો. પોતાનો પક્ષ મજબૂત કરવાને માટે મીરશાહબુદ્દીને મરાઠા સાથે સંધિ કરી. ત્યારે નજીબખાને અહંમદશાહ અબદલી સાથે કારસ્થાન કરવા માંડ્યું. ઈ. સ. ૧૭૫૭ માં અબદલી દિલ્હીપર ચઢી આવ્યો અને ત્યાં તેણે મોટી કતલ ચલાવી. જતી વખતે તે નજીબખાનને વઝીરાત આપતો ગયો. લાહોરમાં પોતાના છોકરા ઝમાનશાહને મૂકી અબદલી પાછો કાબુલ ગયો.

**ઉદગીર અને પાણિપતની લડાઈઃ**—મીર શાહબુદ્દીને નાનાસાહેબ પેશ્વાના ભાઈ રાઘોબાની મદદ માગી. રાઘોબા ઉત્તરમાં સ્વારી લઈ ગયો અને તેણે અબદલીના માણસોને નસાડી મૂકયાં અને અટક સુધી તેમની પૂઠ પકડી. ઈ. સ. ૧૭૬૦ માં દક્ષિણમાં પણ ઉદગીરની લડાઈમાં નિઝામનો પરાજય કરી મરાઠાઓએ દિગ્વિજય કર્યો. પછી દિલ્હી દરબારમાંના બે પક્ષના મદદગારો મરાઠા અને અબદલી વચ્ચે ઈ. સ. ૧૭૬૧ માં પાણિપતના મેદાનમાં યુદ્ધ થયું. તેમાં મરાઠાઓની સજ્જડ હાર થઈ અને તેઓ હાલહવાલ થઈ ગયા. આ પ્રમાણે મરાઠાઓનું જોર નબળું પડવાથી આ અરસામાં બંગાળા અને કર્ણાટકમાં પગભર થતા અંગ્રેજોનો દહાડો સિકંદર થતો ચાલ્યો.

**અંગ્રેજો સાથે સંધિઃ**—પાણિપતની લડાઈ વખતે મીરશાહબુદ્દીને આલમગીર પાદશાહનું ખૂન કર્યું હતું. પછી આલમગીરના છોકરા અલીગોહરે શાહઆલમ નામ ધારણ કર્યુ. દિલ્હીમાં અંધાધુંધી હોવાથી તે કેટલોક વખત શુજાઉદ્દોલાના આશ્રયતળે રહ્યો. એ બંનેએ બહારપ્રાંત લેવા અંગ્રેજો સાથે

લડાઈ કરી. પરંતુ ઈ. સ. ૧૭૬૪ માં બકસારની લડાઈમાં તેઓ હારી ગયા. ત્યારપછી ઈ. સ. ૧૭૬૫ માં શાહઆલમ આલાહાબાદ આગળ અંગ્રેજો સાથે સંધિ કરી તેમના આશ્રયે રહેવા લાગ્યો.

**મહાદજી સિંધિઆઃ**—પાણિપતની લડાઈ પછી દિલ્હીમાં સર્વ સત્તા નજીબખાનના હાથમાં આવી હતી. આ વખતે જાટ લોકોએ આગ્રા જીતી લીધું. મહાદજી સિંધિઆએ ઉત્તર હિંદુસ્થાનમાં પાછો મરાઠા દોર બેસાડ્યો. ઈ. સ. ૧૭૭૧ માં તેણે શાહઆલમને દિલ્હી લાવી ગાદીપર બેસાડ્યો. પુણામાં નારાયણરાવ પેશ્વાનું ખૂન થયું ત્યારે પુણામાં ખટપટ ઉભી થઈ તેમાં અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ લઈ પુણા દરબાર સામે લડાઈ જાહેર કરી. આવી ખબર પડતાં મહાદજી દક્ષિણમાં જવા નીકળ્યો. સિંધિઆ દિલ્હીથી ગયો એટલે દિલ્હીમાં પાછી ખટપટ શરૂ થઈ. ત્યાં બે પક્ષ પડ્યા હતા. નજીબખાનનો પૌત્ર ગુલામ કાદર નિર્દય અને ખૂની હતો. તે સિંધિઆનો વિરોધી હતો. શાહઆલમ સિંધિઆના રક્ષણતળે ગયો તે માટે ગુલામ કાદરે પાદશાહની આંખો ફોડી નાંખી તેને આંધળો કર્યો, અને તેની બેગમોને ઘણું દુઃખ દીધું. ઈ. સ. ૧૭૮૮માં મહાદજી સિંધિઆએ ગુલામ કાદરને ઠાર મારી શાહઆલમને મુક્ત કર્યો. સિંધિઆની મદદથી શાહઆલમે ઈ. સ. ૧૮૦૩ સુધી દિલ્હીમાં રાજ્ય કર્યું. પછી અંગ્રેજોએ સિંધિઆને હરાવ્યો, અને ત્યારથી દિલ્હીમાં અંગ્રેજો સત્તાધીશ થયા. તેમણે શાહઆલમને વર્ષાસન બાંધી આપી પદભ્રષ્ટ કર્યો. શાહઆલમ દિલ્હીમાં ૧૮૦૬ માં મરણ પામ્યો.

**શાહઆલમના વંશજોઃ**—શાહઆલમના છોકરા અકબર બીજાને વર્ષાસન આપવું અંગ્રેજોએ ચાલુ રાખ્યું. તે ઈ. સ. ૧૮૩૭ માં મરણ પામ્યો ત્યારે તેના છોકરા બીજા બહાદુરશાહને વર્ષાસન મળવા લાગ્યું. પણ સને ૧૮૫૭ ના બળવામાં સામેલ થવાને લીધે તેનું વર્ષાસન બંધ થયું, અને તેને રંગૂનમાં નજર કેદ રાખવામાં આવ્યો. અને એ રીતે મોગલ વંશનો અંત આવ્યો.

---

# ભાગ ચોથો.



# મરાઠા સમય.



## પ્રકરણ ૧ લું.

### મરાઠાનો ઉત્કર્ષ.

**મહારાષ્ટ્રઃ**—પ્રાચીનકાળમાં મહારાષ્ટ્રમાં મહારાષ્ટ્રિક નામના લોક રાજ્ય કરતા હતા. તે ઉપરથી એ પ્રદેશનું નામ મહારાષ્ટ્ર પડ્યું અને ત્યાંના લોકો મરાઠા કહેવાયા. ઉત્તર દક્ષિણ સાતપુડાથી ગોવા સુધી અને પૂર્વપશ્ચિમ અરબી સમુદ્રથી વર્ધા નદી સુધી મહારાષ્ટ્રનો વિસ્તાર છે. તેમાં સમુદ્ર કિનારેથી ચાળીસ માઈલને છેટે સહ્યાદ્રિપર્વતની હાર ઉત્તર દક્ષિણ પથરાયલી છે. તેથી કોંકણ, માવળ અને દેશ એ નામના મહારાષ્ટ્રના ત્રણ વિભાગ પડેલા છે.

**મરાઠા સરદારોઃ**—ઘણાં વર્ષ પૂર્વે આ પ્રદેશમાં શાલિવાહન, ચાલુક્ય અને રાષ્ટ્રકૂટ નામનાં રાજવંશો રાજ્ય કરતા હતા. ત્યારપછી કેટલેક કાળે દેવગિરીમાં યાદવ કુળનો ઉદય થયો. પછી ચૌદમા સૈકામાં યાદવોનો નાશ થયો, પછી બ્રાહ્મણી સુલતાનો રાજ્ય કરવા લાગ્યા. સોળમા સૈકાના આરંભમાં બ્રાહ્મણી રાજ્ય તૂટી તેમાંથી પાંચ જુદાં જુદાં રાજ્યો થયાં. એ પાંચમાંના અહમદનગરનું નિઝામશાહી, બિજાપુરનું આદિલશાહી અને ગોવલકોંડાનું કુતુબશાહી, એ ત્રણ રાજ્યો વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યાં. મહારાષ્ટ્રમાં આદિલશાહી અને નિઝામશાહીનો અમલ ચાલતો હતો.

કાળાંતરે મુસલમાન સરદારો આળસુ અને મોજશોખી થયા. તેઓમાં પરદેશી અને દક્ષિણી એવો ભેદ પડ્યો અને તેઓ માંહોમાંહિ લડવા લાગ્યા. એવી સ્થિતિમાં તેઓ બહાદુર અને વિશ્વાસુ મરાઠા સરદારોને મુલ્કી અને લશ્કરી નોકરીમાં રાખવા લાગ્યા. પોતાની લાયકાતના બળે મરાઠાઓ એ સુલતાનોના રાજ્યમાં દિવાન અને સેનાપતિ પણ થયા. વળી એજ અરસામાં જ્ઞાનેશ્વર જેવો સંત ઉત્પન્ન થયો. તેના ઉપદેશથી મરાઠાઓ બહુ પરાક્રમી થયા.

**માલોજીનો ઉદય**:—આ કાળમાં જે મરાઠા સરદારોનો ઉદય થયો તેમાં વેરૂળના ભોંસલે કુળની ગણના થવા લાગી. આ કુળમાં માલોજી ભોંસલે નામનો પુરુષ ઈ. સ. ૧૫૭૭ પછી પ્રસિદ્ધિમાં આવ્યો. અહમદનગરના સુલતાન મૂર્તિજાના લશ્કરમાં તે નોકરીએ રહ્યો. સુલતાનનો મુખ્ય મરાઠા સરદાર લખૂજી જાદવરાવની સાથે તેને સ્નેહ થયો. લખૂજીએ ફલટણકર નિંબાલકરની બેન દીપાબાઈની જોડે માલોજીનું લગ્ન કરાવ્યું. લગ્ન પછી ઘણા વખત સુધી માલોજીને કંઈ સંતાન થયું નહિ. ત્યારે તેણે શાહશરીફ નામના પીરની બાધા લીધી. પછી તેને બે છોકરા થયા. તેમનાં નામ તેણે ‘ શાહજી ’ અને ‘ શરીફજી ’ રાખ્યાં. માલોજીના કામકાજથી ખુશી થઈ નિઝામશાહે તેને પુણા-સુપા પ્રાંતની જાગીર આપી અને પાંચ હજારની મનસબદારી આપી. અને શાહજીનું લગ્ન લખૂજી જાદવરાવની છોકરી જિજાબાઈ સાથે યોજી આપ્યું ( ૧૬૦૪ ). પંદર વર્ષ સુધી માલોજીએ નિઝામશાહીના વજીર મલેકઅંબરને મદદ કરી. પછી ઇ. સ. ૧૬૨૦ માં માલોજી મરણ પામ્યો.

**શાહજીની કામગીરી** ( ૧૬૨૦–૧૬૬૪ ):—જ્યારે મોગલ પાદશાહ નિઝામશાહીપર સ્વારી લાવ્યો ત્યારે તેની સામે માલોજી પછી શાહજીએ ઘણી ટક્કર ઝીલી. પણ પાદશાહના સૈન્યનું જોર પુષ્કળ હોવાથી મલેકઅંબરની હાર થઈ. ત્યારે લખૂજી જાદવરાવ તેને છોડી પાદશાહના પક્ષમાં ગયો. પણ શાહજી તો મલેકઅંબરને વળગી રહ્યો. મલેકઅંબર ઈ. સ. ૧૬૨૬ માં મરી ગયો. પછી તેનો છોકરો ફત્તેહખાન વજીરાત કરવા લાગ્યો. પરંતુ તે નાલાયક નીવડવાથી શાહજહાનની સામે નિઝામશાહીનો બચાવ કરવાનું કામ શાહજી પર આવી પડ્યું. એ ફરજ બજાવવામાં તેનાપર અનેક મુશ્કેલીઓ આવી પડી

હતી. એકવાર તો તેને જિજાબાઇને શિવનેરીના કિલ્લામાં એકલી રાખી ત્યાંથી નીકળી જવું પડ્યું હતું. એવી સ્થિતિમાં આ કિલ્લામાં પ્રતાપી શિવાજીનો જન્મ થયો ( ૧૬૩૦ ). શાહજીએ નિઝામશાહી માટે જીવતોડ મહેનત કરી પરંતુ મૂર્તિજા અને ફત્તેહખાનના મૂર્ખપણાને લીધે તેની બધી મહેનત બરબાદ ગઈ. પછી મૂર્તિજાનું ખૂન કરી ફત્તેહખાન શાહજહાનને જઈ મળ્યો.

ત્યારે શાહજી આદિલશાહીના વજીર મુરાર જગદેવ સાથે મળી ગયો. શાહજીએ પોતાની જુમ્મેદારી પર એક રાજકુટુંબના બાળકને અહમદનગરની ગાદીપર બેસાડ્યો, અને આદિલશાહની મદદથી પાદશાહી સૈન્યસાથે લડ્યો. પરંતુ આદિલશાહમાં દમ નહિ હતો. તેણે શાહજહાન સાથે સંધિ કરી અને તે બંનેએ નિઝામશાહી રાજ્યને વહેંચી લીધું.

શાહજીનું પરાક્રમ અને તેની વફાદારી જોઈ આદિલશાહે તેને પોતાના દરબારમાં બોલાવ્યો અને કર્ણાટકનો સૂબેદાર બનાવ્યો. કર્ણાટકમાં શાહજીએ પોતાની કારકિર્દીથી ઘણી નામના મેળવી અને તે એક રાજા પ્રમાણે રહેવા લાગ્યો. કર્ણાટકમાં જતાં પહેલાં શાહજીએ મોહિતેની તુકાબાઈ સાથે લગ્ન કર્યું. સુપા પ્રાંતની જાગીર તેણે જિજીબાઇને આપી અને તેનો કારભાર દાદાજી કોંડદેવને સોંપ્યો. એ બંનેએ જાગીરની વ્યવસ્થા ઉત્તમ રીતે કરી અને શિવાજીને યોગ્ય શિક્ષણ આપ્યું. શાહજી ઈ. સ. ૧૬૬૪ માં કર્ણાટકમાં મરણ પામ્યો.

**યોગ્યતાઃ**—શાહજી હોશીઆર અને પરાક્રમી સેનાપતિ હતો. તેની સાથે તે બડો મુત્સદ્દી પણ હતો. મોગલરાજ્ય સામે ટક્કર ઝીલીને તેણે મરાઠાઓમાં વીરતા ઉત્પન્ન કરી. શાહજીએ તેના પરાક્રમથી દક્ષિણમાં સ્વરાજ સ્થાપવા માટે ભૂમિકા તૈયાર કરી આપી. મરણ સમયે શાહજીને જિજાબાઈનો શિવાજી અને તુકાબાઈનો વ્યંકોજી નામના બે દીકરા હતા. વ્યંકોજીને કર્ણાટકમાંની જાગીર મળી હતી.

---

# પ્રકરણ ૨ જું.

## સ્વરાજ્ય સંસ્થાપક શિવાજી.

**બાળપણ અને શિક્ષણ:**—જિજાબાઈ અને દાદાજી કોંડદેવે ઘણી કાળજીથી શિવાજીને ઉછેર્યો. શિવાજી દશ વર્ષનો થયો ત્યારે શાહજીએ જિજાબાઇને શિવાજી સાથે બિજાપુર બોલાવી અને નિંબાળકરની છોકરી સઈબાઈ સાથે શિવાજીનું લગ્ન કર્યું. ત્યાંથી પાછી આવી જિજાબાઈ પુણામાં શિવાજી સાથે રહેવા લાગી. પુણા સુપાની જાગીરનો વહીવટ દાદાજી સારી રીતે કરતો હતો. ખેતીમાં સુધારા કરી તેણે જાગીરની ઉપજ વધારી હતી. જાગીરનું રક્ષણ કરવાને માટે તેણે માવળાનું સૈન્ય ઉભું કર્યું હતું. શિવાજીને શિક્ષણ આપવામાં પણ દાદાજીએ ઘણી કાળજી રાખી હતી. દેશમુખ કુટુંબના તાનાજી માલુસરે, યેસાજી કંક, બાજી પાસલકર વગેરે છોકરાઓસાથે તેણે શિવાજીને પણ ક્ષાત્રવિદ્યાનું શિક્ષણ આપ્યું. તેઓની સાથે શિકારે મોકલી દાદાજીએ શિવાજીને સહ્યાદ્રિમાં ઠેકાણે ઠેકાણે આવેલા કિલ્લા કોટની માહિતી કરાવી. જિજાબાઇએ શિવાજીને રામાયણ અને મહાભારતમાંની કથાઓ સંભળાવીને શિવાજીમાં સ્વરાજ્યપ્રેમ અને ધર્માભિમાન ઉત્પન્ન કર્યાં હતાં.



શિવાજી

**સ્વરાજ્યનું ધ્યેય:**—શિક્ષણ પૂરૂં થતાં કયો ધંધો કરવો એ પ્રશ્ન શિવાજી આગળ આવી ખડો થયો. મોગલ દરબારની કે આદિલશાહી દરબારની નોકરી કરવાથી જિંદગી સુખ અને વૈભવમાં જાય એમ હતું. પરંતુ પૂર્ણ વિચાર કરીને તાબેદારી નોકરી કરવાને બદલે સ્વરાજ્ય સ્થાપવાનો ઠરાવ શિવાજીએ કર્યો.

મુસલમાની સત્તાના ઋણાનુંબંધી જૂના મરાઠા સરદારોની મદદ આપણને મળવાની નથી એમ તે જાણતો હતો. તેથી તેણે બહાદુર અને વિશ્વાસુ માવળાલોકોને એકઠા કર્યા. જબરા લશ્કરી બળવાળા મુસલમાનો સામે લડવાનું હતું. તેમના લશ્કરોની સામે ઉભા રહી લડવામાં ફ્વાશે નહિ એમ તે બરાબર સમજતો હતો. તેથી તેમની સાથે નાસભાગની રીતથી લડવાનો ઠરાવ તેણે કર્યો. એ કામમાટે એના માવળાઓ ઘણા ઉપયોગી થઈ પડ્યા. નાસભાગની લડાઇમાટે તેઓ બરાબર લાયક હતા. સહ્યાદ્રિ પર્વતોનાં ખીણ કોતરોથી તેઓ માહિતગાર હતા. તેથી એ પહાડી પ્રદેશનો આશરો લઈ શિવાજીએ સ્વરાજ્યની લડાઈ શરૂ કરી. શિવાજીની જાગીરનો મુલક નિઝામ-શાહીમાંથી આદિલશાહીમાં ગયાને હજુ બહુ સમય થયો નહોતો. એટલે તે પ્રદેશના કિલ્લાકોટમાં હજુસુધી આદિલશાહી તરફથી પૂરેપૂરો બંદોબસ્ત થયો નહોતો. જે કંઈ બંદોબસ્ત હતો તે શાહજીનોજ કરેલો હતો. સ્વતંત્ર સ્વરાજ્ય સ્થાપવા શિવાજી બહાર પડ્યો છે એમ જાણતાંજ આદિલશાહી સુલતાન તેને જેર કરવા સૈન્ય મોકલશે; તે સૈન્ય હંમેશને રસ્તેજ આવશે એમ શિવાજી બરાબર જાણતો હતો. તેથી પોતાની જાગીરની સરહદપર આવેલા કોંડાણા, તોરણા, વગેરે કિલ્લા પ્રથમ કબજે કરી લેવાની ખટપટ શિવાજી કરવા લાગ્યો.

**સ્વરાજ્યનું મુહૂર્તઃ**—આ વખત શિવાજીની ઉમ્મર માત્ર સોળ વર્ષની હતી. ઈ. સ. ૧૬૪૬ માં તેણે તોરણાનો કિલ્લો બેધડક સર કરી લીધો. એની હિમ્મત અને એનું સાહસ જોઈ દાદાજી કોંડદેવના ઓળખીતા કુટુંબોના જુવાન વીર પુત્રો મોરોપંત પિંગળે, અનાજી દત્તો અને નિળાજી પંડિત શિવાજીને આવી મળ્યા. તોરણાના કિલ્લામાંથી શિવાજીને પુષ્કળ દ્રવ્ય મળ્યું. એ પૈસામાંથી તેણે રાયગઢનો કિલ્લો બાંધ્યો અને નવું સૈન્ય ઉભું કર્યું. શિવાજીની આવી વર્તણૂક જાણી આદિલશાહે શાહજી પાસે દાદાજી કોંડદેવ પર એક પત્ર લખાવ્યો. પણ શિવાજીને જિજાબાઇનો ટેકો હતો તેથી દાદાજીનું કંઈ ચાલ્યું નહિ. શિવાજીને નુકસાન થશે એવી ચિંતા તેને ઉત્પન્ન થઈ. અને તે દુખી થયો. કંઈ કરતાં શિવાજી સાંભળતોજ નથી એમ જોઈ છેવટે તેણે સર્વને પાસે બોલાવ્યા અને તેમનાં દેખતાં શિવાજીને આશીર્વાદ આપીને તેણે દેહ છોડ્યો.

---

# પ્રકરણ ૩ જું.

## સ્વરાજ્યનો આરંભ અને ચઢતી.

**ચઢાઇનો આરંભઃ**—તાબડતોબ શિવાજીએ ચાકણ, કોંડાણા અને પુરંદર નામના સરહદ પરના કિલ્લા હસ્તગત કરી લીધા. દાદાજી કોંડદેવે જાગીરના વહીવટમાંથી સારી સિલક એકઠી કરી હતી તેનો ઉપયોગ તેણે નવું સૈન્ય ઉભું કરવામાં કર્યો. આમ પૂર્ણ તૈયારી કર્યા પછી તે નિડરપણે વર્તવા લાગ્યો. કલ્યાણથી બિજાપુર જતો સરકારી ખજાનો તેણે લૂંટી લીધો. પછી ઘાટપરથી નીચે ઉતરી તેણે રાજાપુર શહેર લૂંટ્યું. આ સ્વારી વખતે બાળાજી આવજી ચિત્રે નામનો વિશ્વાસુ અને હોશીઆર માણસ શિવાજીને મળ્યો. શિવાજીએ તેને ચિટનિસનું કામ સોંપ્યું. આબાજી સોનદેવ નામના સેનાપતિએ કલ્યાણ પ્રાંત જીતી લીધો.

**ચંદ્રરાવનું મૃત્યુઃ**—શિવાજીને બંડ કરતો અટકાવવા માટે આદિલશાહે મુધોળના બાજી ઘોરપડે પાસે શાહજીને પકડી મંગાવ્યો અને તેને બિજાપુરમાં અંધારી કોટડીમાં પૂર્યો. ત્યારે આદિલશાહીનું જોર તોડવાનો આ વખત છે એમ શાહજહાનને સમજાવીને શિવાજીએ તેની મદદ મેળવી શાહજીને મુક્ત કરાવ્યો. તોપણ શાહજીને બીજાં ચાર વર્ષ બિજાપુરમાંજ રહેવું પડ્યું. આદિલશાહે જાવલીના સરદાર ચંદ્રરાવ પાસે શિવાજીને પકડાવવાની કોશિશ કરી પણ તેમાં તે પાર પડ્યો નહિ.

આ વખતે ઔરંગઝેબ દક્ષિણનો સૂબેદાર હતો. તે પણ આદિલશાહીની વિરુદ્ધ હતો. શિવાજી પોતાને મોગલોનો એક સરદાર કહેતો તેથી ઔરંગઝેબનો અંદરખાનેથી તેને ટેકો હતો. ઈ. સ. ૧૬૫૭ માં શાહજહાન માંદો પડ્યો ત્યારે ઔરંગઝેબ દિલ્હી ગયો. દરમ્યાન કર્ણાટકમાં બખેડા થવા લાગ્યા. ત્યારે આદિલશાહે શાહજીને ત્યાં મોકલ્યો. આમ શાહજી બિજાપુરમાંથી છૂટ્યો એટલે શિવાજીને બાપની સલામતીની ચિંતા ગઈ. પછી તેણે ચંદ્રરાવનો ઘાટ ઘડવાનું નક્કી કર્યું. શિવાજીએ ચંદ્રરાવ સાથે વાટાઘાટ કરવા એક વકીલને મહાબળેશ્વર મોકલ્યો. ત્યાં બોલાચાલી થઈ અને બોલાચાલી ઉપરથી તેઓ હાથોહાથ આવી ગયા. તેમાં ચંદ્રરાવ માર્યો ગયો. આ બનાવ

પછી જાવળીપ્રાંત લઈ શિવાજીએ પ્રતાપગઢનો કિલ્લો બાંધ્યો, અને તેમાં દેવી ભવાનીનું મંદિર બાંધ્યું.

**અફઝલખાનનો વધ** ( ૧૬૫૯ ):—શિવાજીના કાર્યોથી આદિલશાહને ઘણો રોષ ચઢ્યો. તેણે દરબાર ભર્યો અને દરબારમાં શિવાજીને મહાત કરવાનું બીડું ફેરવ્યું. એ દરબારમાં અફઝલખાન નામનો એક સરદાર હતો. તે જાવળી–મહાબળેશ્વરના પ્રદેશથી સારીરીતે વાકેફ હતો. તેથી શિવાજીને જેર કરવાનું બીડું તેણે ઝડપ્યું. મોટું સૈન્ય લઈ અફઝલખાન નીકળ્યો. વાઈ મુકામે તેણે પડાવ કર્યો. આ વખતે શિવાજી પ્રતાપગઢમાં હતો. ખાને એક કાગદ મોકલી શિવાજીને તાબે થવાનું કહેવડાવ્યું. શિવાજીએ શરણ થવાનું કબૂલ કર્યું, અને ખાનને મળવાની ઇચ્છા દર્શાવી. વગરલઢ્યે શિવાજી શરણ થાય છે એ જાણી અફઝલખાન રાજી રાજી થઈ ગયો. પ્રતાપગઢ પાસે ખીણમાં એક ભવ્ય તંબુમાં બંનેની મુલાકાત થઈ. બંનેનાં અંતઃકરણ શુદ્ધ નહિ હતાં. બંનેના પેટમાં પાપ હતું. ખાન શરીરે મજબૂત હતો. માટે તેણે હથિયાર સજ્યાં ન હતાં અને બખતર પહેર્યું નહોતું. પણ ભેટતાં શિવાજીને ચગદી નાંખવાનો તેનો વિચાર હતો. શિવાજીને બગલમાં લઈ ખાને દબાવવા માંડ્યો, ત્યારે શિવાજીએ ખાનના પેટમાં કટાર ઘોંચી ઘાલી તેને મારી નાંખ્યો. અને મોરોપંત પિંગળે અને નેતાજી પાલકર ખાનના સૈન્યપર તૂટી પડ્યા અને તેમણે તેને હરાવી નસાડી મૂક્યું. ખાનનો બધો લડાઈનો સામન શિવાજીના હાથમાં આવ્યો.

**જોહરસીધીની ચઢાઈ**:—જાવળી પચાવી પાડી શિવાજીએ કોલ્હાપુર કબજે કર્યું. અને અન્નાજી દત્તોની સહાયથી તેણે પન્હાળાનો કિલ્લો પણ સર કરી લીધો. આની ખબર પડતાં આદિલશાહ રાતોપીળો થઈ ગયો અને તેણે શિવાજીને કચડી નાંખવા ભારે તૈયારી કરી. તેણે સાવંતવાડીના ભોંસલેને અને જંજિરાના સીધીને શિવાજીના મુલક પર સ્વારી કરવા મોકલ્યા, અને જોહર નામના સીધી સેનાપતિને અફઝલખાનના છોકરા ફાઝલખાનની સાથે કોલ્હાપુર પર ચઢી જવા મોકલ્યો.

નેતાજી પાલકર જોહર સીધીનો રસ્તો રોકી ઉભો હતો, પણ તેનું કંઈ ચાલ્યું નહિ અને જોહરે શિવાજીને પન્હાળાના કિલ્લામાં ઘેરી લીધો. પણ એકરાત્રે

ઘણી ખૂબીથી શિવાજી ઘેરામાંથી નીકળી નાઠો. ફાઝલખાનને ખબર પડતાં તે તેની પાછળ પડ્યો અને ખીણમાં તેને ઘેરી લેવાનો તેણે પ્રયત્ન કર્યો. આ પ્રસંગે બાજી પ્રભુ દેશપાંડે નામના સરદારે આત્મબલિદાન આપી ફાઝલખાનને ખીણમાં રોકી રાખ્યો અને શિવાજીને વિશાળગઢ પહોંચાડી આપ્યો. શિવાજી નાસી ગયો જાણી જોહર વીલે મોંઢે બિજાપુર પાછો ગયો. આખરે કંટાળી આદિલશાહે શાહજીને શિવાજીપાસે મોકલ્યો અને ઇ. સ. ૧૬૬૨ માં શિવાજી સાથે સલાહ કરી. એ સંધિથી કલ્યાણથી ગોવાસુધીની કોંકણની સાંકડી પટી અને ભીમા અને વારણા નદી વચ્ચેનો દોઆબ શિવાજીને મળ્યાં.

---

# પ્રકરણ ૪ થું.

## મોગલ સ્વારી.

**શાઇસ્તખાનની ચઢાઈ ( ૧૬૬૨ ):**—આદિલશાહી સાથે સલાહ થયા પછી શિવાજીએ દક્ષિણના મોગલ મુલકપર સ્વારી કરવા માંડી. આ પહેલાં ચાર પાંચ વર્ષ થયાં ઔરંગઝેબ ગાદીપર બેઠો હતો. તેની ઇચ્છા આખું દક્ષિણ મોગલ સામ્રાજ્યમાં લાવવાની હતી. આ વખતે ઔરંગઝેબનો મામો શાઇસ્તખાન દક્ષિણનો સૂબેદાર હતો. ઔરંગઝેબે શાઇસ્તખાનને શિવાજીને તાબે કરવાનો હુકમ મોકલ્યો. મોટું સૈન્ય લઈ તે શિવાજીપર ચઢી ગયો અને ચાકણનો કિલ્લો લઈ પોતે પુણામાં શિવાજીના વાડામાં આવી રહ્યો. આ પ્રસંગે શિવાજીએ કોંડાણા કિલ્લાનો આશરો લીધો. એક રાત્રે વેષ બદલી આસરે પચ્ચીસ યોદ્ધાઓને લઈ શિવાજીએ શહેરમાં પ્રવેશ કરી શાઇસ્તખાનપર છાપો માર્યો. શિવાજીના માણસને ઓરડામાં દાખલ થયેલા જોઇને શાઇસ્તખાન બારી વાટે બહાર નીકળી પડ્યો. પણ આટલું કરતાં વિલંબ લાગવાથી શિવાજી તેનાપર ધસી ગયો, પણ બારી ઉપર બે આંગળી કપાતાં પણ શાઇસ્તખાન નાસી છૂટ્યો. આ બનાવથી શાઇસ્તખાન ગભરાઈ જઈ ઔરંગાબાદને રસ્તે પડ્યો.

**જયસિંહ અને દિલેરખાનની ચઢાઈ ( ૧૬૬૫ ):**—ત્યારપછી શિવાજીએ સુરત લૂંટ્યું. એ અરસામાં શાહજી મરણ પામ્યો ત્યારે શિવાજીએ 'રાજા' નો ઇલ્કાબ ધારણ કર્યો. પછી એક મજબૂત આરમાર બાંધી

શિવાજી મક્કે હજજ કરવા જતાં મોગલોનાં વહાણો લૂંટવા લાગ્યો. જંજિરાનો સીધી નવાબ અરબી સમુદ્રમાં હાજીઓનાં વહાણોનું રક્ષણ કરતો હતો. પણ શિવાજીના નૌકાસૈન્ય આગળ નવાબનું કાંઈ ચાલ્યું નહિ. ત્યારે શિવાજીને ઠેકાણે લાવવા માટે ઔરંગઝેબે જયસિંહ અને દિલેરખાનને મોટું સૈન્ય આપી દક્ષિણમાં મોકલ્યા. તેઓએ પુરંધર આગળ છાવણી નાંખી તે કિલ્લા પર હલ્લો કર્યો. મુરાર બાજી પ્રભુ નામનો શૂરવીર કિલ્લેદાર તે કિલ્લાનું રક્ષણ કરતો હતો. પણ તે રક્ષણ કરતાં કરતાં માર્યો ગયો. મોગલોએ કોંડાણાના કિલ્લાને પણ ઘેરો ઘાલ્યો હતો. મોટા મોગલ સૈન્ય સામે લાંબા કાળ સુધી આપણાથી ટકી શકાશે નહિં એમ શિવાજીને લાગવાથી તેણે મોગલો સાથે સલાહ કરી. એ સલાહની શરત પ્રમાણે મોગલોનો જીતેલો મુલક શિવાજીએ પાછો આપ્યો અને દિલ્હીનું ઉપરીપણું સ્વીકાર્યું.

**આગ્રાની મુલાકાત.** ( ૧૬૬૬ ):—શિવાજી શરણે આવ્યા પછી જયસિંહ અને દિલેરખાને આદિલશાહીપર સ્વારી કરી. એ સ્વારીમાં શિવાજીએ તેમને ઘણી મદદ કરી. આ મદદથી પાદશાહ ઘણો ખુશ થયો અને તેણે શિવાજીને આગ્રે બોલાવ્યો. જયસિંહ તરફથી અભય વચન મળવાથી મોરોપંત પિંગળેને રાજ્યકારભાર સોંપી શિવાજી પોતાના પુત્ર સંભાજીની સાથે પાદશાહની મુલાકાતે આગ્રે ગયો. પણ આગ્રાના દરબારમાં તેના મોભ્ભા અને દરજ્જા પ્રમાણે શિવાજીને માન મળ્યું નહિ. તેથી ગુસ્સે થઈ શિવાજી દરબારમાંથી ચાલી ગયો. તેના ઉતારે પાદશાહે પહેરો મૂકી તેને નજરકેદ કર્યો. પણ જયસિંહે અભયવચન આપેલું હોવાથી તેના છોકરા રામસિંહની મદદવડે શિવાજી યુક્તિથી ત્યાંથી નાસી ગયો. અને નાસતો છૂપાતો નવ મહિને પાછો દક્ષિણમાં ગયો.

**સાલ્હેરની લડાઈ**:—ત્યારપછી શિવાજી મોગલોએ લઈ લીધેલો તેનો મુલક પાછો મેળવવાને કામે મંડ્યો. તેના સરદાર તાનાજી માલુસરેએ આત્મબલિદાન આપી કોંડાણાનો કિલ્લો સર કર્યો. સિંહસમો વીર કિલ્લો લેતાં માર્યો ગયો માટે તેનું સ્મરણ કાયમ રાખવા શિવાજીએ કિલ્લાનું નામ બદલી સિંહગઢ રાખ્યું. ત્યારપછી શિવાજીએ બીજીવાર સુરત લૂંટ્યું, અને ખાનદેશમાંથી પણ ખંડણી ઉઘરાવી. તેથી ઈ. સ. ૧૬૭૨ માં ઔરંગઝેબે મહોબતખાન નામના સરદારને શિવાજીને તાબે કરવા મોકલ્યો. આ વખતે શિવાજીએ ખુલ્લા મેદાનમાં મોગલોનો સામનો કર્યો. તેણે મોરોપંત પિંગળેને

અને સેનાપતિ પ્રતાપરાય ગુર્જરને મોટું સૈન્ય આપી મહોબતખાન સામે લડવા મોકલ્યા. સાલ્હેર આગળ સામસામી લડાઈ થઈ તેમાં મહોબતખાનની હાર થઈ.

મોગલોને શિકસ્ત આપી શિવાજી આદિલશાહી રાજ્યપર ચઢી ગયો અને તેણે તેનું માતબર વેપારી શહેર હુબલી લૂંટ્યું ત્યારે આદિલશાહે સરદાર અબ્દુલ કરીમને શિવાજી સામે મોકલ્યો. લડાઇ થઈ તેમાં પ્રતાપરાય ગુર્જર માર્યો ગયો. પ્રતાપરાયની સાથે ગયેલા હંસાજી ઉર્ફે હંબીરરાવ મોહિતેએ અણીના વખતે ઘણું પરાક્રમ કરી અબ્દુલ કરીમને હરાવ્યો. આ લડાઇમાં સંતાજી ઘોરપડેએ અને ધનાજી જાદવે પણ ઘણું પરાક્રમ કર્યું હતું.

---

# પ્રકરણ ૫ મું.

## રાજ્યાભિષેક અને રાજ્યવ્યવસ્થા.

**સ્વરાજ્યની સ્થાપના:**—ઉપર પ્રમાણે મોગલ અને આદિલશાહી સૈન્યોઉપર વિજય મેળવી ઈ. સ. ૧૬૭૪ માં શિવાજીએ સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી. કાશીથી ગાગાભટ નામના પંડિતને બોલાવી તેને હાથે રાયગઢમાં તેણે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. પછી થોડા દહાડા રહી શિવાજીની મા મરણ પામી. રાજ્યાભિષેક થયા પછી તેણે કર્ણાટકપર સ્વારી કરી. તે તાંજોર ગયો અને વ્યંકોજી પાસેથી જિંજીનો કિલ્લો તેણે જીતી લીધો અને કર્ણાટકના મરાઠા રાજ્યમાંથી અર્ધો ભાગ પડાવી રાયગઢ પાછો આવ્યો. દરમ્યાન મોગલ પાદશાહે આદિલશાહી મુલકપર સ્વારી કરી. ત્યારે આદિલશાહની વિનંતી ઉપરથી શિવાજીએ મોગલોપર હલ્લો કર્યો અને ઔરંગાબાદ લૂંટ્યું. મોગલ અને આદિલશાહની લડાઈમાં ભાગ લઈ પોતાના મરાઠા રાજ્યને મજબૂત કરવું એવો શિવાજીનો ઈરાદો હતો. પણ પછી થોડા કાળમાં એટલે ઈ. સ. ૧૬૮૦ માં રાયગઢમાં તે મરણ પામ્યો.

**યોગ્યતા:**—હિંદુધર્મનું રક્ષણ અને સ્વરાજ્યની સ્થાપના એ શિવાજીના મુખ્ય હેતુ હતા. એ હેતુઓ પાર પાડવા માટે તેણે અથાગ મહેનત કરી અને મરાઠાઓમાં અપૂર્વ વીરતા ઉત્પન્ન કરી. શિવાજી ઘણો ચાલાક

અને કુનેહબાજ સેનાપતિ હતો. તે બધી લડાઈઓ યુક્તિ અને દાવપેચથી લડતો. તે બહાદુર લડવૈયો હોવા ઉપરાંત કુશળ રાજ્યકર્તા પણ હતો. તેણે રાજ્યકારભારના આઠ ખાતાં રાખ્યાં હતાં.

**પ્રધાન મંડળઃ**—કારભારનાં આઠ ખાતાં ઉપર તેણે આઠ પ્રધાન નીમ્યા હતા. તેમાં પેશ્વા કે પંત પ્રધાન એ મુખ્ય પ્રધાન હતો. બીજો મજમુદાર કે અમાત્ય વસૂલાતનું કામ તપાસતો. ત્રીજો સુરનીસ કે પંતસચિવ, તેની પાસે રાજ્ય દફતર રહેતું. ચોથો મંત્રી, તે ખાનગી કારભારી હતો. પાંચમો ડબીર કે સુમંત પરદેશ ખાતાંનો પ્રધાન હતો. છઠ્ઠો સરનોબત કે સેનાપતિ લશ્કરી ખાતાંનો ઉપરી. સાતમો ન્યાયાધીશ ન્યાયખાતું તપાસતો. અને આઠમો પંડિતરાવ ધર્મખાતાનું કામકાજ કરતો. દરેક પ્રધાનના હાથનીચે એકેક મુતાલીક ઉર્ફે ચિટનીસ હતો.

**કિલ્લા, લશ્કર અને અરમારઃ**—શિવાજીના રાજ્યમાં કિલ્લા પુષ્કળ હતા. પ્રત્યેક કિલ્લામાં એક મરાઠા હવાલદાર, એક બ્રાહ્મણ સબનીસ અને એક પ્રભુ કારખાનીસ એવા ત્રણ અમલદાર રહેતા. હવાલદાર રક્ષણ કરે, સબનીસ કિલ્લાની નીચેના આસપાસના મુલકની વસૂલાતનું કામ કરે, અને કારખાનીસને લશ્કરી સામગ્રી પર દેખરેખ રાખવાનું કામ કરવાનું હતું. શિવાજીએ માવળાઓનું અને કોંકણના હેટકરીઓનું પાયદળ લશ્કર ઉભું કર્યું હતું. હયદળમાં પગારદાર અને વર્ષાસન ખાનાર શિલેદાર હતા. શિવાજી સૈનિકોને પગાર વખતસર આપતો. તેનું લશ્કર કવાયદી અને શિસ્ત હતું. લશ્કર જે લૂંટ કરી લાવે તે સરકારમાં જમે થતી. લડાઈપર સ્ત્રીઓને લઈ જવાની બંધી હતી. શિવાજીના નૌકાસૈન્યને રહેવાનું મુખ્ય ઠેકાણું કોલાબા હતું.

---

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## સંભાજી ( ૧૬૮૦–૧૬૮૯ ).

**રાજ્યાભિષેકઃ**—શિવાજીના મરણ વખતે સંભાજી પન્હાળામાં નજરકેદ હતો. ફિતુર કરવા માટે શિવાજીની તેના પર ઈતરાજી થઈ હતી.




શિવાજીનું રાજ્ય.
ઈ.સ.૧૬૮૦

તેથી સોયરાબાઈએ પેશ્વા મોરોપંત અને સચિવ અનાજી દત્તાની મદદથી રાજારામને ગાદી પર બેસાડ્યો. આ વાતની ખબર પડતાંજ સેનાપતિ હંબીરરાવ મોહિતેને વશ કરી સંભાજી પન્હાળાથી નીકળી રાયગઢ ગયો. ત્યાં જઈ તેણે મંત્રીઓને અને રાજારામને કેદ કર્યાં, અને ગુસ્સાના આવેશમાં સોયરાબાઈને ઠાર કરી. પછી રાયગઢમાં પોતે રાજ્યાભિષેક કરાવ્યો.

**કલુશાની નિમણૂક**:—આ અરસામાં શાહજાદો અકબર ઔરંગઝેબ સાથે રિસાઈ દક્ષિણમાં આવ્યો. તેની સાથે મળી જઈ અનાજી દત્તોએ અને મંત્રીઓએ રાજારામને ગાદીપર બેસાડવાની ખટપટ કરી. સંભાજીને આ કાવતરાંની ખબર પડી ત્યારે તેણે અનાજી દત્તોને અને શિવાજીના ચિટનીસ બાલાજી આવજીને હાથીના પગતળે ચગદાવી મારી નંખાવ્યા. જૂના કારભારીઓને કાઢી મૂકી પોતાના એક જૂના ગોઠીઆ કલુશા નામના ખટપટિયા માણસને તેણે કારભારી બનાવ્યો.

**શત્રુઓ પર ચઢાઈ**:—ગોવામાં પોર્ટુગીઝ લોકોએ રાજ્ય સ્થાપ્યું હતું. તેઓ ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરવા માટે ઘણો જુલમ કરતા હતા. જંજિરાનો સીધી પણ મોગલો તરફથી મરાઠાઓને બહુ ત્રાસ આપતો હતો. તેવામાં વળી ઈ. સ. ૧૬૮૩ માં ઔરંગઝેબે દક્ષિણ પર સ્વારી કરી. આ પ્રમાણે ત્રણ શત્રુઓ તરફથી સંભાજીને હરકત થવા માંડી. ઔરંગઝેબના હુકમ પ્રમાણે સીધીએ મરાઠાઓપર હુમલો કર્યો. સંભાજીએ તેનો સામનો કરવાનો ઠરાવ કર્યો. કોંકણમાં દંડરાજપુરી જઈ તેણે જંજિરા પર હુમલો કર્યો. પરંતુ તેજ વખતે પૂર્વ સરહદ પર મોગલસૈન્ય ચઢી આવ્યું તેથી સંભાજીને જંજિરા પરની ચઢાઈ પડતી મૂકવી પડી. વળી પોર્ટુગીઝો પણ આજ વખતે મરાઠા મુલક પર ચઢી આવ્યા. એટલે સંભાજીને તેમની સાથે લડવા જવું પડ્યું. ગોવાની ખાડીને કાંઠે એક ખૂનખાર લડાઈ થઈ, તેમાં સંભાજીએ ઘણી બહાદુરી બતાવી પોર્ટુગીઝોનો પરાજય કર્યો.

દક્ષિણમાં આવીને ઔરંગઝેબે બરહાનપુરમાં છાવણી નાંખી. સૈન્યના બે ભાગ કરી એકની સરદારી મુઆઝિમને અને બીજાની સરદારી અઝિમને આપી. બાગલાણ આગળ લડાઈની શરૂઆત કરી અઝિમ દક્ષિણમાં મીરજ સુધી ગયો. મુઆઝિમ જુન્નરને રસ્તેથી આગળ વધી કલ્યાણ પ્રાંતમાં દાખલ

થયો. આખી કોંકણ પટી તેણે હસ્તગત કરી લીધી. પરંતુ મરાઠાઓએ સહ્યાદ્રિના ઘાટોનાં નાંકાં બંધ કરી દીધાં હતાં, તેથી મુઆઝિમના સૈન્યને ઘણી હાડમારી પડવા લાગી. ત્યારે ઔરંગઝેબે મુઆઝિમને પાછો બોલાવી લીધો. અને મરાઠાઓને તાબે કરવાનું હાલતુરત પડતું મૂકી ઔરંગઝેબ આદિલશાહી અને કુતુબશાહીના રાજ્યો પર ચઢી ગયો.

**સંભાજીનું છેવટ:**—આમ મોગલ સૈન્ય અન્ય સ્થળે ગૂંથાયલું હતું તે સંધિનો લાભ લેવાને બદલે સંભાજી કલુશાની દુષ્ટ સોબતમાં મોજશોખમાં મચ્યો રહ્યો. અધૂરામાં પૂરૂં ઈ. સ. ૧૬૮૭ માં મોગલ સાથેની એકાદ લડાઈમાં સેનાપતિ હંબીરરાવ મોહિતે મરણ પામ્યો. સંભાજી બેફિકરાઈપણે મોજમજામાં પડ્યો છે એમ જાણતાંજ ઔરંગઝેબે તેને પકડવા માટે કેટલાક વિશ્વાસુ સરદારોને મોકલ્યા. તખરીબખાન તેમાંનો એક હતો. તેના છોકરા એખલાસખાને કોંકણમાં સંગમેશ્વર આગળ સંભાજીને પકડ્યો અને કલુશા સાથે ઔરંગઝેબ પાસે તુલાપુર મોકલાવ્યો. મરાઠાશાહી અનાયાસે હાથ આવી જાય એ હેતુથી ઔરંગઝેબે સંભાજીને પોતાનો કરી લેવા બહુ મહેનત કરી. પણ સંભાજીએ માન્યું નહિ અને ઉલટું ઔરંગઝેબનું અપમાન કર્યું. ત્યારે ઔરંગઝેબે તેને અને કલુશાને ક્રૂરપણે મારી નંખાવ્યા.

બાપના વખતમાં મોગલો સાથે મળી જઈ કરેલું ફિતુર એ સંભાજીના સંકટનું મુખ્ય કારણ હતું. તેથી સંભાજી, અને શિવાજીના વખતના જૂના કારભારીઓ, એ બે વચ્ચે અરસપરસ વિશ્વાસ નહોતો. તેઓ સંભાજીની સામે થયા હતા તેથી બીજા સરદારો પર દાબ બેસાડવા માટે સંભાજીએ ઘાતકીપણે તેમનો નાશ કર્યો. જોકે સંભાજી વ્યસની હતો તોપણ ધર્મઉપર તેને સારી આસ્થા હતી. પોતે જે ભૂલો કરી હતી તે માટે તેને જબરો પશ્ચાતાપ થયો હતો. માનભરી રીતે બહાદુરીથી તેણે મરણ સ્વીકારી લીધું તેથી તેની ખરાબ વર્તણૂક ઢંકાઈ ગઈ અને બહાદુરીને માટે પાછળથી તેનાં વખાણ થયાં. તેના મોતથી મરાઠાઓમાં નવી સ્ફૂર્તિ આવી.

સંભાજીની રાણી યેસૂબાઇ તે મળેકર શિરકેની કન્યા. તેનો શિવાજી ઉર્ફે શાહૂ નામે એક પુત્ર હતો.

---

# પ્રકરણ ૭ મું.

## રાજારામ ( ૧૬૮૯–૧૭૦૦ ).

**રાજારામની સરમુખત્યારીઃ**—સંભાજીના વધથી સર્વ મરાઠાઓને મોટો ધોકો પહોંચ્યો. રાયગઢમાં બધા મંત્રીઓ અને મુત્સદ્દીઓ એકઠા મળ્યા અને તેઓએ યેસૂબાઈની સંમતિથી રાજારામને સરમુખત્યાર નીમ્યો. બધાંને એક ઠેકાણે રહેવું જોખમ ભરેલું હતું, તેથી યેસૂબાઈ અને શાહૂને રાયગઢના મજબૂત કિલ્લામાં રાખ્યા અને રાજારામ પ્રતાપગઢ ગયો, અને ત્યાંથી બધા કિલ્લેદારો પર હુકમ છોડવા લાગ્યો.

**રાયગઢને ઘેરોઃ**—મોગલ સરદાર ઝુલફિકારખાન કોંકણમાં હતો. તેણે રાયગઢને ઘેરો ઘાલ્યો. પરંતુ કિલ્લો ઘણા સમય સુધી સર થઈ શક્યો નહિ. ત્યારે મોગલ સરદારે કિલ્લેદાર સૂર્યાજી પિસાળને ફોડ્યો અને કિલ્લો હસ્તગત કરી લીધો. તેણે યેસૂબાઈને અને શાહૂને પાદશાહની છાવણીમાં મોકલી દીધા. આ વખતે શાહૂની ઉમ્મર સાત વર્ષની હતી. ઔરંગઝેબની પુત્રીએ પ્રેમથી શાહૂનું લાલનપાલન કર્યું.

ત્યારપછી ઔરંગઝેબનું સૈન્ય રાજારામની પાછળ પડ્યું. રાજારામ નાસભાગ કરતો પન્હાળા, વિશાળગઢ, રાંગણા વગેરે કિલ્લાઓમાં વારાફરતી જઈ રહ્યો, પણ કોઈ કિલ્લામાંથી તે બચાવ કરી શક્યો નહિ, ત્યારે તે છેવટે કર્ણાટક નીકળી ગયો, અને ત્યાં જિંજીના કિલ્લામાં જઈ રહ્યો. અને શિવાજીના ખાસ મદદગાર આબાજી સોનદેવના પૌત્ર રામચંદ્રપંતને મહારાષ્ટ્રમાં બંદોબસ્ત કરવાનું સોંપ્યું.

**સ્વાતંત્ર્ય યુદ્ધઃ**—રાજારામે જિંજીમાં અષ્ટપ્રધાન નીમ્યા. સંતાજી ઘોરપડેને સેનાપતિ નીમી તેને ધનાજી જાદવસાથે મહારાષ્ટ્રમાં મોકલ્યો. રાજારામે મરાઠા સરદારોને જાગીરો આપી તેથી બધા સરદારો મોગલ મુલકોમાં લૂંટફાટ કરવા લાગ્યા. જબરાં પાદશાહી સૈન્યો તેમને જેર કરવા નીકળ્યાં. આ લડાઇઓમાં પંતપ્રતિનિધિ અને પંતસચિવ કુટુંબોના પરશુરામ ત્ર્યંબકે અને શંકરાજી નારાયણે ઘણી નામના મેળવી. ખંડેરાવ દાભાડેએ ગુજરાતમાં ઘણાં પરાક્રમો કર્યાં. પરસોજી ભોંસલેએ વરાડ પ્રાંતમાં

ઘણો મુલક જીતી લીધો. સંતાજી ઘોરપડેએ તો બહુ બહાદુરી બતાવી. તેનું નામ સાંભળતાંજ બધા મોગલો થથરી જતા. તેમના ઘોડા સુદ્ધાં પાણી પીએ નહિ! આવી રીતે મરાઠા સરદારોએ ધમપછાડ કરી મૂકવાથી પાદશાહ વિમાસણમાં પડી ગયો.

**જિંજીનો ઘેરોઃ**—રાજારામને પકડ્યા સિવાય બીજો ઇલાજજ નથી એવું પાદશાહને લાગ્યાથી તેણે તેના કસાયેલા સરદાર ઝુલફિકારખાનને જિંજી સર કરવા મોકલ્યો. ઝુલફિકારખાને જિંજીને ઘેરો ઘાલ્યો. એ ઘેરો સાત વર્ષ સુધી ચાલ્યો. ઔરંગઝેબ કોઇનીપર પૂરેપૂરો વિશ્વાસ મૂકતો નહિ. તે પ્રમાણે તે ઝુલફિકારખાનપર પણ વિશ્વાસ મૂકતો નહિ. અને ઘેરાના કામમાં દખલ કરતો. તેથી ઝુલફિકારખાન ઘેરાનું કામ જોસથી કરી શકતો નહિ. ઔરંગઝેબ ઘણો ઘરડો થયો હતો તેથી તે ક્યારે મૃત્યુ પામશે તે કહી શકાય એમ નહોતું. વળી વખતોવખત સંતાજી ઘોરપડે મોગલો પર હુમલા કરતો. એવા સંજોગો વચ્ચે છેવટે રાજારામ જિંજીના કિલ્લામાંથી નીકળી નાઠો અને મહારાષ્ટ્રમાં ગયો. ત્યારપછી જિંજીનો કિલ્લો મોગલના હાથમાં આવ્યો.

**સંતાજીનું ખૂનઃ**—પછી સંતાજી ઘોરપડે અને ધનાજી જાદવ વચ્ચે અણબનાવ થયો. તેથી મરાઠા બાજી બગડી. એ અણબનાવને પરિણામે સંતાજીનું ખૂન થયું. એ ખૂનથી મરાઠાઓને બહુ નુકસાન થયું. એ છાતીનો આદ્યો સેનાપતિ રાજારામને ઘણો ઉપયોગી હતો. તે જીવ્યો હોત તો તેને ઘણો કામ લાગત. સંતાજી જેવા વીર પુરુષ તો જવલ્લેજ થાય છે. એક વખત તો તેણે તુળાપુર મુકામે પાદશાહની છાવણી ઉપર પણ છાપો માર્યો હતો અને તેના ડેરા તંબુ ઉપરનો સોનાનો કળશ ઉપાડી ગયો હતો.

**પુનરાગમનઃ**—મહારાષ્ટ્રમાં આવ્યા પછી રાજારામ કેટલોક કાળ વિશાળગઢમાં રહ્યો. ત્યારપછી તેણે સતારામાં નવી રાજધાની સ્થાપી. ધનાજી જાદવને તેણે સેનાપતિ નીમ્યો, અને અલિબાગના કાન્હોજી આંગ્રેને દરીઆઈ સૈન્યની સરદારી આપી. જે જે પુરુષોએ બહાદુરી બતાવી હતી તે બધાને રાજારામે ઇનામ અને જાગીર આપી. તેથી તેઓ ખુશી થઈ જે કામ સોંપાય તે કરવા તૈયાર થયા. પછી રાજારામે ખાનદેશ અને વરાડપર હુમલા કર્યા. ત્યાંથી પાછા ફરતાં રસ્તામાં મોગલોએ તેના પર અચાનક છાપો માર્યો

પણ રાજારામ ઘણી કુનેહથી શત્રુના હાથમાંથી છટકી સિંહગઢ જઈ પહોંચ્યો. પણ મુસાફરીની રખડપટ્ટીથી તેને તાવ ચઢ્યો અને એ તાવથી તે મરણ પામ્યો. ( ૧૭૦૦ ). મરતી વખતે તેણે રામચંદ્રપંતને મુખ્ય પ્રધાન નીમ્યો.

રાજારામે મરાઠાની બગડેલી બાજી સુધારી હતી એટલુંજ નહિ પણ સ્વાતંત્ર્યનો ઝંડો ફરકતો રાખ્યો હતો. પરાક્રમી પુરુષોને પોતાની મદદે રાખી તેણે મોગલોને હતાશ કર્યા હતા. રાજારામ સ્વભાવે પ્રેમાળ અને ઉદાર હતો. તે કહેતો કે હું તો માત્ર શાહૂનો પ્રતિનિધિ છું.

મરણ સમયે તેને તારાબાઈનો શિવાજી અને રાજસબાઈનો સંભાજી એમ બે પુત્રો હતા.

---

# પ્રકરણ ૮ મું.

## શાહૂનો રાજ્યાભિષેક ( ૧૭૦૮ ).

**ઔરંગઝેબનું મૃત્યુઃ**—રાજારામના મરણ પછી સાત વર્ષ સુધી મરાઠાઓને ઘણી ધમાચકડી કરવી પડી હતી. તારાબાઈ સેનાપતિ હંબીરરાવ મોહિતેની છોકરી થતી હતી. તે ઘણી હોશીઆર અને મહત્વાકાંક્ષી સ્ત્રી હતી. તેણે મરાઠાઓનો ઉત્સાહ કમી થવા દીધો નહિ, અને તેમનામાં ફૂટ પડવા દીધી નહિ. ઔરંગઝેબે ઉપરાચાપરી સ્વારીઓ કરી વસંતગઢ, અજીમતારા, પરળી, પન્હાળા, સિંહગઢ, રાયગઢ, પુરંદર, વગેરે કિલ્લાઓ જીતી લીધા. પણ આમ મોગલ સૈન્યોની પીઠ ફરતી કે મરાઠાઓ બહાર પડી એ બધા કિલ્લા પાછા જીતી લેતા. છેવટે નિરાશ થઈ ઇ. સ. ૧૭૦૭ માં અહમદનગર મુકામે તે મરણ પામ્યો.

**શાહૂનો છૂટકારોઃ**—ત્યારપછી શાહજાદો અઝિમ ઝુલફિકારખાનને સાથે લઇ દિલ્હી જવા નીકળ્યો. ઝુલફિકારે અઝિમને એમ સમજાવ્યું કે જો આપણે શાહૂને છૂટો કરીશું તો તારાબાઈ અને તેની વચ્ચે કુસંપ થશે, એટલે મરાઠાઓમાં ફાટફૂટ થશે. આ સલાહ ઉપરથી અઝિમે શાહૂને છૂટો મૂક્યો.

શાહૂના છૂટવાથી તારાબાઇના મનમાં ઘણું સંકટ ઉત્પન્ન થયું. તેને લાગ્યું કે તેના પતિએ ઘણો પરિશ્રમ કરી ટકાવી રાખેલું રાજ્ય શાહૂને

આયતુંજ મળશે. એ ખ્યાલથી તેને ઘણું દુઃખ લાગતું હતું. તેથી કોઈ પણ સરદારે શાહૂને કોઈ તરેહની મદદ ન કરવી એવો હુકમ તેણે છોડ્યો. તે ઉપરાંત તેણે પરશુરામ ત્ર્યંબક અને ધનાજી જાદવને મોટું સૈન્ય આપી શાહૂ સામે લડવા મોકલ્યા.

**શાહૂનો વિજય:**—અહમદનગરથી શાહૂ પારદ ગામ ગયો. ત્યાં આગળ તેનો પ્રથમ વિરોધ થયો. પણ તેની ફત્તેહ થઈ. ત્યાં એક બાઇએ પોતાના છોકરાને શાહૂના ચરણે ધર્યો. શાહૂએ તેનું નામ 'ફત્તેસિંહ' રાખ્યું. આજ ફત્તેસિંહ અક્કલકોટ સંસ્થાનનો સ્થાપનાર હતો. પછી શાહૂ પુણાની ઉત્તરે ખેડસુધી કૂચ કરી ગયો. ત્યાં પરશુરામ ત્ર્યંબક અને ધનાજી જાદવના સૈન્ય સાથે તેને લડવું પડ્યું. ગાદીનો ખરો વારસ શાહૂજ છે એવો વિચાર આવવાથી તેજ વેળા ધનાજી જાદવ શાહૂ સાથે મળી ગયો. લડાઈમાં પરશુરામ ત્ર્યંબકની હાર થઈ. એટલે તે સતારા ચાલી ગયો. ત્યારપછી શાહૂ સતારા ગયો અને તેણે અજીમતારાનો કિલ્લો સર કર્યો. ત્યાં પરશુરામ ત્ર્યંબક શાહૂના હાથમાં આવ્યો. શાહૂએ તેને કેદમાં નાંખ્યો. તારાબાઈ શિવાજીને લઇને કોલ્હાપુર ગઈ અને શાહૂએ સતારામાં રાજ્યાભિષેક કરાવ્યો. ત્યારપછી શાહૂ અને તારાબાઈ વચ્ચે બે વર્ષ લડાઈ ચાલી. શાહૂ કોલ્હાપુર ગયો ત્યારે તારાબાઈ ત્યાંથી નીકળી પન્હાળાના કિલ્લામાં ગઈ. ત્યાં પણ શાહૂ તેની પાછળ પડ્યો. ત્યારે તારાબાઈ ત્યાંથી કોંકણમાં માલવણના કિલ્લામાં રહેવા ગઈ. શાહૂ તારાબાઈને દાબી દઈ શક્યો નહિ. ઈ. સ. ૧૭૧૦ માં સેનાપતિ ધનાજી જાદવ મરણ પામ્યો. ત્યારે બાળાજી વિશ્વનાથ ભટ નામના દેશમુખ કુટુંબના શૂરા અને કાબેલ પુરુષને શાહૂએ મુખ્ય કારભારી બનાવ્યો.

---

# પ્રકરણ ૯ મું.

## પેશ્વા બાળાજી વિશ્વનાથ ( ૧૭૧૪–૧૭૨૦ ).

**બાળાજીનો ઉદય:**—બાળાજી જંજિરાના સીધીના રાજ્યમાં શ્રીવર્ધન ગામનો દેશમુખ હતો. તેના કુટુંબઉપર સીધીની કમમહેરબાની થવાથી

બાળાજી ભોર ગયો અને ત્યાં સચિવની પદવી પામ્યો. પછી તેની હોશીઆરી જોઇને ધનાજી જાદવે તેને પોતાનો કારભારી નીમ્યો હતો. તેનું કામ જોઇને ધનાજી પછી શાહૂએ પણ તેને પોતાનો કારભારી નીમ્યો.

**વિરોધીઓનો બંદોબસ્તઃ**—બાપનું સેનાપતિપદ ન મળવાથી ધનાજી જાદવનો છોકરો ચંદ્રસેન શાહૂપર ગુસ્સે થઈ તારાબાઇના પક્ષમાં ચાલ્યો ગયો. તેથી તારાબાઇનો પક્ષ બળવાન થયો. બાળાજીનો ઉત્કર્ષ સહન ન થઈ શકાયાથી ચંદ્રસેન અને તારાબાઈ તેની અદેખાઈ કરવા લાગ્યા. તેમનો નાશ કરવા બાળાજીએ એક યુક્તિ કરી. રાજસબાઇના છોકરા સંભાજીને ઉશ્કેરી તેની પાસે તેણે તારાબાઇને અને શિવાજીને કેદ કરાવ્યા. એટલે તારાબાઈ અને ચંદ્રસેનનાં કાવતરાં બંધ પડ્યાં. પછી બાળાજીએ પ્રતિનિધિ પરશુરામ ત્ર્યંબકને અને કોલાબાના કાન્હોજી આંગ્રેને સમજાવી તારાબાઇનો પક્ષ છોડાવી શાહૂના પક્ષમાં લીધા. બીજા સરદારોને બાળાજીએ દબાવી દીધા. આ કામથી શાહૂ ઘણો ખુશી થયો અને પિંગળે કુટુંબપાસેથી પેશ્વાઈ લઈ તેણે બાળાજીને પેશ્વા બનાવ્યો.

**સરંજામી સરદારઃ**—શાહૂ મોગલ દરબારમાં મોજમજામાં ઉછર્યો હતો તેથી પોતે રાજકાજમાં માથું ન મારતાં સઘળો કારભાર તેણે બાળાજીને સોંપી દીધો. બાળાજીએ પેશ્વા તરીકે ઘણી હોશીઆરીથી કામ કર્યું. તેણે બધા સરદારોને શાહૂના છત્રનીચે એકઠા કર્યા અને મરાઠા રાજ્યનો ફેલાવો કરવા માટે સરદારોને જાગીર આપવાની પદ્ધતિ દાખલ કરી. ખંડેરાવ દાભાડે પોતાની ગુજરાતની જાગીરમાં રહેવા લાગ્યો. કોંકણમાં આંગ્રેએ મરાઠી સત્તા વધારી. પરસોજી ભોંસલેએ વરાડમાં નવો મુલક કબજે કર્યો. ઉદાજી પવારે માળવામાં અને ફત્તેસિંહ ભોંસલેએ કર્ણાટકમાં મરાઠી સત્તા સ્થાપવાની શરૂઆત કરી.

**હુસેનઅલ્લી સાથે તહઃ સ્વરાજ્યની સનદઃ**—ઔરંગઝેબના મરણ પછી દિલ્હીમાં ઉપરાઉપરી ક્રાંતિ થઈ હતી. એમાંના એકાદ દંગલમાં ઝુલફિકારખાન માર્યો ગયો અને ઔરંગઝેબનો પ્રપૌત્ર ફરૂખ્શીઅર અબદુલ્લા અને હુસેનઅલી નામના બે સૈયદ ભાઈઓની મદદથી ગાદી પર બેઠો. દિલ્હીમાં આ સૈયદ બંધુઓનું જોર ઘણું વધી પડવાથી ફરૂખ્શીઅરે

નિઝામઉલમુલ્ક નામના એક સરદારને પોતાના પક્ષમાં લીધો. પછી તેણે તેને દક્ષિણનો સૂબેદાર બનાવી દક્ષિણમાં મોકલ્યો. નિઝામઉલમુલ્ક દક્ષિણમાં જઈ તારાબાઇને મદદ કરવા લાગ્યો. હવે ફરૂખ્શીઅર સૈયદ બંધુઓ ઉપર ઘણો નારાજ થયો, અને તેમની જોડી તોડવા માટે તેણે હુસેનઅલીને ઈ. સ. ૧૭૧૫ માં દક્ષિણના એક પ્રાંતની સૂબેદારી આપી દખ્ખણમાં મોકલ્યો. ફરૂખ્શીઅરે હુસેનઅલીની સામે મરાઠાઓને ઉશ્કેરી રાખ્યા હતા. ખંડેરાવ દાભાડેએ હુસેનને હરાવ્યો. આ બહાદુરી માટે ખંડેરાવને જાદવ કુટુંબ પાસે જે સેનાપતિપદ હતું તે મળ્યું. ફરૂખ્શીઅરે કરેલી આ ખટપટની હુસેનને ખબર પડતાં તેણે શાહૂ સાથે સલાહ કરી. મરાઠાઓની સંપૂર્ણ સ્વતંત્રતા તેણે કબૂલ કરી, દક્ષિણના મોગલાઈ પ્રાંતોમાં મરાઠાઓના ચોથાઈ અને સરદેશમુખીના હક સ્વીકાર્યા, અને એ બંને હક માટે પાદશાહી સનદ મેળવી આપવાનું વચન આપ્યું. ત્યારપછી બાળાજી અને ખંડેરાવ દાભાડે હુસેનની સાથે દિલ્હી ગયા. બાળાજી સાથે તેનો છોકરો બાજીરાવ પણ ગયો હતો. ત્યાં ફરૂખ્શીઅરે સનદપર સહી કરવા ના પાડી ત્યારે તેનો વધ કરી બે સૈયદ ભાઇઓએ મહંમદશાહને દિલ્હીની ગાદીપર બેસાડ્યો. અને તેની પાસે મરાઠાઓને સનદ અપાવી. આ કામ બજાવ્યા પછી બાળાજી પાછો આવ્યો.

**વસૂલાતની પદ્ધતિ:**—પાછા આવ્યા પછી તેણે રાજ્યની વસૂલાતની પદ્ધતિની વ્યવસ્થા કરી. મરાઠા મુલકની ઉપજ અને મોગલ મુલકમાંથી ચોથાઈ એ ઉપજનાં મુખ્ય સાધન હતાં. ઉપજનો પચીસ ટકા ભાગ રાજકારભારના ખર્ચમાટે ઠરાવ્યો અને બાકીનો પંચોતેર ટકા 'મોકાસા' માટે એટલે સરદારોમાં જાગીરના ખર્ચ પેટે વહેંચવાનું ઠરાવ્યું. સરદારોને દરવર્ષે પોતાની જાગીરનો હિસાબ આપવો પડતો હતો. આ કામ કર્યા પછી બાળાજી ઈ. સ. ૧૭૨૦ માં સાસવડ મુકામે મરણ પામ્યો.

બાળાજીએ નિમકહલાલીથી શાહૂની નોકરી કરી હતી. રાજકારભારમાં તે ઘણો હોશીઆર હતો. સરદારો નિમકહલાલીથી નોકરી કરે એ હેતુથી તેણે તેમને જાગીર આપવાની પદ્ધતિ દાખલ કરી હતી. જુદા જુદા સરદારોમાં સંપ ઉત્પન્ન કરી તેણે મરાઠી સત્તાનું જોર વધાર્યું હતું. તેણે મહેસૂલની

વસૂલાતની પદ્ધતિથી રાજકારભારને સારા પાયા પર મૂક્યો. પાદશાહ પાસેથી ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાના હકની સનદ મેળવી તેણે મરાઠા શાહીપર સિક્કો મરાવ્યો હતો. એક નાની કારકુની ઉપરથી તેણે પેશ્વાઈ મેળવી એજ તેની હોશીઆરીની સાબીતી છે. મરણ વખતે તેને બાજીરાવ અને ચિમાજી નામે બે છોકરા હતા.

---

# પ્રકરણ ૧૦ મું.

## પેશ્વા બાજીરાવ ( ૧૭૨૦–૧૭૪૦ ).

**કારભારનું સ્વરૂપઃ**—બાળાજી પછી તેનો છોકરો બાજીરાવ પેશ્વા થયો. બાજીરાવનાં સાહસ અને શૌર્ય વખાણવા લાયક હતાં. તેને પેશ્વાપદ મળ્યું તે માટે તેની બરોબરીના સરદારો તેનો વિરોધ કરવા લાગ્યા. તેમાં પરશુરામ ત્ર્યંબકનો છોકરો શ્રીપતરાવ, પરસોજી ભોંસલેનો પૌત્ર રઘૂજી, ખંડેરાવ દાભાડેનો છોકરો ત્ર્યંબકરાવ, અને ફત્તેસિંહ ભોંસલે મુખ્ય હતા. વળી નિઝામ, સીધી અને પોર્ટુગીઝો પણ તેને હેરાન



પહેલો બાજીરાવ.

કરવા લાગ્યા. બાજીરાવને એ બધાની સામે થવું પડ્યું. એ બધાને તે પૂરો પડ્યો, તે ઉપરથી બાજીરાવની હોશીઆરી અને બહાદુરી માલમ પડી આવે છે.

**નિઝામની હારઃ**—આ વખતે નિઝામઉલમુલ્ક દક્ષિણનો સૂબેદાર હતો. બાજીરાવ મોગલ મુલકમાંથી ચોથ ઉઘરાવતો હતો. તે નિઝામને ગમતું નહોતું. તેથી શ્રીપતરાવ પ્રતિનિધિમારફત તેણે શાહૂસાથે એ બાબે વાટાઘાટ કરવા માંડી. ચંદ્રસેન જાદવ કોલ્હાપુરમાં રહી સંભાજીને બાજીરાવ વિરુદ્ધ ઉશ્કેરતો હતો. મરાઠાઓમાં માંહોમાંહે ફાટફૂટ પડાવવા માટે નિઝામઉલમુલ્કે સંભાજીને ચોથમાં ભાગ માગવા ઉશ્કેર્યો. આ વાતની બાજીરાવને જાણ થતાં તે નિઝામપર ગુસ્સે થયો. તે નિઝામ પર ચઢી ગયો અને તેને પાલખેડ આગળ હરાવ્યો. ( ૧૭૨૮ ). ત્યારપછી ચોથાઈ ઉઘરાવવાનું બિન હરકતે ચાલુ રહ્યું.

વચમા સંભાજી વારણાનદી ઓળંગી શાહૂ પર ચઢી આવ્યો હતો. બાજીરાવનું પરાક્રમ જોઈ શ્રીપતરાવ પ્રતિનિધિને પણ શૂર છૂટ્યું અને તેણે સંભાજીને હરાવ્યો. આ સ્વારીમાં તારાબાઈ પણ હતી, તે ત્યાંથી સતારા જઇ રહી. પછી સંભાજીએ શાહૂ સાથે સલાહ કરી અને તે પણ સતારા આવી રહ્યો.

**ડભોઈની લડાઈ** ( ૧૭૩૧ ):—ખંડેરાવ પછી તેનો છોકરો ત્રિબકરાવ ગુજરાતની જાગીરની વ્યવસ્થા કરતો હતો. તે વખતે ગુજરાતના મોગલ પ્રાંતમાં બંડ થયું. તે બંડ દાબી દેવામાં બાજીરાવ અને ચિમાજીએ ગુજરાતના મોગલ સૂબાને સારી મદદ કરી. તે મદદ બદલ બાજીરાવને ગુજરાતમાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાનો હક મળ્યો. આ વાત ત્રિબકરાવને રુચી નહિ. તે બાજીરાવની સામે નિઝામ સાથે કાવતરૂં કરવા લાગ્યો. આની ખબર પડતાંજ બાજીરાવ તાબડતોબ ગુજરાત ગયો અને વડોદરા પાસે ડભોઈ આગળ તેણે ત્રિબકરાવને હરાવ્યો. ત્રિબકરાવ લડાઈમાં માર્યો ગયો. ત્રિબકરાવના ભાઈ યશવંતરાવ અને બાજીરાવ વચ્ચે કાયમનું વેર બંધાશે એવું જોઈ શાહૂ વચ્ચે પડ્યો અને તેણે ગુજરાતની ઉપજનો અર્ધો ભાગ યશવંતરાવ રાખે એવું ઠરાવ્યું. પછી દાભાડે કુટુંબની પડતી થવા લાગી અને કારભારી દામાજી ગાયકવાડનો ઉદય થવા લાગ્યો.

**બાજીરાવના સરદારોઃ**—આમ સ્વજન અને પરજન શત્રુઓસાથે લડાઈમાં ગૂંથાયો હતો ત્યારે પણ બાજીરાવનું લક્ષ માળવાપર હતું. એ સમૃદ્ધ પ્રાંત હાથ કરવાની તેની મહત્વાકાંક્ષા હતી. તે પ્રાંતમાં તેણે પોતાના વિશ્વાસુ સરદારને મોકલ્યા. એ સરદારોમાં મલ્હારરાવ હોલકર, અને રાણોજી શિંદે કે સિંધિઆ મુખ્ય હતા. માળવામાં જઈ હોલકરે ઇંદોરમાં અને શિંદેએ ઉજ્જનમાં કાયમનાં થાણાં કર્યાં. ઈ. સ. ૧૭૩૩ માં બુંદેલખંડના વૃદ્ધ રાજા છત્રસાલપર મોગલ સૂબેદારે ચઢાઇ કરી. ત્યારે તેણે બાજીરાવની મદદ માગી. બાજીરાવ તાબડતોબ તેની મદદે ધાયો. અને તેણે જેતપુર આગળ મોગલોનો પરાજય કરી છત્રસાલનું રક્ષણ કર્યું. આ મદદના બદલામાં છત્રસાલે બાજીરાવને ઝાંસી પ્રાંત બખ્શિશ આપ્યો. ખૂબસૂરત બાઈ મસ્તાની બાજીરાવને આ સ્વારીમાંથી મળી હતી. ઝાંસી પ્રાંતની વ્યવસ્થા બાજીરાવે ગોવિંદ ખેર નામના એક વિશ્વાસુ માણસને સોંપી આગળ જતાં આ પુરુષ ગોવિંદપંત બુંદેલા તરીકે પ્રસિદ્ધ થયો.



મલ્હારરાવ

**દિલ્હીપર ચઢાઈઃ**—આ પ્રમાણે માળવામાં પગપેસારો થયા પછી બાજીરાવે તે પ્રાંતની ચોથાઈની સનદ મેળવવાની કોશિશ કરવા માંડી. આ વખતે ઇ. સ. ૧૭૩૪ માં બાજીરાવનો સ્નેહી જયપુરનો જયસિંહ માળવાનો સૂબો નીમાઈ આવ્યો. તેની મારફત બાજીરાવે માળવાની સનદને માટે દિલ્હી દરબાર સાથે સંદેશા શરૂ કર્યા. પરંતુ તેમાં તે ફાવ્યો નહિ, ત્યારે તેણે મલ્હારરાવ અને રાણોજીને સાથે લઈ દિલ્હીપર ચઢાઈ કરી. પ્રથમ તે આગ્રા ગયો. મોગલ સરદારો તેમની સામે થયા. તેમને નસાડી મૂકી

બાજીરાવ એકદમ દિલ્હીપર ચઢી ગયો. દિલ્હી આગળ લડાઈ થઈ. તેમાં હોલકર અને સિંધિઆએ ઘણું પરાક્રમ કર્યું. મોગલોની હાર થઈ ખરી પણ પૈસાની તંગીને લીધે બાજીરાવ બીજી લડાઇ લડી શક્યો નહિ, અને તેને પાછા આવવું પડ્યું.

**ભોપાળની લડાઈઃ**—બાજીરાવ દિલ્હીથી પાછો ફર્યો ત્યારે પાદશાહ મહંમદશાહે બાજીરાવની સામે થવા નિઝામને હુકમ મોકલ્યો. એટલે એક જબરૂં સૈન્ય અને મોટું તોપખાનું લઈ નિઝામ ઉત્તર તરફ કૂચ કરી ગયો. બાજીરાવ એકદમ તેનાપર તૂટી પડ્યો એટલે નિઝામ ભોપાળના કિલ્લામાં ભરાઈ બેઠો. મરાઠાએ ભોપાળના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને કિલ્લાપર હલ્લો કરી તેની કિલ્લેબંદી તોડી. આથી ગભરાઇ જઇ નિઝામ ત્યાંથી નાઠો. બાજીરાવે તેની પૂઠ પકડી તેને હરાવ્યો. આખરે ઈ. સ. ૧૭૩૮ માં સિરોંજઆગળ નિઝામે સલાહ કરી. એ સલાહની શરતમાં માળવાની ચોથની સનદ, પચાસ લાખ રૂપીઆ, અને નર્મદા અને ચંબલ વચ્ચેનો પ્રદેશ પાદશાહપાસે અપાવવાનું નિઝામે વચન આપ્યું.

---

# પ્રકરણ ૧૧ મું.

## જંજિરા અને વસાઇની લડાઈ.

**સીધીની હારઃ**—ઈ. સ. ૧૭૨૯ માં કન્હોજીઆંગ્રે મરણ પામ્યો. ત્યારપહેલાંથી જંજિરાના સીધીઓએ મરાઠા મુલકમાં બખેડા કરાવવા શરૂ કર્યા હતા. કાન્હોજીના મરણ પછી તેના છોકરાઓમાં ટંટો થયો તેનો લાભ લઈ સીધીઓ મરાઠાઓને ઘણા હેરાન કરવા લાગ્યા. ત્યારે તેમને હઠાવવા માટે શાહૂએ ખૂદ બાજીરાવને મોકલ્યો. આ અરસામાં સીધી નવાબના છોકરાઓમાં પણ માંહોમાંહે લડાઈ સળગી. તેમાંના એક છોકરા અબ્દુલ રહેમાનનો પક્ષ લઈ બાજીરાવે જંજિરા પર હલ્લો કર્યો. અબ્દુલ રહેમાનની ફત્તેહ થઇ. તેણે મદદના બદલામાં મરાઠાઓને તળે, ભોંસાળે વગેરે કિલ્લા આપ્યા.

પછી કાન્હોજીના છોકરા સંભાજી અને માનાજી વચ્ચે પાછો અણુબનાવ થયો. ત્યારે સીધીઓ પાછા તેમને હેરાન કરવા લાગ્યા. ઈ. સ. ૧૭૩૪ માં બાજીરાવ કોંકણમાં ગયો. અને તેણે માનાજીને અલિબાગ અને સંભાજીને વિજયદુર્ગ આપી તેઓની ભાંજગડ પતાવી. ત્યારપછી સીધીને હરાવવાનું કામ ચિમાજીને સોંપી બાજીરાવ માળવાની સ્વારીએ નીકળી ગયો. ચિમાજીએ રેવસ બંદર આગળ સીધી સાથે લડાઈ કરી. એ લડાઈમાં પુષ્કળ સીધીઓ માર્યા ગયા. આ લડાઈથી સીધીઓ ઉપર મરાઠાઓનો ધાક ઠીક બેઠો.

**વસાઈનું પડવું (૧૭૩૯):**—પોર્ટુગીઝ લોકો થાણા જિલ્લામાં ધર્મ પ્રચાર કરતાં હિંદુઓને ઘણો ત્રાસ આપતા હતા. તેથી સીધીઓને હરાવ્યા પછી ચિમાજી થાણા જિલ્લામાં ગયો. જોતજોતામાં તેણે થાણા, બેલાપુર, સાષ્ટી વગેરે ઠેકાણાં જીતી લીધાં. થાણાની લડાઈમાં પોર્ટુગીઝ સેનાપતિ માર્યો ગયો. પછી ચિમાજીએ વસાઈ પ્રાંતમાંથી પોર્ટુગીઝોને કાયમના કાઢવાનો નિશ્ચય કર્યો. દહાણું, તારાપુર, વગેરે ઠેકાણાં એક પછી એક તેણે સર કર્યાં. છેવટે એકલો વસાઈનો કિલ્લોજ પોર્ટુગીઝોના હાથમાં રહ્યો. તેનેપણ ઈ. સ. ૧૭૩૯ માં ચિમાજીએ ઘેરો ઘાલ્યો. દારૂગોળાના જોરે પોર્ટુગીઝોએ થોડા વખત સુધી કિલ્લો ટકાવી રાખ્યો. પણ બે મહિના પછી ચિમાજીએ એ કિલ્લોપણ સર કર્યો. આ પ્રમાણે પોર્ટુગીઝો અને સીધીઓને હરાવ્યાથી કોંકણ પ્રાંતમાં શાંતિ પ્રસરી.

---

# પ્રકરણ ૧૨ મું.

## આખરની કારકિર્દી.

**રઘૂજી ભોંસલેઃ**—પરસોજીનો પૌત્ર રઘૂજી ભોંસલે ઘણો બહાદુર અને સાહસિક માણસ હતો. તેને શિકારનો ઘણો શોખ હતો. શાહૂની તેનાપર પૂર્ણ મહેરબાની હતી. તેથી તેણે તેને વરાડની જાગીર આપી હતી અને પોતાની ભાણેજ સાથે તેનું લગ્ન પણ કર્યું હતું. રઘૂજી મોટો મહત્ત્વાકાંક્ષી હતો. શાહૂને કંઈ સંતાન ન હોવાથી બને તો સતારાની ગાદી મેળવવાની તેની ઇચ્છા હતી. બાજીરાવને તે મુદ્દલ ચહાતો નહોતો.

**આખરની લડાઈઃ**—સીધી, પોર્ટુગીઝ અને નિઝામ સાથેની લડાઈઓમાં રઘૂજી ભોંસલેએ બાજીરાવને બિલકુલ મદદ કરી નહોતી. કેવળ પોતાની મતલબ સાધવાને માટે તેણે આલાહાબાદ અને કર્ણાટકપર સ્વારીઓ કરી હતી, અને ત્યાંથી પુષ્કળ લૂંટ મેળવી હતી. ઈ. સ. ૧૭૩૯ માં નાદિરશાહ દિલ્હી પર ચઢી આવ્યો. કદાચ તે દક્ષિણમાં પણ ચાલી આવે એ બીકથી બાજીરાવે રઘૂજી સાથે મૈત્રી કરી. ત્યારપછી નાદિરશાહના પાછા ગયાની બાતમી આવી. માળવાની સનદને માટે બાજીરાવને ઉત્તરની સ્વારીએ તો જવુંજ હતું. તેથી તે સ્વારીએ નીકળ્યો. આ વખતે નિઝામઉલમુલ્ક દિલ્હી હતો. અને તેનો છોકરો નાસિરજંગ દક્ષિણની સૂબેદારીનું કામકાજ કરતો હતો. પ્રથમ તેને હરાવી બાજીરાવ નર્મદા તરફ ગયો. પરંતુ રસ્તામાંજ રાવેર પરગણામાં તેનું અવસાન થયું. ( ૧૭૪૦ ).

**યોગ્યતાઃ**—બાજીરાવ ઘણો રૂઆબદાર દેખાવડો માણસ હતો. તેની રહેણી સિપાઇ બચ્ચાની જેવી સાદી હતી. તે અચ્છો ઘોડેસ્વાર હતો અને તે કાળની યુદ્ધવિદ્યામાં પારંગત હતો. બાવીસ વર્ષની નાની ઉમ્મરે તે પેશ્વા થવા પામ્યો હતો. મોગલ પાદશાહતના ક્ષય પામતા વૃક્ષને થડમાંથી છેદીશું એટલે તેના ડાળાં ડાળી આપોઆપ પડી ભાંગશે એમ તે કહેતો. તે ઘણો ગુણગ્રાહી અને હોશીઆર મનુષ્યપારેખ હતો. સિંધિઆ હોલકર જેવા શૂરા સરદારોને ઉત્તેજન આપી તેણે ઉત્તર હિંદુસ્થાનમાં મરાઠી સત્તાનો પાયો નાંખ્યો હતો.

મરણસમયે તેને મોટો બાળાજી ઉર્ફે નાનાસાહેબ અને નાનો રાઘોબા એવા બે પુત્રો હતા. તે સિવાય તેને મસ્તાનીનો શમશેરબહાદુર નામનો પણ એક પુત્ર હતો.

**ચિમાજી આપાઃ**—બાજીરાવના મરણ પછી તરતજ ચિમાજી આપા પણ મરણ પામ્યો. દરેક કામમાં તે બાજીરાવનો મદદગાર હતો. સીધી અને પોર્ટુગીઝોનું જોર તોડવાનું માન ચિમાજીનેજ ઘટે છે. જેવો તે પરાક્રમી હતો તેવોજ ધોરણસર કામ કરનારો હતો. બાજીરાવ જ્યારે લડાઈઓમાં ગૂંથાયો હોય ત્યારે સર્વ ખાસગી કારભાર ચિમાજીજ તપાસતો હતો. સદાશિવરાવભાઉ નામે તેને એક છોકરો હતો. તે પણ આગળ જતાં બાળાજીને બહુ ઉપયોગી થઈ પડ્યો.

---

# પ્રકરણ ૧૩ મું.

## બાળાજી બાજીરાવ ઉર્ફે નાનાસાહેબ (૧૭૪૦–૧૭૬૧).

**બાળાજીના પ્રતિસ્પર્ધીઃ**—બાજીરાવની પછી બાળાજી પેશ્વા થયો. મરાઠા દરબારમાં બાપની માફક બાળાજીના પણ કેટલાક વિરોધી સરદારો હતા. તેમાં દામાજી ગાયકવાડ અને રઘૂજી ભોંસલે મુખ્ય હતા.


બાળાજી બાજીરાવ.

**માળવાની સનદઃ**—પોતાની કારકિર્દીની શરૂઆતમાંજ બાળાજી ઉત્તર તરફ સ્વારીએ ગયો અને તેણે ગઢ અને મંડલા કબજે કરી લીધાં. બાળાજી આમ ઉત્તર તરફ સ્વારીએ ગયો હતો ત્યારે રઘૂજી ભોંસલેની શીખવણીથી દામાજી ગાયકવાડે માળવાનો કેટલોક મુલક જીતી લીધો. આથી બાળાજી રઘૂજી પર ગુસ્સે થયો અને તેણે તેને શિક્ષા કરવાનો ઠરાવ કર્યો. દરમ્યાન રઘૂજી ભોંસલેએ બંગાળાના મુર્શિદાબાદ, હુગલી વગેરે માતબર શહેરો લૂંટ્યાં. ભોંસલેએ આ પ્રમાણે બંગાળામાં ધમાચકડી કરી મૂકી તેથી બંગાળાના સૂબા અલિવર્દીખાનથી મોગલ પાદશાહને બંગાળાની મહેસૂલ ભરાઈ નહિ. ત્યારે પાદશાહ મહંમદશાહે રઘૂજીને દાબમાં રાખવા માટે બાળાજીને આગ્રહ કર્યો. બાળાજીને આવી સંધિ જોઈતીજ હતી. તે મુર્શિદાબાદ ગયો અને તેણે રઘૂજીને હરાવી તેને નાગપુર તરફ પાછો કાઢ્યો. આ મદદ માટે પાદશાહે બાળાજીને માળવાની સનદ કરી આપી. આ પ્રમાણે બાપનો મનોરથ બાળાજીએ પૂર્ણ કર્યો.

**ફત્તેહમંદ ચઢાઇઓઃ**—રઘૂજી સાથેની સ્પર્ધા ઠીક નથી એવું બાળાજીને લાગ્યું. તેથી તે સતારા ગયો અને ત્યાં શાહૂને મધ્યસ્થ રાખી તેણે રઘૂજી

સાથે સમજૂતી કરી. પછી બાળાજીએ નિર્ભયપણે માળવામાં સઘળે દોડધામ કરી મૂકી બધેથી ચોથની વસૂલાત કરી. અને રઘુજીએ પાછા બંગાળા અને બહાર લૂંટ્યાં. સદાશિવરાવભાઉ કર્ણાટકમાં સ્વારી લઈ ગયો અને તેણે ઠેઠ તુંગભદ્રાસુધી મરાઠાનો દોર બેસાડ્યો.

**શાહૂનું મૃત્યુ ( ૧૭૪૮ ):**—શાહૂએ બધો કારભાર બાળાજીનેજ સોંપ્યો હતો. તેને કંઇ સંતાન નહોતું તેથી તેણે તારાબાઇના પૌત્ર રાજારામને દત્તક લીધો હતો. આ વાત તેની રાણી સકવારબાઈને રુચી નહિ. તેથી મરાઠા દરબારમાં એક તારાબાઈનો અને બીજો સકવારબાઈનો એમ બે પક્ષ પડી ગયા હતા. પણ શાહૂના મરણ પછી સકવારબાઈ સતી થઈ એટલે તેનો પક્ષ નહિ જેવો રહ્યો.

**પ્રતિસ્પર્ધીઓની હાર:**—રામરાજાએ પણ સર્વ સત્તા બાળાજીનેજ આપી. ત્યારપછી બાળાજી પુણે રહેવા લાગ્યો. અને ત્યાંથીજ પોતાની જવાબદારીપર મરાઠા રાજ્યનો કારભાર કરવા લાગ્યો. આ વાત તારાબાઈને ગમી નહિ અને તે બાળાજી તરફ દ્વેષ રાખવા લાગી. તેણે રામરાજાને બાળાજી સામે ઘણો ભંભેર્યો પણ રામરાજાએ તેની વાત સાંભળીજ નહિ. ત્યારે તારાબાઈએ રામરાજાને કેદ કરી યશવંતરાવ દાભાડેને અને દામાજી ગાયકવાડને સતારા બોલાવ્યા. આ કારસ્થાનની બાળાજીને ખબર થતાંજ તે સતારા ગયો અને ગાયકવાડને અને દાભાડેને પકડી કેદ કરી પુણે લઈ ગયો. તારાબાઈ ફરીથી કાવતરૂં કરે નહિ માટે બાળાજીએ એક જબરી ફોજ સતારામાં રાખી.

**રોહિલા સાથે અણબનાવ:**—દિલ્હીથી ચાલી ગયા પછી કેટલેક કાળે નાદિરશાહનું ખૂન થયું હતું. તેના મરણ પછી તેનો સેનાપતિ અહંમદશાહ અબદલી અફગાનિસ્તાન પચાવી પડ્યો હતો અને ત્યાંથી તે દર વર્ષે પંજાબપર સ્વારી કરતો હતો. અયોધ્યાનો વજીર સફદરજંગ દિલ્હીમાં વજીરનું કામ કરતો હતો. રોહિલખંડ અને દોઆબમાં પઠાણો ધમસાણ વાળી રહ્યા હતા. ત્યારે સફદરજંગે સિંધિઆ અને હોલકરની મદદથી રોહિલા પઠાણોને જેર કર્યા. આ મદદને માટે મરાઠાઓને રોહિલખંડ, પંજાબ વગેરે પ્રાંતોમાંથી ચોથ ઉઘરાવવાનો હક મળ્યો. આ વખતથી રોહિલાઓ મરાઠાના

શત્રુ થયા. પંજાબ પ્રાંત સાથે આમ સંબંધ થવાથી મરાઠા અને અહમદશાહ અબદલ્લી વચ્ચે અથડામણુ થવા લાગી.

**સલાબતજંગ સાથે જંગઃ**—અત્યાર અગાઉ અંગ્રેજો અને ફ્રેંચો કવાયદી લશ્કરને બળે દેશી રાજાઓની લડાઈમાં વચ્ચે પડવા લાગ્યા હતા. ઈ. સ. ૧૭૪૮ માં નિઝામઉલમુલ્ક મરણ પામ્યો ત્યારે હૈદરાબાદની ગાદી માટે તેના કુટુંબમાં ટંટો થયો. એ ટંટામાં વચ્ચે પડી ફ્રેંચોએ નિઝામના છોકરા સલાબતજંગને ગાદીએ બેસાડ્યો. ફ્રેંચ લોકની મદદથી સલાબતજંગ પ્રબળ થશે એમ લાગવાથી બાળાજીએ આગળથીજ યુદ્ધની તૈયારી કરી રાખી હતી. ઈ. સ. ૧૭૫૧ માં ફ્રેંચ સેનાપતિ બુસી મરાઠા મુલકપર એકદમ ચઢી ગયો. પહેલી લડાઈ ઘોડનદી આગળ થઈ. એ લડાઈથી કંઈ છેવટનો નિર્ણય થયો નહિ. બીજે વર્ષે ભાલકીની લડાઈમાં નિઝામની હાર થઈ. છેવટે સલાબતજંગે તાપી અને ગોદાવરી નદીની વચ્ચેનો મુલક મરાઠાઓને આપવાનું કબૂલ કરી તેમની સાથે સલાહ કરી.

**કર્ણાટકમાં લડાઈઃ**—કડપા, કર્નૂલ અને સાવનૂરના પઠાણ નવાબોએ શિરજોરી કરી તુંગભદ્રા આગળનો મરાઠા મુલક કબજે કરી લીધો હતો. તેથી નિઝામ સાથે સલાહ થયા પછી તેના લશ્કરની મદદ લઈ મરાઠાઓ કર્ણાટકમાં ચઢાઈ લઈ ગયા અને પઠાણ નવાબોને હરાવી તેઓએ પોતાનો મુલક પાછો ઝૂંટવી લીધો. ત્યારપછી મરાઠાઓ મ્હૈસૂરપર ચઢી ગયા અને તેઓએ ત્યાંની રાજધાની શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. મ્હૈસૂરના રાજા નંદરાજે મરાઠાઓને ખંડણીબદલ પાંચ લાખ રૂપીઆ આપવા કબૂલ કરી સલાહ કરી.

**વિજયદુર્ગનો પરાજયઃ**—વિજયદુર્ગના સંભાજી આંગ્રેના મરણ પછી તેના સાવકા ભાઈ તુળાજી પાસે અધિકાર આવ્યો હતો. પોતાના નૌકાસૈન્યના જોરથી વારંવાર તે મુંબઈના અંગ્રેજોનાં વહાણ લૂંટતો હતો. તે બાળાજીની પણ વિરુદ્ધ થયો હતો. તેથી તેને ઠેકાણે લાવવા ઈ. સ. ૧૭૫૬ માં બાળાજીએ અંગ્રેજોની મદદથી તુળાજીના સુવર્ણદુર્ગ, બાણકોટ અને વિજયદુર્ગ નામના ત્રણ કિલ્લા જીતી લીધા અને તુળાજીને કેદખાને નાંખ્યો. આવી રીતે મરાઠા નૌકાસૈન્યનો નાશ થવાથી અંગ્રેજ લોક પશ્ચિમ કિનારાપર નિર્ભયપણે વર્તવા લાગ્યા.

# પ્રકરણ ૧૪ મું.

## રાઘોબા અને સદાશિવરાવભાઉનાં પરાક્રમ.

**કુંભેરીનો ઘેરો:**—બાળાજીએ ઉત્તરમાં લડાઇઓ ચલાવવાનું કામ રાઘોબાને સોંપ્યું હતું. તેણે રજપૂતાનામાં દાખલ થઈ ભરતપુરના જાટ રાજાપર ચઢાઈ કરી. આ અરસામાં દિલ્હીના દરબારમાં બે પક્ષ પડી ગયા હતા. એક પક્ષ વજીર સફદરજંગનો અને બીજો નિઝામઉલમુલ્કના પૌત્ર મીર શાહબુદ્દીનનો. સફદરજંગે જાટરાજા સુરજમલની મદદ લીધી અને મીર શાહબુદ્દીને સિંધિઆ અને હોલકરને પોતાની મદદે બોલાવ્યા. દરમ્યાન રાઘોબા પણ ત્યાં જઈ પહોંચ્યો હતો. બંને પક્ષના મદદગાર સુરજમલ અને મરાઠા વચ્ચે યુદ્ધ શરૂ થયું. રાણોજીના છોકરા જયાપ્પા સિંધિઆએ અને મલ્હારરાવ હોલકરે કુંભેરીના કિલ્લામાં સુરજમલને ઘેરી લીધો. આ ઘેરામાં મલ્હારરાવ હોલકરનો છોકરો ખંડેરાવ માર્યો ગયો. આખરે હારીજઈ સુરજમલ શરણે આવ્યો. ત્યારપછી રાઘોબા દિલ્હી ગયો અને ત્યાં દરબારમાં મીર શાહબુદ્દીનને કારભારૂં અપાવી રાઘોબાએ મરાઠાઓની કીર્તિ વધારી.

**જયાપ્પાનું ખૂન:**—આ અરસામાં જોધપુરમાં ગાદીને માટે રામસિંહ અને વિજયસિંહ નામના બે પીતરાઈ ભાઈઓ વચ્ચે તકરાર થઈ. જયાપ્પા સિંધિઆએ રામસિંહનો પક્ષ લીધો અને તેના તરફથી વિજયસિંહને નાગોરના કિલ્લામાં ઘેરી લીધો. વિજયસિંહે જયાપ્પાનું ખૂન કરાવ્યું તોપણ જયાપ્પાના ભાઈ દત્તાજી અને છોકરા જંકોજીએ બહાદુરીથી લડી વિજયસિંહને હરાવી રામસિંહને ગાદીપર બેસાડ્યો. આ મદદ બદલ મરાઠાઓને અજમેર પ્રાંત મળ્યો. ત્યારપછી રાઘોબા પુણે પાછો ગયો.

**અટકપર ભગવો ઝંડો:**—રાઘોબાના ચાલી ગયા પછી મીર શાહબુદ્દીને પાદશાહનું ખૂન કરી સર્વ સત્તા પોતાના હાથમાં લીધી. આ વાત તેના પ્રતિસ્પર્ધી નજીબખાન રોહિલાને પરવડી નહિ. તેણે અહંમદશાહને બોલાવ્યો. અહંમદશાહ અબ્દલ્લીએ દિલ્હી આવી મીર શાહબુદ્દીનને કેદમાં નાંખ્યો ( ૧૭૬૫ ).

આ વાત કાને પડતાંજ બાળાજીએ રાઘોબાને પાછો દિલ્હી રવાના કરી દીધો. સિંધિઆ અને હોલકરને સાથે લઈ રાઘોબા દિલ્હી ગયો. પંજાબમાં પોતાના છોકરા તૈમૂરશાહને મૂકી અહમદશાહ પાછો અફગાનિસ્તાન ગયો હતો. દિલ્હીથી રાઘોબા તૈમૂર પર ચઢી ગયો. તૈમૂર નાઠો. તેની પૂઠ મરાઠાઓએ અટક સુધી પકડી, અને તેઓએ અટકના કિલ્લાપર પોતાનો ઝંડો ઉરાડ્યો. દત્તાજી સિંધિઆને પંજાબમાં બંદોબસ્ત જાળવવા રાખી રાઘોબા પોતે દિલ્હી આવ્યો.

**ઉદગીરની લડાઈ** (૧૭૬૦):—આ પ્રમાણે ઉત્તરમાં પણ મરાઠાઓની હાક વાગવા લાગી. એજ પ્રમાણે નિઝામને હાથ બતાવી દક્ષિણમાં પણ દિગ્વિજય કરવાની ઇચ્છા બાળાજીને થઈ. સલાબતજંગનો કારભાર તેનો ભાઈ નિઝામઅલ્લી ચલાવતો હતો. તે મરાઠા તરફ બેપરવાઇથી વર્તતો હતો. ફ્રેંચ સેનાપતિ બુસી પણ પોતાનું લશકર લઈ હૈદરાબાદમાંથી ચાલી ગયો હતો. બુસીના તોપખાનાનો ઉપરી ઈબ્રાહીમખાન ગારદી મરાઠાની નોકરીમાં રહ્યો હતો. આવી પરિસ્થિતિ હતી ત્યારે સદાશિવરાવભાઉ સલાબતજંગપર ચઢાઈ લઈ ગયો. ઉદગીર આગળ સામસામી લડાઈ થઈ. તેમાં ઇબ્રાહીમખાનના તોપખાનાએ નિઝામના લશ્કરમાં કેર વર્તાવ્યો. લડાઈમાં નિઝામની હાર થઈ, તેથી તેણે દોલતાબાદથી બિજાપુર સુધીનો બાસઠ લાખની ઉપજવાળો મુલક મરાઠાઓને આપ્યો. આ લડાઈમાં તોપોનો ઘણો સારો ઉપયોગ થવાથી સદાશિવરાવભાઉએ મરાઠાઓની અત્યાર સુધીની યુદ્ધ પદ્ધત્તિનો ત્યાગ કર્યો. એ આગળ થનાર પાણિપતની લડાઈમાં મરાઠાની હારનું કેટલેક અંશે કારણ હતું.

---

# પ્રકરણ ૧૫ મું.

## પાણિપતનું યુદ્ધ. (૧૭૬૧).

**અબદલ્લી સાથે લડાઈ** (૧૭૬૦):—દત્તાજી સિંધિઆ રાઘોબાના ગયા પછી પંજાબમાં બંદોબસ્ત કરી દિલ્હી ગયો હતો. બાળાજીએ દત્તાજીને નજીબખાનને દાબી દેવાનું આગ્રહપૂર્વક લખ્યું હતું. વજીર સફદરજંગ

ઈ. સ. ૧૭૫૪ માં મર્યાપછી તેનો છોકરો શુજાઉદ્દૌલા સૂબેદાર થયો હતો. તેનાં રાજ્યમાંના હિંદુઓનાં પવિત્ર ક્ષેત્રો છોડવવાનું કામ દત્તાજીએ માથે લીધું હતું. મરાઠાઓનું જોર વધી જાય નહિ એવા હેતુથી તેમના હાડવેરી નજીબખાને શુજાઉદ્દૌલા, મલ્હારરાવ હોલકર અને દત્તાજી સાથે જુદાં જુદાં ખાનગી કાવતરાં શરૂ કર્યાં. તેમજ તેણે અબદલીને તાબડતોબ આવવાનું આમંત્રણ મોકલ્યું. મોટું સૈન્ય લઈ અબદલી દિલ્હી તરફ ચાલી આવ્યો. આ વાતની ખબર પડી ત્યારેજ નજીબખાનનાં કાવતરાંની દત્તાજીને સમજ પડી. પ્રસંગ બારીક આવ્યો છે એમ જાણી દત્તાજીએ મલ્હારરાવ હોલકર અને ગોવિંદપંત બુંદેલાને તાબડતોબ મદદે આવવા કહેણ મોકલ્યું. અને પોતે એકલો અબ્દલ્લીને રોકવા નીકળી પડ્યો. હોલકર અને બુંદેલો તેની મદદે તાબડતોબ દોડી ગયા નહિ. તેથી દત્તાજીને એકલાનેજ શત્રુની સામે થવું પડ્યું. પહેલી ચકમકમાં અબદલ્લીની હાર થઈ. અબદલી સમજી ગયો કે આપણા એકલાથી દત્તાજીને હરાવાશે નહિ. તેથી તે જમનાનદી ઓળંગી દોઆબમાં ગયો અને નજીબખાનને મળી ગયો. ત્યારપછી અબદલી જમનાને પૂર્વ કિનારે અને દત્તાજી પશ્ચિમ કિનારે દિલ્હી તરફ કૂચ કરવા લાગ્યા. પણ પછી રસ્તામાં બદાઉના ઘાટ આગળ ઉતાવળાપણે દત્તાજી અબદલી પર તૂટી પડ્યો અને લડાઇમાં માર્યો ગયો.

આ માઠી ખબર પુણે પહોંચી ત્યારે બાળાજીએ પોતાના છોકરા વિશ્વાસરાવને અને સદાશિવરાવભાઉને મોટું સૈન્ય આપી તાબડતોબ દિલ્હી તરફ રવાના કરી દીધા. રસ્તામાં તેમને દામાજી ગાયકવાડ, યશવંતરાવ પવાર વગેરે નાના મોટા મરાઠા સરદારો આવી મળ્યા. પણ સદાશિવરાવ દિલ્હી પહોંચે તે પહેલાં અબદલી, નજીબ અને શુજાના સૈન્યો જોડાઈ ગયાં હતાં.

**દિલ્હીમાં મુકામઃ**—સદાશિવરાવભાઉ મરાઠા સૈન્યસાથે ગ્વાલીઅર જઈ પહોંચ્યો. શત્રુનાં લશ્કરો દોઆબમાં એકત્ર થયાં છે એ જાણી સદાશિવરાવભાઉએ ઠેઠ દિલ્હી જવાનું ઠરાવ્યું. દરમ્યાન બળવંતરાવ મેહેંદળે નામના શૂરા મરાઠા સરદારે દિલ્હી હસ્તગત કરી લીધું. ભાઉ જ્યારે દિલ્હી પહોંચ્યો ત્યારે ચોમાસું બેસી ચૂક્યું હતું. તેથી તેણે દિલ્હીમાંજ મુકામ કર્યો. ભાઉએ શાહજાદા અલિગોહરને ગાદીપર બેસાડ્યો. આ પ્રમાણે દિલ્હીમાં

ભાઉનું જોર જામતું જતું જોઈ નજીબની મદદે આવવા માટે અહંમદ-શાહને પશ્ચાતાપ થવા લાગ્યો.

**શરૂઆતની હીલચાલઃ**—જાટરાજા સુરજમલ હજીસુધી મરાઠાના પક્ષમાં હતો. ભાઉને પૈસાની તંગી હતી તેથી તેણે દિલ્હીના રાજમહેલોમાંની રૂપેરી છત કાઢી લીધી. ભાઉનું આ કામ સુરજમલને પસંદ ન પડવાથી તે ત્યાંથી ચાલી ગયો. આવા જબરા સૈન્યવાળા મદદગારને ગુમાવ્યો એ ભાઉની મોટી ભૂલ હતી.

આ વખતે બળવંતરાવ મેહેંદળે અને જંકોજી સિંધિઆ ઉત્તર તરફ ગયા હતા અને તેમણે જમનાના પશ્ચિમ કિનારે આવેલું કુંજપુરાનું નાકું કબજે કરી લીધું હતું. દોઆબમાં અબદલીપર ચઢાઈ કરી તેને ઉત્તર તરફ કુંજપુરા આગળ મરાઠા સૈન્યપાસે હઠાવતાં લઈ જવાનું કામ ગોવિંદપંત બુંદેલાને સોંપ્યું હતું. તે તેનાથી બન્યું નહિ. ત્યારે ભાઉ પોતે આખું સૈન્ય લઈ કુંજપુરા ગયો. ત્યાંથી જમના નદી ઓળંગી દોઆબમાં જઈ અબદલીપર એકાએક છાપો મારવો એવી ભાઉની બાજી હતી. પણ અબદલી ઘણો ચાલાક હતો. દોઆબમાં આપણે હારી જઈશું એમ સમજી જઈ તે પોતેજ જમના ઓળંગી બાગપત આગળ આવ્યો. આમ થવાથી સદાશિવરાવભાઉનો દિલ્હી સાથેનો વહેવાર તૂટ્યો. ત્યારપછી અબદલી ઉત્તરે પાણિપત તરફ ગયો. આની ખબર પડતાંજ ભાઉ કુંજપુરાથી દક્ષિણ તરફ આવ્યો. આમ પાણિપતના મેદાનમાં બંને લશ્કરો સામસામાં આવી ઉભાં. અબદલીએ ભાઉને દિલ્હીથી મળતી સામગ્રી અટકાવી. તેથી સામગ્રીની ખોટ પડવાથી મરાઠા સૈન્ય હાલહવાલ થવા લાગ્યું. મુખ્ય યુદ્ધ શરૂ થતાં પહેલાં બે ત્રણ ચકમક ઝરી તેમાં જંકોજીએ બહુ બહાદુરી બતાવી. પરંતુ કમનસીબે બળવંતરાવ મેહેંદળે અને ગોવિંદપંત બુંદેલા માર્યા ગયા.

**મુખ્ય સંગ્રામઃ**—દાણાપાણીની અને બીજી યુદ્ધ સામગ્રીની ખોટ પડવાને લીધે સૈન્યની હાલહવાલી થતી જોઈ ભાઉએ લડાઈ શરૂ કરવાનો ઠરાવ કર્યો. તા. ૧૪ મી જાનેવારી ૧૭૬૧ ને રોજ સર્વ મરાઠા સરદારો છાવણીમાંથી બહાર પડ્યા અને લડવાને તૈયાર થયા. સદાશિવરાવ અને વિશ્વાસરાવ સૈન્યના મધ્યમાં રહ્યા. ડાબી બાજુએ દામાજી ગાયકવાડ અને

ઇબ્રાહીમખાન ગારદી હતા અને જમણી બાજુએ મલ્હારરાવ હોલકર અને જંકોજી સિંધિઆ તેમના લશ્કર સાથે ઉભા હતા. સૈન્યની મધ્યમાં મરાઠાઓનું તોપખાનું હતું. અબદલ્લીનું સૈન્ય પણ બરાબર તૈયાર થઇને સામું આવીને ઉભું રહ્યું. સવારથીજ લડાઈ શરૂ થઈ. બપોર સુધી મરાઠાઓ જોરપર હતા. પણ ત્યારપછી વિશ્વાસરાવ ગોળી લાગવાથી મરણ પામ્યો એટલે ભાઉની ધીરજ ખૂટી. અને તેની સમયસૂચક બુદ્ધિ ચાલી ગઈ. તે પોતે સંગ્રામની વચમાં ઘૂસ્યો અને દેખાતો બંધ થયો. એટલે મરાઠા સૈન્યમાં ગભરાટ પેઠો. આ અણીની વેળાએ અબદલ્લીનું અનામત લશ્કર મરાઠા ઉપર તૂટી પડ્યું. મરાઠાઓની ભયંકર કતલ થઈ. ભાઉનો પત્તો લાગતો નહોતો. યશવંતરાવ, ઇબ્રાહીમખાન, જંકોજી વગેરે નાના મોટા બધા સરદારો ઠાર થયા. બીજે દિવસે મરાઠા સૈન્યનો મોટો ભાગ કપાઇ ગયો. બાળાજી મરાઠા સૈન્યની મદદે દિલ્હી જવા પુણેથી નીકળ્યો હતો. તેને રસ્તામાંજ આ હારની ખબર પડી. એ ખબર સાંભળી બહુ નિરાશ થઇ તે પાછો ફર્યો. દુઃખથી તેનું હૃદય ફાટી ગયું અને પુણે આવ્યા પછી થોડા દિવસમાં પર્વતીપર તે મરણ પામ્યો.

**યોગ્યતાઃ**—બાળાજી ધોરણસર કામ કરનારો પુરુષ હતો. માણસોની પરીક્ષા કરવામાં તે એક્કો હતો. પેશ્વાઈની કીર્તિ તેણે ઘણી વધારી હતી. એની કારકિર્દીમાં ઉત્તર અને દક્ષિણ હિંદુસ્થાનમાં મરાઠાઓનો ધાક સજ્જડ બેઠો. રાજ્યકારભારમાં પણ બાળાજીએ ઘણા સુધારા કર્યા. આ પેશ્વાની કારકિર્દીમાં મરાઠા સત્તા કીર્તિની ટોચે પહોંચી હતી.

કારભારમાં અને રાજ્યવિસ્તારના કામમાં સદાશિવરાવભાઉએ તેને ઘણી મદદ કરી હતી. તેજ પ્રમાણે સિંધિઆ કુટુંબે પણ તેને ઉત્તમ મદદ કરી હતી. મરણસમયે બાળાજીને માધવરાવ અને નારાયણરાવ નામના બે છોકરા હતા.

**પાણિપતનાં યુદ્ધનું પરિણામઃ**—પાણિપતની લડાઈમાં મરાઠાઓએ અતુલ પરાક્રમ કરી પોતાના સામર્થ્યની ખાતરી કરી આપી હતી. પરંતુ કાર્ય-દક્ષ, અનુભવી અને નિમકહલાલ સરદારો આ યુદ્ધમાં ખપી ગયા. આ લડાઇ પછી એ મરાઠા સરદારોના વંશજો માંહોમાંહે લડવા લાગ્યા. તેથી પૂર્વ પ્રમાણે મરાઠાઓમાં સંપ રહ્યો નહિ. આ લડાઇથી મરાઠાઅને મુસલમાન બંને નબળા પડી ગયા. એટલે અંગ્રેજોને પોતાની સત્તા જમાવવાનું સહેલું થઇ પડ્યું.

---

# પ્રકરણ ૧૬ મું.

## મરાઠા સરદારોની નવી પેઢી.

**નાના અને મોરોબાઃ**—બાળાજી પછી માધવરાવ ચોથો પેશ્વા થયો. એની કારકિર્દીમાં નવાં મરાઠા મુત્સદ્દી અને સૈનિક કુટુંબો પ્રસિદ્ધિમાં આવ્યાં. બાળાજી વિશ્વનાથની સાથે વેળાસના ભાનૂ પણ બહાર આવ્યા હતા. આ બે કુટુંબો વચ્ચે ઘણા સમયથી ઘરોબો હતો. જ્યારે બાળાજી વિશ્વનાથને પેશ્વાઈ મળી ત્યારે ફડનવીસનું કામ ભાનૂ કુટુંબને મળ્યું હતું. આ કુટુંબના નાના અને મોરોબા ફડનવીસ માધવરાવ પેશ્વાના વખતમાં પ્રસિદ્ધિમાં આવ્યા. નાના અને મોરોબા કાકા કાકાના છોકરા થતા હતા. નાના ફડનવીસ મોટો મુત્સદ્દી હોઇ ઘણે ઉંચે હોદ્દે ચઢવા પામ્યો હતો. તેનાપર માધવરાવની ઘણી શ્રદ્ધા હતી. મોરોબાનું વલણ રાઘોબા તરફ હોવાને લીધે તેને નાના સાથે અણબનાવ થયો.

**સખારામબાપુઃ**—સખારામબાપુ બોકીલ પણ આ વખતે મુત્સદ્દી તરીકે આગળ આવ્યો. રાઘોબાની ઉત્તર હિંદુસ્થાનની સ્વારીમાં એ રાઘોબા-સાથે તેના કારભારી તરીકે ગયો હતો. રાઘોબા અને તેની વચ્ચે સારી દોસ્તી હતી. જૂના સરદારોમાં પણ તેનું વજન ઠીક પડતું હતું. માધવ-રાવની તેના પર ઇતરાજી થઈ તેથી તેણે સખારામબાપુનું કામ ભાનૂ કુટુંબને આપ્યું. સખારામબાપુનું વર્તન દ્વિઅર્થી હોવાને લીધે નાના ફડ-નવીસને તેની સાથે બનતું નહોતું.

**મહાદજી સિંધિઆઃ**—રાણોજીના છોકરા જયાપ્પા અને દત્તાજી અને જયાપ્પાનો છોકરો જંકોજી એ સર્વ મરણ પામ્યાથી રાણોજીનો અનૌરસ પુત્ર મહાદજી સિંધિઆ કુટુંબનો મુખ્ય માણસ થયો. તેણે કવાયદી કેળવાયલું લશ્કર રાખી દિલ્હી દરબારમાં સારી છાપ પાડી હતી. આગળ જતાં તે નાના ફડનવીસનો મોટો મદદગાર થઈ પડ્યો હતો. પણ પોતાની કામગીરી પ્રમાણે મરાઠા રાજ્યમાં પોતાને યોગ્યસ્થાન મળવું જોઇએ એવી તેની મહત્ત્વાકાંક્ષા હોવાથી આગળ જતાં નાના અને મહાદજી વચ્ચે અણવિશ્વાસ થતો ગયો.

**તુકોજી હોલકરઃ**—મલ્હારરાવ હોલકર ઈ. સ. ૧૭૬૫ માં મરી ગયો. તેનો છોકરો ખંડેરાવ કુંભેરીના ઘેરામાં માર્યો ગયો હતો. તેથી મલ્હારરાવ પછી તેની વિધવા અહલ્યાબાઈ હોલકરના મુલકનો કારભાર ચલાવતી હતી. મલ્હારરાવનો એક સ્નેહી તુકોજી હોલકર તેને કારભારમાં ઘણી મદદ કરતો હતો. તુકોજી રાઘોબાના અને મોરોબા ફડનવીસના પક્ષમાં હતો.

**મુધોજી અને સાબાજી ભોંસલેઃ**—બાળાજીનો પ્રતિસ્પર્ધી રઘૂજી ભોંસલે ઈ. સ. ૧૭૫૩ માં મરણ પામ્યો હતો. તેના પછી તેનો છોકરો જાનોજી જાગીરનો માલીક થયો હતો. તે માધવરાવ સાથે આડો ચાલતો હતો. તે ઈ. સ. ૧૭૭૩ માં મરણ પામ્યો. તેણે પોતાના સાવકા ભાઈ મુધોજીના છોકરા રઘૂજીને દત્તક લીધો હતો. જાનોજીના મરણ પછી તેના સગા ભાઈ સાબાજી અને સાવકા ભાઈ મુધોજી વચ્ચે ટંટો થયો. ત્યારે સાબાજીને મારી નાંખી મુધોજી મુખત્યાર થયો. તેને રાઘોબાનો જબરો ટેકો હતો. તે ઈ. સ. ૧૭૮૮ માં મરણ પામ્યો ત્યારે રઘૂજી કારભાર કરવા લાગ્યો.

**ફત્તેસિંહ અને ગોવિંદરાવ ગાયકવાડઃ**—દામાજી ગાયકવાડ રાઘોબાના પક્ષનો હતો. તે ઈ. સ. ૧૭૬૮ માં મરણ પામ્યો, ત્યારે તેના છોકરા ફત્તેસિંહ અને ગોવિંદરાવ એકબીજા સાથે લડવા લાગ્યા. ફત્તેસિંહે નાના ફડનવીસને ઘણી મદદ કરી હતી.

**હરિપંત ફડકેઃ**—નાના ફડનવીસના ગોરનો છોકરો હરિપંત ફડકે પહેલાં કારકુન હતો. માધવરાવની કારકિર્દીમાં કારકુની છોડી દઈ તે લશ્કરી નોકરીમાં જોડાયો હતો. વધતાં વધતાં તે પેશ્વાનો સેનાપતિ થયો હતો. તેનો સ્વભાવ સૌમ્ય અને મળતાવડો હતો. તે નાનાફડનવીસનો જમણો હાથ હતો.

**પરશુરામભાઉ પટવર્ધનઃ**—હરભટ પટવર્ધન નામનો કર્મઠ બ્રાહ્મણ બાળાજી વિશ્વનાથની નોકરીમાં હતો. આગળ જતાં એના કુટુંબના પુરુષો લશ્કરી નોકરી કરવા લાગ્યા. તેમને ઈ. સ. ૧૭૬૪ માં મિરજની જાગીર મળી. આ કુટુંબનો પરશુરામ પટવર્ધન માધવરાવની કારકિર્દીમાં પ્રસિદ્ધિમાં આવ્યો. તે રાઘોબાની વિરુદ્ધ હતો. કોલ્હાપુર અને કર્ણાટકની સરહદપર બંદોબસ્ત રાખવાનું કામ પટવર્ધન કુટુંબને સોંપાયું હતું.

**રામશાસ્ત્રી પ્રભુણે:**—આ પુરુષે કાશી જઈ વિદ્યા પ્રાપ્ત કરી. પછી માધવરાવની કારકિર્દીમાં તે સરન્યાયાધીશ થયો હતો. નિસ્પૃહતા માટે તેણે ઘણી ખ્યાતિ મેળવી હતી.

**રાસ્તે અને પેઠે:**—સદાશિવરાવભાઉના મામા ત્રિંબકરાવ પેઠે અને રાસ્તેએ પણ આ અરસામાં ઘણી સારી લશ્કરી નોકરી બજાવી હતી. ત્રિંબકરાવ મામાને સખારામ બાપુ સાથે અણબનાવ હતો.

---

# પ્રકરણ ૧૭ મું.

## પહેલો માધવરાવ પેશ્વા (૧૭૬૧–૧૭૭૨).
## દક્ષિણમાં દિગ્વિજય.

**મરાઠામાં ફાટફૂટ:**—નાનાસાહેબ પછી માધવરાવને પેશ્વાપદ મળ્યું. વડીલના નાતાથી રાઘોબા કારભાર ચલાવતો હતો. રાઘોબાને પોતાની હોશીઆરી માટે ઘણું અભિમાન હતું. પણ તે રાજ્ય બરાબર જાળવશે એવો મરાઠા સરદારોને ભરોસો નહોતો. તે મિથ્યાભિમાની હોવાથી આપમતલબીઆ ખુશામતખોરોના હાથમાં રમકડાં જેવો થઈ રહ્યો. તેથી મરાઠાઓમાં ફાટફૂટ થઈ. કાવતરાંખોરો અને શત્રુને આ ફાટફૂટનો પ્રસંગ અનુકૂળ થઈ પડ્યો. શરૂઆતથીજ માધવરાવ અને રાઘોબાના અનુયાયીઓ વચ્ચે અણવિશ્વાસ હતો અને દિવસે દિવસે તેઓ વચ્ચે વેર વધતું ગયું. દ્વિમુખી સખારામબાપુ રાઘોબાના પક્ષમાં



માધવરાવ પેશ્વા.

હતો. તેને ફડનવીસ, પટવર્ધન અને પેઠે સાથે બનતું નહિ. જાનોજી ભોંસલે આ બધી ખટપટથી અલગ રહ્યો હતો. પણ આ વખતે તેણે રાઘોબાનો પક્ષ લીધો. મલ્હારરાવ હોલકર અને દામાજી ગાયકવાડનું વલણ રાઘોબા તરફ હતું અને મહાદજી સિંધિઆ માધવરાવ તરફ હતો.

**રાઘોબાની નિઝામ સાથે સલુકાઈ** ( ૧૭૬૧ ):—ઉદગીરની લડાઈ પછી મિરજની જાગીર મેળવી પટવર્ધન સરદારે નિઝામને ઠીક કાબૂમાં રાખ્યો હતો. પણ પુના દરબારમાં કુસંપ થયેલો જોઈ ઉદગીરની લડાઈમાં થયેલું નુકસાન ભરી લેવાનો નિઝામને વિચાર થયો. નિઝામ અને મરાઠા મુલકો વચ્ચે કુદરતી સરહદ ન હોવાને લીધે સરહદ સંબંધે બંને વચ્ચે વારંવાર ટંટા થતા હતા. પુણાની ફાટફૂટનો લાભ લેવા નિઝામ શોલાપુરને રસ્તેથી નગર સુધી ચાલી આવ્યો. રાઘોબા અને માધવરાવ તેની સામે ગયા. પણ તેમને હાથતાળી આપી નિઝામનું સૈન્ય લૂંટાલૂંટ અને બાળાબાળી કરતું ઠેઠ પુણા સુધી ગયું. પણ જાનોજી ભોંસલે અને દામાજી ગાયકવાડે નિઝામને જેર કર્યો. આગળ ઉપર નિઝામ આપણને કામ લાગશે એમ વિચારી સાંડસામાં આવેલા નિઝામ સાથે રાઘોબાએ સલાહ કરી. ત્યારપછી નિઝામઅલીએ પોતાના ભાઈની ગાદી ગળકાવી અને વિઠ્ઠલ સુંદર નામના એક અનુભવી મુત્સદ્દીને પોતાનો દિવાન બનાવ્યો.

**રાઘોબાનું રૂસણું** ( ૧૭૬૨ ):—રાઘોબાએ નિઝામ સાથે કરેલી સલાહથી મરાઠા રાજ્યને આખર સુધી સોસવું પડ્યું. રાઘોબાના કારસ્થાનપર માધવરાવને ચીડ ચઢી. તેણે રાઘોબાને અને સખારામબાપુને કેટલાક સમય સુધી કારભારાંમાંથી દૂર કર્યા. પોતાને પાંચ કિલ્લા અને દસ લાખની જાગીર જોઈએ એવી હઠ લઈ રાઘોબા રિસાયો. બહાનું કાઢી તે અને સખારામબાપુ પુણેથી ચાલી ગયા અને નિઝામને જઈ મળ્યા. તેના આ કારસ્થાનને તોડવા માધવરાવને ફરજ પડી.

**ઘોડનદીની લડાઈ** ( ૧૭૬૨ ):—મરાઠા મુલકમાંજ લૂંટફાટ કરી રાઘોબાએ લશ્કર ઉભું કર્યું. ભોંસલે અને નિઝામ પણ પોતાનાં સૈન્યો સાથે તેને આવી મળ્યા. પછી નગરથી રાઘોબા પુણા તરફ ગયો. ઘોડનદી આગળ તેની અને માધવરાવની વચ્ચે યુદ્ધ થયું. તેમાં લશ્કરના દગાને

લીધે માધવરાવનો પરાજય થયો. માંહોમાંહેની લડાઇથી રાજ્યને નુકસાન થશે એમ ધારી માધવરાવ રાઘોબાને તાબે થયો. નિઝામની દોસ્તી કાયમ રાખવા માટે ઉદ્દગીરની લડાઈમાં જીતી લીધેલો સર્વ મુલક રાઘોબાએ નિઝામને પાછો આપ્યો.

**રાક્ષસભુવનની લડાઈ** ( ૧૭૬૩ ):—ઘણી ધમપછાડ અને કારસ્થાન કરવા છતાં રાઘોબા ફાવતો નહિ હતો. સતારા અને મિરજમાં પણ ઉત્પાત કરી તેણે પ્રતિનિધિ અને પટવર્ધનને દુશ્મન બનાવ્યા. તેઓએ નિઝામની મદદ મેળવી. નિઝામને તો આવો આયતો લાગ જોઇતોજ હતો. તેણે લડાઈની શરૂઆત કરી. માધવરાવે રાઘોબાને ધીરજ આપી રાજ્યની બરબાદી થતી અટકાવવા તેને યુદ્ધની તૈયારી કરવા કહ્યું. પછી રાઘોબા દોલતાબાદ તરફ ગયો. નિઝામ પાછળથી આવેલો છે જાણી રાઘોબાએ હૈદરાબાદ તરફ મોરચો માંડ્યો. ત્યારે તેની ધાંધલ મટાડવા માટે વિઠ્ઠલ સુંદરની સલાહ પ્રમાણે નિઝામે પુણા તરફ વળી જુન્નરથી શિરવળસુધી લૂંટફાટ ચલાવી બાળજાળ કરી મૂકી. પુણામાં પણ મોટો અનર્થ થયો. આવા અણીઓપટીના પ્રસંગે માધવરાવે પોતાનો સઘળો લાગવગ વાપરી પ્રતિનિધિ, પટવર્ધન, અને ભોંસલેને નિઝામના પક્ષમાંથી અલગ કરી દીધા. આ વખતે ચોમાસું બેસવાથી પાછા જવા માટે નિઝામ ગોદાવરી પાર કરવા લાગ્યો. સૈન્ય અને તોપખાનાસહિત સુંદર આ બાજુ હતો. તેનાપર એકાએક મરાઠા તૂટી પડ્યા અને તેઓએ નિઝામના સૈન્યના પુરચેપુરચા ઉડાવ્યા. વિઠ્ઠલ સુંદર માર્યો ગયો. મરાઠાઓને પુષ્કળ લૂંટ અને લશ્કરી અસબાબ મળ્યો. નિઝામે સલાહ કરી મરાઠાને બ્યાસી લાખ રૂપીઆની ઉપજનો મુલક આપ્યો. આ હારથી કુર્દલાની લડાઈસુધી નિઝામ માથું ઉચું કરી શકયો નહિ. આ સલાહથી પેશ્વાના મુલકનો વિસ્તાર વરાડ પ્રાંતસુધી થયો. તેથી હવેપછી સરહદ માટે ભોંસલેસાથે ટંટા થવા લાગ્યા.

**કર્ણાટક પર સ્વારી** ( ૧૭૬૪–૧૭૭૨ ):—રાક્ષસભુવનની લડાઈ પછી માધવરાવે કારભાર પોતાના હાથમાં લીધો. રાઘોબાની સંગતમાં રહીને બધાના દાવપેચ જોઈ રાજકાજમાં તેણે ઉત્તમ શિક્ષણ મેળવ્યું હતું. હવેથી તેની ખરી કારકિર્દીની શરૂઆત થઈ. રાઘોબાની કારકિર્દીથી નારાજ થયેલા સઘળા સરદારોને તેણે મનાવી લીધા. કર્ણાટકમાંનો મરાઠા મુલક

માધવરાવને પાછો મેળવવાનો હતો. તેણે પ્રથમ કર્ણાટક પર સ્વારી કરી ત્યાંથી પૈસા મેળવી રાજ્યને મજબૂત બનાવવાની પેરવી કરી.

પાણિપતની હારથી મરાઠા નબળા પડ્યાથી હૈદરઅલી મ્હૈસૂરની ગાદી પચાવી પાડી કર્ણાટકના મરાઠા મુલકપર સ્વારી કરવા લાગ્યો હતો. તેણે તુંગભદ્રા સુધીનો દક્ષિણ કર્ણાટક પ્રાંત જીતી લીધો હતો. હવે તે કૃષ્ણા સુધી ઉત્તર કર્ણાટક પણ સર કરશે એવો રંગ દેખાવા લાગ્યો હતો. તેને હવે પાછો કાઢવોજ જોઈએ એમ માધવરાવને લાગ્યું. તેથી તેણે કર્ણાટક પર લાગલાગટ પાંચ સ્વારી કરી. ઉત્તર કર્ણાટક સર કરી મરાઠાઓ દક્ષિણ કર્ણાટકમાં પણ હૈદરને પાછો હઠાવતા હઠાવતા ઠેઠ તેની રાજ્યધાની શ્રીરંગપટ્ટણ સુધી લઈ ગયા. આ લડાઈઓમાં મુરારરાવ ઘોરપડે, ગોપાળરાવ પટવર્ધન અને ત્રિંબકરાવ પેઠેની ઘણી કીમતી મદદ હતી. ધારવાડ, બેદનૂર, બાળાપુર, શ્રીરંગપટ્ટણ વગેરે ઠેકાણે મોટી લડાઈઓ થઈ. છેવટની સ્વારીમાં માધવરાવની પ્રકૃતિ બગડવાથી લડાઈનો સઘળો ભાર વહી ત્રિંબકરાવે ઘણું સારૂં કામ બજાવ્યું. આખરે હૈદરઅલીની હાર થઈ. શ્રીરંગપટ્ટણમાં સલાહ થઈ. એ સલાહની શરત પ્રમાણે કર્ણાટકનો ઘણોખરો મુલક મરાઠાઓના તાબામાં આવ્યો. આ પ્રમાણે નાનાસાહેબે આરંભેલું કર્ણાટકમાંનું કામ માધવરાવે સંપૂર્ણ કર્યું.

---

# પ્રકરણ ૧૮ મું.

## માધવરાવ–ઉત્તર દિગ્વિજય.

**રાઘોબાનું કારસ્થાનઃ**—ઈ. સ. ૧૭૬૪ માં જ્યારે માધવરાવ કર્ણાટકની સ્વારીમાં રોકાયો હતો, ત્યારે સાથીદારોની શીખવણીથી રાઘોબા રિસાઈને નાશક જઈ રહ્યો હતો. માધવરાવના આગ્રહથી તે કર્ણાટક ગયો. પરંતુ ત્યાં જઈ ઇ. સ. ૧૭૬૫ માં હૈદર સાથે થયેલી સંધીનો તેણે ભંગ કર્યો. ત્યાંથી રાઘોબા પુણે આવ્યો. પુણે આવીને તેણે માધવરાવ પાસે રાજ્યના અર્ધા ભાગની માગણી કરી. 'આખુંજ રાજ્ય લે' એમ કહી

માધવરાવે તેને બોલતો બંધ કર્યો. મારે પણ કંઈ પરાક્રમ કરવું એમ મનમાં લાવી રાઘોબા ઈ. સ. ૧૭૬૬ માં ઉત્તર હિંદુસ્થાન તરફ સ્વારીએ નીકળી પડ્યો. ઉત્તરમાં પુખ્ત અને અનુભવી મલ્હારરાવ મરણ પામ્યા પછી મરાઠાઓનું જોર કમી થયું હતું. તેથી આ સ્વારીમાં રાઘોબાએ જાટ લોકોને હાથે સજ્જડ માર ખાધો. માર ખાઈ ઈ. સ. ૧૭૬૭ માં તે પુણે પાછો આવ્યો, અને નાણાં અને ફોજની માધવરાવે જોઈએ તેવી મદદ ન કરી તેથી અપયશ મળ્યો એમ કહી માધવરાવ સાથે લડવા લાગ્યો. ફરીથી રાજ્યનો અર્ધો ભાગ લેવાની હઠ કરી તે નાશક પાસે આનંદવલ્લીમાં જઈ રહ્યો. ત્યારે માધવરાવે તેને વર્ષાસન બાંધી આપવાનું કહેણ મોકલ્યું. તે સ્વીકારી નીમણૂક લઈ શાંત રહેવા તેણે કબૂલ્યું.

**ઘોડપેનો ઘેરો: રાઘોબા કેદખાને:**—માધવરાવના પાછા ગયા પછી રાઘોબાનું મન પાછું ફર્યું. તેણે ભોંસલે, નિઝામ અને અંગ્રેજની મદદ માગી. ઈ. સ. ૧૭૫૮ માં જ્યારે તેણે અમૃતરાવને દત્તક લીધો ત્યારે પેશ્વાઈ લેવા માટે તેનો વિચાર સ્પષ્ટ માલમ પડી આવ્યો. ત્યારે માધવરાવે ઘોડપેના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને રાઘોબાને પકડી પુણે આણ્યો. પુણામાં તેને નાના ફડનવીસની નજર તળે શનિવાર વાડામાં નજર કેદ રાખ્યો. તેના સાથીદારોને પણ માધવરાવે અટકમાં લીધા.

**સિંધિઆ અને હોલકરનાં પરાક્રમ:**—કર્ણાટકમાં સત્તા બેસાડ્યા પછી પાણિપતની લડાઈમાં ગુમાવેલી આબરૂ પાછી મેળવવા માટે ઈ. સ. ૧૭૫૯ માં માધવરાવે મહાદજી સિંધિઆ અને તુકોજી હોલકરને ઉત્તર હિંદુસ્થાનમાં મોકલ્યા. તેમણે જાટ લોકનો પરાભવ કરી આગ્રા પ્રાંત હસ્તગત કરી લીધો. ત્યારપછી નજીબખાન પાસેથી દોઆબ પ્રાંત જીતી લઈ તેમણે પઠાણોનું જોર ભાંગ્યું. ઈ. સ. ૧૭૭૦ માં નજીબખાન મરણ પામ્યો ત્યારપછી મરાઠા રોહિલખંડમાં પેઠા અને નજીબખાનના છોકરા ઝાબેતખાનને તેઓએ હરાવ્યો. પાણિપતની લડાઈમાંથી જે લૂંટ નજીબખાન લઈ ગયો હતો તે બધી આ વખતે મરાઠાઓએ પાછી મેળવી. પાદશાહ શાહઆલમ આ વખતે અંગ્રેજોના આશ્રયતળે જઈ રહ્યો હતો. તેને ઈ. સ. ૧૭૭૧ માં દિલ્હી લાવી મહાદજી સિંધિઆએ દિલ્હીની ગાદીપર બેસાડ્યો. ત્યારપછી દિલ્હી દરબારમાં

મહાદજી સિંધિઆનો પડતો બોલ સર્વ લોક ઝીલી લેવા લાગ્યા. આવી રીતે હોલકર અને સિંધિઆએ પાણિપત વખતે થયેલી અપકીર્તિ ભૂસી નાંખી.

**માધવરાવનું મૃત્યુ. ( ૧૭૭૨ ):—**આ હકીકત પછી ક્ષયના રોગે માધવરાવની પ્રકૃતિ બગડતી ચાલી અને છેવટે ૧૭૭૨ માં થેઉરમાં તે મરણ પામ્યો. રાઘોબા તેના ભાઇ નારાયણરાવનો વિરોધ કરશે એવી તેની ખાતરી હતી. તેથી તેણે મરતાં રાઘોબાને કેદખાનેથી છૂટો કરી તેની પાસે નારાયણરાવને વફાદર રહેવાનું વચન લીધું. માધવરાવની સ્ત્રી રમાબાઈ સતી થઈ.

**માધવરાવના સુધારા અને તેની યોગ્યતાઃ—**માધવરાવ શૂરો, બુદ્ધિમાન અને સમયસૂચકતાવાળો હતો. રાજકારભાર તે નિડરપણે કરતો હતો. લાયક માણસો પારખી કાઢી તેમને કારભારના કામમાં તે લેતો હતો. તેનો અમલ કડક હતો તેથી સર્વેજણ તેનાથી બીને ચાલતા. તેણે કારભાર નિયમસર ગોઠવ્યો હતો, અને સર્વને યોગ્ય ન્યાય મળે એવી વ્યવસ્થા કરી હતી. જુદાંજુદાં ખાતાંપર ચાંપતી દેખરેખ રાખી તેણે લાંચરૂશવત બંધ કર્યાં. ઉત્તર અને દક્ષિણ બંને દિશામાં દિગ્વિજય કરી પાણિપતની અપકીર્તિ તેણે ભૂસી નાંખી. તેના અકાળ મૃત્યુથી મરાઠાઓમાં જાદવાસ્થળી થઈ અને તેથી મરાઠાનું જોર નબળું પડતું ચાલ્યું.

---

# પ્રકરણ ૧૯ મું.

## નારાયણરાવનું ખૂનઃ બારભાઈ મંડળ.

**દરબારમાં કુસંપઃ—**માધવરાવની પછી નારાયણરાવ પેશ્વા થયો. તે સ્વભાવે તોછડો અને ઉતાવળીઓ હતો. માધવરાવના મૃત્યુ પછી થોડાજ દિવસમાં રાઘોબાએ ટંટો શરૂ કર્યો. નારાયણરાવનાં ઉચ્છૃંખલપણાને લીધે કાકાભત્રીજાને બને એમ હતુંજ નહિ. નાના ફડનવીસ, હારપંત ફડકે અને સરદાર પટવર્ધનનો ટેકો નારાયણરાવને સારો હતો. પણ તેના ઉન્માદને લીધે તેને નિરાશા થઈ. તેવામાં નારાયણરાવે સખારામબાપુને પણ નારાજ કર્યો.

રાઘોબા નવાં કારસ્થાન કરે છે એવા સંશય ઉપરથી નારાયણરાવે વિચાર ન કરતાં એકદમ રાઘોબાને તુરંગમાં નાંખ્યો. એટલે રાઘોબાના અનુયાયીઓ તરકટ કરવા પ્રવૃત થયા. રાઘોબાનો હજુરીઓ તુળ્યા પવાર આ તરકટમાં અગ્રેસર હતો.

આ કાવતરાંખોર મંડળીને બહારની પણ મદદ હતી. નાગપુરના મુધોજીએ રાઘોબાનો પક્ષ લીધો અને તેના માણસો તરકટમાં સામેલ થયા. આ તરકટમાં પ્રભુ લોકો પણ જોડાયા હતા, કારણ કે નારાયણરાવે વેદોક્ત કર્મપ્રકરણમાં તેઓની વિરુદ્ધ ફેંસલો આપ્યો હતો. નારાયણરાવને કેદ કરી રાઘોબાને કારભાર સોંપવો એવો કાવતરાંખોરોનો હેતુ હતો. આ ગોઠવણમાં સખારામબાપુ અને મોરોબા ફડનવીસની સંમતિ હતી. વર્ષાઋતુ હોવાને લીધે પુણામાં ઘણું લશ્કર નહોતું. પહેરેગીરોના પગાર પણ ઘણા મહિનાના ચઢી ગયા હતા. તેઓના નેતા સુમેરસિંગ વગેરેને તરકટવાળાઓએ મેળવી લીધા હતા. નારાયણરાવને પકડવાનો હુકમ રાઘોબાએ પહેરેગીરોપર મોકલાવ્યો હતો. પણ કાવતરાંખોરોએ હુકમના કાગળમાં મરાઠી શબ્દ 'ધરાવા' માં 'ધ' ને બદલે 'મા' કરી 'મારાવા' શબ્દ બનાવ્યો અને હુકમ પહેરેગીરોને આપ્યો.

**પેશ્વાનું ખૂન** (૧૭૭૩):—તા. ૩૦ મી ઑગસ્ટના દિવસે સવારમાં નારાયણરાવ પર્વતી ગયો હતો. સાંજ તેને પહેરેગીરોની વર્તણૂક ઉપર શક ગયો હતો. તોપણ હરિપંત ફડકેને તેઓના ઉપર દેખરેખ રાખવાનું કહ્યા ઉપરાંત વધારે સાવધપણું નારાયણરાવે રાખ્યું નહિ. હરિપંતને ખબર પડી ગઈ છે એ જાણતાંજ તુળ્યા પવારે પહેરેગીરોને ઉતાવળ કરવાની સૂચના આપી. બપોરે તેઓએ શનવારવાડાને કબજે કરી લીધો અને તેઓ તેમાં નારાયણરાવની શોધ કરવા લાગ્યા. ગરબડ સાંભળી નારાયણરાવ જાગી ઉઠ્યો. પહેરેગીરોનો વિચાર કળી જઈને તે દોડતો રાઘોબાના ઓરડામાં ગયો અને તેને ભેટી પડી તેના કાલાવાલા કરવા લાગ્યો. પહેરેગીરો તેની પાછળજ હતા. નારાયણરાવને રાઘોબાથી વેગળો કરી સુમેરસિંગે તેને ઠાર કરવા તરવાર ઉગામી. ત્યારે નારાયણરાવનો નિમકહલાલ ખિજમતદાર ચાફાજી ટિળેકર વચમાં પડ્યો. પણ તરવારથી બંને જણા કપાઈ ગયા.

ત્યારપછી રાઘોબાની આણ વર્તી. ખૂનની વાત સાંભળી સખારામબાપુ તો ગભરાઈજ ગયો. ત્યારે રાઘોબાએ નાના ફડનવીસને બોલાવ્યો અને તેની પાસે બધાને પત્રો લખાવ્યા. પેશ્વાનો અધિકાર રાઘોબાને મળ્યો. સતારાથી ધારા પ્રમાણે રાઘોબા માટે પેશ્વાઈ પોશાક પણ મોકલવામાં આવ્યો.

**બારભાઈ મંડળી** ( જાન્યુઆરી ૧૭૭૪ ):—આવા અઘોર કામથી રાઘોબાની પેશ્વાઈ શરૂ થઈ. તેના વિરોધી સરદારો અને મુત્સદ્દીઓ શું કરવું તે માટે ભેગા મળવા લાગ્યા. દરમ્યાન નિઝામ અને હૈદરે ઉઠાવેલા બંડને બેસાડી દેવા રાઘોબા કર્ણાટક ગયો. તેના ગયા પછી પુણામાં મોટી ક્રાંતિ થઇ.

નારાયણરાવની પત્ની સગર્ભા હોવાની ખબર પડવાથી રાઘોબાના વિરુદ્ધ પક્ષને આશા ઉત્પન્ન થઈ. નાના ફડનવીસે સખારામબાપુને સર્વ બાબતમાં મોટાભા કરી વશ કરી લીધો. આ બંને માણસોએ આગેવાની લીધાથી બીજા ઠળકા સરદારો અને મુત્સદ્દીઓ તેમને આવી મળ્યા. આ સર્વ મંડળીનું નામ 'બારભાઈ મંડળી' પડ્યું. સિંધિઆ, હોલકર, ફત્તેસિંહ ગાયકવાડ, સાબાજી ભોંસલે એ બધા પણ બારભાઈ મંડળને અનુકૂળ થયા. નિઝામે પણ મદદ કરવાનું કબૂલ કર્યું. આ બધી હકીકતની ખબર રાઘોબાને કર્ણાટકમાં મળતાં તેણે હૈદર સાથે સલાહ કરી દીધી. બારભાઈ મંડળીમાંના રાસ્તે અને પટવર્ધનની જાગીરો હૈદરને આપી રાઘોબા પાછો ફર્યો.

---

# પ્રકરણ ૨૦ મું.

## અંગ્રેજોનો પગપેસારો: કારભારીઓપર સંકટ ( ૧૭૭૪–૧૭૭૬ ).

**રાઘોબાની નાસભાગ** ( જાન્યુઆરી ૧૭૭૫ ):—રાઘોબાના કર્ણાટકમાંથી પાછા ફરવાની ખબર આવી ત્યારે કારભારી સખારામ બાપુ અને નાના ફડનવીસના કહેવાથી ત્રિંબકરાવ મામા, હરિપંત ફડકે, અને સરદાર પટવર્ધન રાઘોબાની સામે ગયા. આની રાઘોબાને જાણ થતાં તેણે

પંઢરપુરનો રસ્તો લીધો. ત્રિંબકરાવે તેની પૂઠ પકડી. એકાદ ચકમક થઈ તેમાં ત્રિંબકરાવ મરણ પામ્યો. તેથી ન ગભરાતાં હરિપંત ફડકેએ પટવર્ધન, રાસ્તે વગેરે સરદારોની મદદથી રાઘોબાનો પીછો પકડ્યો. રાઘોબા બરાનપુરને રસ્તેથી ઈંદોરતરફ નાઠો. ત્યાં સિંધિઆ અને હોલકરે તેને અટકાવ્યો. ત્યારે તેઓની સાથે તે દક્ષિણમાં આવવા કબૂલ થયો. ઈ. સ. ૧૭૭૪ ના એપ્રિલમાં ગંગાબાઈને પુરંદરના કિલ્લામાં પુત્ર સાંપડ્યો. તેનું નામ સવાઈમાધવરાવ પાડી બારભાઈ મંડળીએ તેના નામની દુવાઈ ફેરવી. એટલે રાઘોબાનો પેશ્વાઇ ઉપરનો હક નષ્ટ થયો. તેથી હવે રાઘોબા તરફથી ખટપટ કરવી એ કેવળ બંડખોરી ગણાવા લાગી. રાઘોબાની બાબતમાં મહાદજી સિંધિઆ ભાંજગડ કરશે એવો સંશય જવાથી બારભાઈ મંડળે સિંધિઆને રાઘોબાની બાબતમાં વચ્ચે ન પડવાનું લખ્યું. મહાદજીને તો આટલુંજ જોઇતું હતું. તેણે રાઘોબાને છૂટો કરી દીધો. આ વખતે આનંદીબાઈ ગર્ભવંતી હતી તેને રાઘોબાએ ધારના કિલ્લામાં રાખી. ત્યાં બાજીરાવનો જન્મ થયો.

**સુરતની સલાહ** ( માર્ચ ૧૭૭૫ ):—આપણે કોઇનો પણ આશરો જોઇએ એવા વિચારથી રાઘોબા ગોવિંદરાવ ગાયકવાડને સાથે લઇ સુરત અંગ્રેજો પાસે ગયો. અંગ્રેજ લોક પાસે કવાયદી લશ્કર હતું. અંગ્રેજોને તો દેશી રાજાઓની ખટપટમાં પડવાનો લાગ જોઈતોજ હતો. તે આમ સહજજ મળી ગયો. રાઘોબાએ અંગ્રેજોને ભરૂચ, સુરત, સાષ્ટી, વસઈ વગેરે ઓગણીસ લાખની ઉપજનો મુલક અને લશ્કરના ખરચ પેટે મહિને દોઢ લાખ રૂપીઆ આપવા કબૂલ કર્યું. તે બદલ અંગ્રેજોએ રાઘોબાને પેશ્વાની ગાદીપર બેસાડવાનું માથે લીધું. આ સંધિને સુરતની સંધિ કહે છે. રાઘોબા સુરત પહોંચ્યો તોપણ હરિપંત ફડકે ગુજરાતમાંથી ખસ્યો નહિ. સિંધિઆ અને હોલકર પણ પોતપોતાના મુલકમાં ચાલી ગયા. એટલે રાઘોબાનો સામનો કરવાનો સઘળો ભાર હરિપંત પર પડ્યો. સુરતની સલાહ પ્રમાણે અંગ્રેજ સેનાપતિ કર્નલ કીટિંગ રાઘોબાને લઈ ખંભાતથી નીકળ્યો. રસ્તામાં ઠેકાણે ઠેકાણે હરિપંતે તેને રોકયો. નાપા આગળ એક લડાઈ થઈ. તેમાં અંગ્રેજોના પાંચસો સૈનિકો માર્યા ગયા ( મે ૧૭૭૬ ). ત્યારપછી વર્ષાઋતુ બેઠી એટલે અંગ્રેજોએ ભરૂચમાં મુકામ કર્યો અને હરિપંતે ખાનદેશમાં છાવણી કરી.

**પુરંધરની સંધિ** ( માર્ચ ૧૭૭૬ ). મુંબઈની સરકારે પુણાસાથે આરંભેલું યુદ્ધ કલકત્તાની અંગ્રેજ સરકારને પસંદ પડ્યું નહિ. કલકત્તાની વડી અંગ્રેજ સરકારે યુદ્ધ બંધ પાડવાનો હુકમ આપી કર્નલ ઍપ્ટનને વકીલ તરીકે મોકલ્યો. તેણે પુરંધર મુકામે બારભાઈ મંડળ સાથે એક તહનામું કર્યું. એ તહનામાં પ્રમાણે અંગ્રેજોને સાષ્ટીનો ટાપુ અને બાર લાખ રૂપીઆ આપવા બારભાઈ મંડળે કબૂલ કર્યું. અંગ્રેજોએ સવાઈ માધવરાવને પેશ્વા કબૂલ કરવો અને રાઘોબાને વર્ષાસન આપી કોપરગામમાં રાખવો એવું ઠર્યું. પરંતુ મુંબઈના અંગ્રેજો આ શરત પ્રમાણે ચાલ્યા નહિ. તેમણે વિલાયતની સરકાર પાસેથી સુરતની સંધિ માટે સંમતિ મેળવી.

**પ્રતિકૂળ પરિસ્થિતિ**:—રાઘોબા તરફનો ઉપદ્રવ ચાલુ હોવાથી બારભાઈ મંડળપર અનેક વિપત્તિ આવી પડી. નિઝામ, હોલકર અને સિંધિઆની નજર માત્ર સ્વાર્થ સાધવા પર હતી. કોલ્હાપુરવાળાએ અને હૈદરે તો છચોક લડાઇ જાહેર કરી હતી. રાઘોબા અંગ્રેજોના હાથમાં જવાથી તેઓને મરાઠા રાજ્યની ખટપટમાં માથું મારવાનો જોઇતો અવસર મળ્યો. સારાંશ કે પહેલા માધવરાવની કારકિર્દી વખતે કહ્યું તેમ સ્વજન અને પરજન એમ સઘળી તરફથી મરાઠા ઉપર કેર વર્તવા લાગ્યો.

ગોવિંદરાવને રાઘોબા અને અંગ્રેજોની સહાય મળવાથી ફત્તેસિંહ કમજોર થઇ પડ્યો. ઈ. સ. ૧૭૭૫ માં નાગપુરમાં મુધોજી અને સાબાજી વચ્ચે લડાઇ થઈ. તેમાં સાબાજી માર્યો ગયો. તેથી મુધોજીના હાથમાં નાગપુરનો કારભાર આવ્યો. હૈદરે મોરારરાવ ઘોરપડેને અટકમાં રાખી આખું દક્ષિણ કર્ણાટક સર કર્યું. રાઘોબાએ પૂર્વે આપેલો મુલક તાબામાં લેવા માટે તે ધારવાડ સુધી ચાલી આવ્યો. આ વખતે પેશ્વાના કારભારીઓને ફક્ત પટવર્ધન વંશના પરશુરામભાઉ અને હરિપંત ફડકેનીજ લશ્કરી મદદ હતી.

**તોતયાનું બંડ** ( ૧૭૭૬ ):—આવી કફોડી સ્થિતિમાં એક નવું સંકટ ઉદ્દ્ભવ્યું. એ સંકટ તે તોતયાનું બંડ હતું. આ તોતીયા સુખલાલ નામનો એક ધૂર્ત અને સાહસિક કનોજી બ્રાહ્મણ હતો. તે આબેહૂબ સદાશિવરાવભાઉ જેવોજ હતો. તેણે માળવા અને ખાનદેશમાં ધાંધલ કરવા માંડી હતી. ત્યારે પહેલા માધવરાવે તેને પકડી કેદ રાખ્યો હતો. ( ૧૭૬૫ ). આ વેળા

તે મિરજના કિલ્લામાં કેદી હતો. પુણાના કારભારીઓએ તેને દૂર રત્નાગિરીના કિલ્લામાં મોકલાવી દીધો. તોતયા ત્યાંથી નાઠો અને મરાઠાઓનું નૌકા-સૈન્ય કબજે કરી લઇ કોંકણમાં તેણે પોતાનાં થાણાં બેસાડ્યાં. અંગ્રેજોએ પણ તેને મદદ કરી. છેવટે વીસ હજાર માણસની ફોજ લઈ તે બોરઘાટમાંથી ઉપર આવ્યો અને તેણે રાજમાચી અને સિંહગઢ કિલ્લા જીતી લીધા. પુરંધરની સંધિ પછી સિંધિઆ અને હોલકર કારભારીઓને મદદ કરવા લાગ્યા. તેઓએ ઘાટમાં નીચે તોતયાને પીટી નાંખ્યો. તે અંગ્રેજોની પાસે નાસી જતો હતો ત્યારે રસ્તામાં આંગ્રેએ તેને પકડી મહાદજી સિંધિઆને સ્વાધીન કરી દીધો. પુણામાં રામશાસ્ત્રી પ્રભુણેએ તેનો ઈન્સાફ કર્યો અને તેને દેહાન્ત દંડ કર્યો.

---

# પ્રકરણ ૨૧ મું.

## અંગ્રેજો સાથે યુદ્ધ (૧૭૭૮–૧૭૮૧).

**મોરાબાનું કારસ્થાન** (માર્ચ ૧૭૭૮):—ઈ. સ. ૧૭૭૬ ના જુલાઈમાં હરિપંત ગુજરાતથી પુણે ગયો. તે વખતે કોલ્હાપુરકર અને હૈદર ધમાધમ કરી રહ્યા હતા. તેથી નાનાએ મહાદજી સિંધિઆને કોલ્હાપુર ઉપર અને પરશુરામભાઉ અને હરિપંત ફડકેને હૈદર સામે મોકલ્યા. સિંધિઆએ કોલ્હાપુરને ઘેરો ઘાલી તે દુશ્મનને સલાહ કરવાની ફરજ પાડી. પણ હરિપંતથી હૈદર અવરાયો નહિ. આ લડાઈ વખતે પુણા પાસે ફક્ત તુકોજી હોલકરનુંજ સૈન્ય હતું. તેને નાના ફડનવીસ સાથે બનતી રાસ નહોતી. આ સાંધ ઠીક છે એમ સમજી મોરોબાએ એક મોટું કારસ્થાન રચ્યું. રાઘોબાને પુણામાં લાવી પેશ્વા બનાવી પોતે અને સખારામબાપુએ કારભાર કરવો એવો તેણે વિચાર કર્યો. આ કામમાં તેણે સખારામબાપુને તુકોજી હોલકરની મદદ મેળવી આપી. નાના માટે આ ઘણો બારીક પ્રસંગ હતો. તેણે તાબડતોબ મહાદજીને અને હરિપંતને પુણે દોડી આવવા કહેણ મોકલ્યું, અને પોતે બાળક પેશ્વાને લઈ પુરંધરના કિલ્લામાં જઈ ભરાયો. સિંધિઆ તાબડતોબ પુણે આવ્યો ત્યારે સખારામબાપુએ તેની માફી માગી. સિંધિઆએ હોલકરને પણ વાળી લીધો, અને મોરોબાને નગરના કિલ્લામાં કેદ કર્યો. વડગામની

સલાહ પછી બાપુના ફિતુરી પત્રો પકડાયાથી મહાદજી સિંધિઆએ તેને પણ કેદખાને નાંખ્યો. પછી ઈ. સ. ૧૭૮૧ માં સખારામબાપુ રાય-ગઢમાં મરણ પામ્યો.

**કાર્લાની લડાઈ: વડગામની સંધિ:**—પુરંધરની સંધિ થયા પછી રાઘોબા મુંબઈ આવ્યો. મોરોબાના સાથીદારોની મદદ મળશે એવી હજુ સુધી અંગ્રેજોને આશા હતી. આ વખતે નાનાએ એક ફ્રેંચ એલચીને પુણા દરબારમાં રાખ્યો. તે ઉપરથી મુંબઈના અંગ્રેજોએ મરાઠા સાથે લડાઈ કરવા માટે કલકત્તાથી વૉરન હેસ્ટિંગ્સની સંમતિ મેળવી, અને ચોમાસું પૂરૂં થયા પછી લડાઈની શરૂઆત કરી. હેસ્ટિંગ્સે બંગાળાથી છ પલટણ મુંબઈ તરફ રવાના કરી. એ સૈન્ય આવી પહોંચે તે પહેલાંજ મુંબઈથી ચાર હજારનું સૈન્ય રાઘોબા સાથે ભોરઘાટ ચઢી ઉપર ગયું ( ડીસેમ્બર ૧૭૭૮ ). ભિવરાવ પાનસે પ્રથમ શત્રુસામે ગયો. પાછળથી મહાદજી, હરિપંત અને કારભારી મોટું લશ્કર લઈ ભિવરાવની મદદે જઈ પહોંચ્યા. કાર્લા આગળ લડાઈ થઈ તેમાં અંગ્રેજ સેનાપતિ સ્ટુઅર્ટ માર્યો ગયો. અંગ્રેજ સૈન્યની સાથે આવેલો પુણાથી માહિતગાર અંગ્રેજી એલચી માંદો પડી મુંબઈ ચાલી ગયો. તોપણ મરાઠાના મોટા સૈન્યથી ડરી ન જતાં અંગ્રેજી સૈન્ય પુણા તરફ વધતું તળેગામ સુધી ગયું. પરંતુ મરાઠાએ ઘણા જોરથી દબાણ કરવાને લીધે અંગ્રેજોને વડગામ સુધી પાછાં હઠવું પડ્યું. ત્યાં મરાઠા સૈન્યે તેમનાપર હુમલો કર્યો. અંગ્રેજોની હાર થવાથી તેમને શરણે આવવાની ફરજ પડી અને વડગામની સંધિ કરવી પડી. એ સંધિની શરત પ્રમાણે અંગ્રેજોએ રાઘોબાને સિંધિઆને સોપી દીધો. બંગાળાની ફોજને પાછી મોકલવાનું અને સાષ્ટી વગેરે લીધેલો મુલક પાછો આપી દેવાનું અંગ્રેજોએ કબૂલ કર્યું. આ સંધિની શરતો બરાબર પળાય તે માટે બે અંગ્રેજ અમલદારને મરાઠાઓએ જામીન તરીકે સ્વાધીનમાં લીધા. ( જાન્યુઆરી ૧૭૭૯ ).

**ગૉડાર્ડની સ્વારી:**—રાઘોબાને લઈ સિંધિઆ ઉત્તર તરફ ગયો. પરંતુ તે નર્મદા નદી ઓળંગતો હતો ત્યારે ત્યાંથી રાઘોબા નાઠો અને પાછો અંગ્રે-જોને જઈ મળ્યો. માર્ચ મહિનામાં ગૉડાર્ડ બંગાળાનું લશ્કર લઈ સુરત આવી પહોંચ્યો. તેણે ફત્તેસિંહને ફોસલાવી લીધો અને રાઘોબાને મોટી રકમ આપી

પોતાની પાસે રાખ્યો. પછી કેટલાક દિવસ નાની સાથે સલાહની વાટાઘાટ ચલાવી. પણ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ ત્યારે ૧૭૮૦ ના જાન્યુઆરીમાં લડાઈની શરૂઆત થઈ. પ્રથમ ગૉડાર્ડે ગુજરાતપર ચઢાઈ કરી. પણ તે પ્રાંતમાં સિંધિઆ અને હોલકરે તેને ખૂબ હેરાન કર્યો. દરમ્યાન મુંબઈના અંગ્રેજોએ કલ્યાણ જીતી લઈ ઘાટોપર પોતાની ચોકી બેસાડી. તેમની મદદે ગૉડાર્ડે ગુજરાતથી સૈન્ય મોકલ્યું. એ સૈન્યે વસઈ કબજે કરી લીધું. (ડીસેમ્બર ૧૭૮૦). પછી ગૉડાર્ડ પોતે ગુજરાતથી મુંબઈની મદદે આવ્યો. તેની સામે મોટી મરાઠા ફોજ ઉભેલી જોઈ તે ભોરઘાટ ચઢી ઉપર ગયો અને ખંડાલામાં તેણે મુકામ કર્યો. (ફેબ્રુઆરી ૧૭૮૧). ત્યારપછી હોલકર અને પરશુરામભાઉ ઘાટમાં નીચે જઈ અંગ્રેજી લશ્કર માટે મુંબાઈથી આવતી લડાઈની સામગ્રી અટકાવવા લાગ્યા. કાર્લાથી હરિપંતે ગૉડાર્ડપર પાછળથી હલ્લો કર્યો. આવા દાવપેચમાં સપડાઈ જવાથી ગૉડાર્ડ પાછો ફર્યો અને ઘણી કુનેહથી પોતાના સૈન્યને બચાવી ક્ષેમકુશળ મુંબઈ ગયો. (એપ્રિલ ૧૭૮૧).

**માળવાપર સ્વારીઃ**—ઉત્તર હિંદુસ્થાનમાં અંગ્રેજી લશ્કરે સિંધિઆના મુલકમાં ઘૂસી જઈ ગ્વાલીઅર જીતી લીધું. ત્યારપછી તેણે માળવાપર સ્વારી કરી. પરંતુ ૧૭૮૧ ના માર્ચ સુધી મહાદજી સિંધિઆએ એકસરખી લડાઈ ચાલુ રાખ્યાથી અંગ્રેજોને પાછા હઠવાની ફરજ પડી. વર્ષાઋતુ દરમ્યાન બંને લશ્કરો માળવામાં છાવણી કરી રહ્યાં. ૧૭૮૧ ના અક્ટોબર પછી સલાહના સંદેશા ચાલુ થવાથી સિંધિઆએ નાનાફડનવીસ પાસે યુદ્ધવિરામની પરવાનગી મેળવી. ૧૭૮૨ ના મેમાં સાલબાઈ મુકામે સલાહની રૂપરેખા નક્કી કરવામાં આવી.

**નાનાનો દાવપેચઃ**—૧૭૮૨ માં યુદ્ધ ચાલુ થયા પૂર્વે નિઝામ, ભોંસલે, હૈદર અને નાનાએ અંગ્રેજો ઉપર એક સામટો હુમલો કરવાનો તાગડો રચ્યો. પણ નિઝામ આઘો થઈ સ્વસ્થ બેસી રહ્યો. સોળ લાખ રૂપીઆની લાંચ આપી હેસ્ટિંગ્સે ભોંસલેને ફોડ્યો. ઠરાવ પ્રમાણે માત્ર હૈદર અને મરાઠાઓએ હુમલો કર્યો. હૈદરે મદ્રાસ તરફ અંગ્રેજોપર હુમલો કરી તેમને ઘણું નુકસાન કરી પોતાનું વચન પાળ્યું. આમ મદ્રાસ આગળ હૈદર અંગ્રેજોને હેરાન કરતો

હતો તેથી મરાઠા સાથે સલાહ કરવાની અંગ્રેજોને ફરજ પડી. દિલ્હીના રાજ્યકારભારની બાબતમાં મહાદજી સિંધિઆને સંપૂર્ણ છૂટ આપીને હેસ્ટિંગ્સે તેને મનાવી લીધો. દરમ્યાન હૈદર એકાએક મરણ પામ્યો એટલે સિંધિઆએ નક્કી કરેલી શરત પ્રમાણે નાનાએ અંગ્રેજો સાથે સલાહ કરવાનું કબૂલ કર્યું.

**સાલબાઈની સંધિ** (ડીસેમ્બર ૧૭૮૨):—આ સંધિની શરતથી જીતેલો મુલક અંગ્રેજોએ પાછો આપવાનું કબૂલ કર્યું. ફત્તેસિંહ ગાયકવાડને વડોદરાની જાગીર કાયમ થઈ, અને પેશ્વાએ ચઢેલી મહેસૂલ પણ માફ કરી. અંગ્રેજો સિવાય બીજા યુરોપીઅનોને પોતાના રાજ્યમાં ન રાખવાનું નાનાએ કબૂલ કર્યું. રાઘોબા ત્રણ લાખનું વર્ષાસન લઇ કોપરગામમાં રહેવા લાગ્યો. ત્યાંજ તે ઈ. સ. ૧૭૮૩ માં મરણ પામ્યો. તેને અમૃતરાવ નામનો એક દત્તક અને બાજીરાવ અને ચિમાજી નામના બે ઔરસ એમ ત્રણ પુત્રો હતા.

સાલબાઈની સંધિ થયા પહેલાં ૧૭૮૨ ના ફેબ્રુઆરીમાં નાના ફડનવીસે મોટા ઠાઠમાઠથી સવાઈ માધવરાવનું લગ્ન કર્યું હતું. લગ્નના નિમિત્તે નાનાએ સાલબાઈની સંધિ માટે મોટા મોટા સરદારોની સંમતિ મેળવી લીધી હતી. આ પ્રસંગે મરાઠાઓમાં પાછો સંપ થયો.

---

# પ્રકરણ ૨૨ મું.

## ટિપુ અને નિઝામની હાર (૧૭૮૫–૧૭૯૫).

**ટિપુની ચઢાઈ**:—સાલબાઈની સંધિ સુધીની નાના ફડનવીસની કારકિર્દીનાં પહેલાં આઠ વર્ષ રાઘોબાનાં કારસ્થાન તોડવામાં ગયાં. ત્યારપછીનાં બાર વર્ષમાં નાનાએ ગયેલો મુલક પાછો મેળવ્યો. રાઘોબા ઉપદ્રવ કરતો હતો તે સંધિનો લાભ લઈ ઉદગીરની લડાઈમાં ગુમાવેલો સર્વ મુલક નિઝામે પાછો મેળવ્યો હતો. એજ અરસામાં હૈદરે કર્ણાટક પ્રાંત હસ્તગત કરી લીધો હતો. તેનો છોકરો ટિપુ ઘણો ગર્વિષ્ટ અને બળવાન થયો હતો. તેણે

નિઝામનો કેટલોક મુલક પણ જીતી લીધો હતો. તેથી નિઝામ સાથે સંપ- કરી તેની મદદ લઈ પ્રથમ ટિપુને હલકો કરવો એવો નાનાએ વિચાર કર્યો. આ મસલતની ટિપુને ખબર પડતાંજ નિઝામ અને પેશ્વા એક થાય તે પહેલાં તેણે કર્ણાટક પર ચઢાઈ કરી. પરશુરામભાઉએ ઘણો આગ્રહ કર્યો તોપણ નિઝામ તૈયાર ન હોવાને લીધે નાના પરશુરામની મદદે પૂરતું સૈન્ય મોકલી શક્યો નહિ. તેથી નરગુંદ અને કિત્તુરનો નાશ કરી ટિપુ ત્યાંના લોકને કેદી કરી શ્રીરંગપટ્ટણ લઈ ગયો.

**પહેલી લડાઈ** (૧૭૮૫-૧૭૮૭):—ટિપુનાં આ વર્તન માટે તેને શિક્ષા કરવાની નાનાને જરૂર જણાઈ. ૧૭૮૫ ના ઑગસ્ટમાં નાનાએ નિઝામને પત્ર લખી તૈયાર થવા કહેવડાવ્યું. રાઘોબાનો એક વખતનો મદદ- ગાર મુધોજી આ વખતે નાનાની મદદે આવ્યો. સૈન્ય એકઠું થયા પછી નાના, તુકોજી હોલકર, હરિપંત, મુધોજી અને નિઝામ એ બધા કર્ણાટકપર ચઢી ગયા. આ બધાને પૂરો પડે એવી ટિપુની પણ તૈયારી હતી. આ ચઢાઈમાં પણ નિઝામે એના હંમેશના રિવાજ પ્રમાણે દગો દીધો. તેથી આ સ્વારીમાં જોઈએ તેવી ફત્તેહ મળી નહિ. મરાઠાઓએ બદામી, બહાદુરબેંડા, સાવનૂર, અડોની વગેરે ઠેકાણાં કબજે કર્યાં. પરંતુ હરિપંત અને તુકોજી હોલકરને તોપો અને યુદ્ધકૌશલ્યના જોરે ટિપુએ ધારવાડ સુધી પાછા હઠાવ્યા. પરંતુ આ વખતે લૉર્ડ કૉર્નવૉલિસે મદ્રાસમાં એક મોટા સૈન્યનો જમાવ કર્યો તેથી અંગ્રેજોની બીકથી ટિપુએ મરાઠા સાથે સલાહ કરી દીધી. બત્રીસ લાખ રૂપીઆ અને જીતેલો મુલક મરાઠાઓને પાછો આપવા ટિપુએ કબૂલ કર્યું.

**શ્રીરંગપટ્ટણની સ્વારી** (૧૭૯૦-૧૭૯૨):—આમ સલાહ થઈ તોપણ ટિપુ ઉપર હજુ નિઝામ અને મરાઠાનો દ્વેષ હતો. આવી સ્થિતિ હતી તેમાં વળી ટિપુએ અંગ્રેજો સાથે કલહ માંડ્યો. આ વેળાએ નિઝામે આગળ પડી ત્રણપક્ષી સંધ ઘડ્યો. આ વિગ્રહમાં પરશુરામભાઉ અને હરિપંતે ઘણું પરાક્રમ કર્યું. નિઝામ અને અંગ્રેજ શ્રીરંગપટ્ટણ જવા નીકળી પડ્યા હતા. તેમની સાથે મળી જવા જતાં રસ્તામાં મરાઠાઓએ ધારવાડ વગેરે અગત્યનાં ઠેકાણાં કબજે કર્યાં. લૉર્ડ કૉર્નવૉલિસ શ્રીરંગપટ્ટણની નજીક જઈ મરાઠાની રાહ જોતો ઉભો હતો. ભાઉ અને હરિપંત તેને આવી મળ્યા પછી

લૉર્ડ કૉર્નવૉલિસે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. એટલે પાંજરામાં પૂરાયેલા વાઘ જેવી ટિપુની સ્થિતિ થઈ પડી. છેવટે લાઈલાજ થઈ ટિપુએ સલાહ કરી. આ સલાહની શરત પ્રમાણે ટિપુએ ત્રિપુટીસંઘને ત્રણ કરોડ રૂપીઆ આપ્યા અને પોતાનું અર્ધું રાજ્ય આપ્યું. તેમાંથી મરાઠાને ત્રીજો હિસ્સો મળ્યો.

**મહાદજી સિંધિઆનું ઉત્તરમાં પરાક્રમઃ**—વડગામની સંધિ પછી દસ બાર વર્ષ મહાદજી સિંધિઆએ કવાયદી લશ્કર અને તોપખાનાંને જોરે ઉત્તરમાં ઘણું પરાક્રમ કર્યું. એ અરસામાં ગુલામ કાદરે કરેલા અનર્થમાંથી તેણે શાહઆલમને બચાવ્યો અને દિલ્હીમાં પોતાનો લાગવગ જમાવ્યો. પછી અંગ્રેજોને ધાકમાં રાખી તેણે રજપૂતોને અને શીખોને નમાવ્યા. શાહઆલમને કરેલી મદદ બદલ સિંધિઆએ પાદશાહ પાસેથી પોતાના ધણી માટે 'વકીલે મુતાલિક' નો ખિતાબ મેળવ્યો. અને તે ખિતાબ અને તેના અંગનો પોશાક સવાઈ માધવરાવને આપવા મોટા ઠાઠથી તે પુણે ગયો. (જુન ૧૭૯૨ ). ત્યાં મોટો દરબાર ભરાવી તેણે તે ખિતાબ અને પોશાક પેશ્વાને અર્પણ કર્યા. બાદશાહ આગળ મહાદજીનું વજન ઘણું વધી ગયેલું નિઝામથી દેખી ખમાયું નહિ. આ વખતે મહાદજી પુણામાં દોઢ વર્ષ રહ્યો. તે દરમ્યાન તેણે પેશ્વાની મહેરબાની અને વિશ્વાસ મેળવી લીધાં. નિઝામની ખો ભૂલાવી દેવાનો મહાદજીનો હેતુ હતો. પણ કમનસીબે ૧૭૯૪ ના ફેબ્રુઆરીમાં તેનું મરણ થયું. એનાપછી એનો દત્તક છોકરો દોલતરાવ સિંધિઆ જાગીરનો કારભાર કરવા લાગ્યો. એજ વર્ષના જુન મહિનામાં નાનાનો ખાસ સહાયક હરિપંત ફડકે પણ મરણ પામ્યો.



મહાદજી સિંધિઆ

**ખર્ડાની લડાઈ** ( અકટોબર ૧૭૯૪–જુન ૧૭૯૫ ):—ટિપુની હાર પછી નાના ફડનવીસે નિઝામની ખબર લેવાનું નક્કી કર્યું. તેની પાસે કેટલાંક વર્ષની ચોથાઈ અને સરદેશમુખીના દોઢ કરોડ રૂપીઆ બાકી હતા. તે તેના દિવાન મશીરઉલ્મુલ્કની શીખવણીથી ચઢેલી બાકીનો ફડચો કરવાની ના પાડતો હતો. હવે પેશ્વાના જબરા સેનાપતિ મહાદજી સિંધિઆ અને હરિપંત મરી જવાથી નિઝામને જોર ચઢ્યું હતું. ભોંસલેનો વરાડ પ્રાંતનો હક પણ તેણે ડૂબાડ્યો હતો. તેથી તેનું જોર ભાંગવા નાનાએ ઠરાવ કર્યો. પરશુરામ ભાઉ અને દોલતરાવ સિંધિઆ આ વખતે પુણામાંજ હતા. તેમને સાથે રાખી મોટું સૈન્ય લઈ સવાઈ માધવરાવ અહમદનગરને રસ્તેથી નિઝામના મુલકમાં પેઠો. રસ્તામાં તુકોજી હોલકર, રઘુજી ભોંસલે વગેરે મોટા સરદારો આવી મળ્યા. નિઝામ પણ જબરી તૈયારી કરી સામે ચાલી આવતો હતો. તેને મરાઠાની પ્રચંડ ફોજે ખર્ડા કે કુર્દલા આગળ રોકયો. રંગપંચમીને દિવસે જબરી લડાઈ થઈ. સિંધિઆના તોપખાનાએ અને ભોંસલેના તીરંદાજોએ નિઝામના લશ્કરમાં કેર વર્તાવી મૂકયો. એ મારથી ગભરાઈ જઈ નિઝામ ખર્ડાના કિલ્લામાં ભરાઈ ગયો. છેવટે ખાધ ખોરાકી ખૂટવાથી તેને સલાહ કરવાની ફરજ પડી. પહેલા માધવરાવના વખત પછી જે જે મુલક નિઝામે લીધો હતો તે બધો તેણે પાછો આપી દીધો. વરાડમાં ભોંસલેનો હક પણ તેણે કબૂલ કર્યો. મરાઠાની ચઢેલી બાકી આપવાનું પણ તેણે કબૂલ કર્યું અને મશીરઉલ્મુલ્કને નાનાને સ્વાધીન કરી દીધો. આ મોટી જીત કરી પેશ્વા પુણે પાછો ફર્યો ત્યારે ત્યાંના લોકોએ મોટા ઠાઠમાઠથી તેનું સ્વાગત કર્યું. આખા શહેરમાં રોશની કરવામાં આવી અને ઘેરઘેર દિવાળી ઉજવાઈ. પોતાનો હેતુ પાર પડેલો જોઈ નાના ફડનવીસને પણ ઘણી ખુશી થઈ.

**નાના અને મહાદજી:**—ખર્ડા કે કુર્દલાની જીતથી નાના અને મહાદજીનો મનોરથ પરિપૂર્ણ થયો. બંનેએ પાણિપતના અપયશનો વખત જોયો હતો. બંને પહેલા માધવરાવની કારકિર્દીમાં પ્રસિદ્ધિમાં આવ્યા હતા. બંનેએ અહર્નિશ મહામહેનત કરી મરાઠામાં નવું ચેતન આણ્યું હતું. મહાદજીનું સૈનિકબળ અને નાનાની રાજ્યદ્વારી કુનેહ, એ બંનેએ સાથે

મળી મરાઠાની બાજીરંગ પર ચઢાવી હતી. શાંતિના સમયમાં બંને વચ્ચે રાજ્યદ્વારી મતભેદ થતો પણ તેથી તેમની વચ્ચે દુશ્મનાવટ થવા પામી નહોતી. મહાદજીએ એક કુશળ સેનાપતિ અને કુનેહબાજ મુત્સદ્દી તરીકે ઉત્તરમાં કામ બજાવી પાણિ-પત વખતની અપકીર્તિ ધોઈ નાંખી હતી. નાનાએ મોટી કાર્યદક્ષતાથી પેશ્વાઈનો કારભાર કર્યો હતો. નાનાનું દફતર એટલે તે સમયની મરાઠી સત્તાનો ઈતિહાસ. તેની રાજ્યદ્વારી કીર્તિ સારા હિંદુસ્થાનમાં પ્રસરી હતી. મરાઠા સરદારોની ખોટ્ટાઈ અને પોતાના જોડીદાર મુત્સદ્દીઓના ફિતુરફિતના ને ન ગણકરતાં નાનાએ મરાઠી સત્તાનું રક્ષણ કર્યું હતું.



નાના ફડનવીસ.

---

# પ્રકરણ ૨૩ મું.

## મરાઠાસત્તાની પડતી ( ૧૭૯૫–૧૮૦૨ ).

**સવાઈ માધરાવનું મૃત્યુ ( ૧૭૯૫ ):—** કુર્દલાની લડાઈ પછી પુણે પાછા આવી માધવરાવે બધા સરદારોને મોકલી દીધા. ફક્ત તુકોજી હોલકર પુણામાં રહ્યો હતો. બાજીરાવ, ચિમાજી અને અમૃતરાવ જુન્નરમાં નજરકેદ હતા. નાનાના દુશ્મનોએ તેની નિંદા કરી બાજીરાવનાં યશોગાન ગાવા માંડ્યાં હતાં. બાજીરાવના ગુણના વર્ણનથી ભોળવાઈ જઈ માધવરાવે તેની સાથે ગુપ્ત પત્રવહેવાર ચાલુ કર્યો. આની નાનાને ખબર પડી ત્યારે તેણે બાજીરાવનાં સઘળાં કારસ્થાન સમજાવી માધવરાવના કાન ઉઘાડ્યા. પણ તેનું પરિણામ વિપરીત થયું. ત્યારપછી માધવરાવ બે દિવસમાં

મરણ પામ્યો. ( અક્ટોબર ૧૭૯૫ ). આ અનર્થથી નાનાએ ઉભી કરેલી ઇમારત ધસી પડી.

**બાજીરાવનું આગમનઃ**—માધવરાવની સ્ત્રી યશોદાબાઈ પાસે એક દત્તક પુત્ર લેવડાવી ગાદી ચલાવવી એવો નાના ફડનવીસે અને પરશુરામ-ભાઉએ વિચાર કર્યો. પણ બાજીરાવે દોલતરાવ સિંધિઆ સાથે સંધાન કર્યું. ત્યારે નાનાએ તેને અને ચિમાજીને પુણે ભાઉ પાસે બોલાવ્યા. બાજીરાવે નાના ઉપર ભરોસો રાખ્યો નહિ. તેણે દોલતરાવનું મન મેળવી લઈ તેને પુણામાં રાખ્યો. ત્યારપછી દોલતરાવ પુણાંમાં પાંચ વર્ષ રહ્યો. તે દરમ્યાન પુણામાં ખૂબ લૂંટફાટ, ખૂન અને મારામારી થયાં અને પેશ્વાઈ રાઘોબાના ત્રણે છોકરામાં થોડી થોડી વહેંચી આપવામાં આવી.

**ચિમાજીની સ્થાપના** ( મે ૧૭૯૬ ):—નાના ફડનવીસને કારભાર-માંથી ખસેડવાનો દોલતરાવનો વિચાર હતો. તે પુણે આવ્યો કે તરત નાના પુણામાંથી નીકળી ગયો અને તેજ દિવસે દોલતરાવ સિંધિઆએ બાજીરાવની ફુવાઈ ફેરવી. બાજીરાવ દુષ્ટ અને નાદાન છે એવી થોડા વખતમાંજ સિંધિ-આની ખાતરી થઈ ગઈ. તેથી પરશુરામભાઉ સાથે મળી જઈ તેણે બાજીરા-વને અટકમાં લીધો અને ચિમાજીને પેશ્વાની ગાદીપર બેસાડ્યો. સિંધિઆની ઇચ્છાપ્રમાણે નાનાને પકડી લાવવા માટે ભાઉએ માણસ મોકલ્યાં. ત્યારે નાના મહાડ નાસી ગયો. ત્યાં જઈ તેણે અંગ્રેજ, નિઝામ, ભોંસલે અને કરવી-રકર સાથે કાવતરાં કરવા માંડ્યાં. સિંધિઆને બે કરોડ રૂપીઆ આપવાના કરી તેણે બાજીરાવને મુક્ત કરાવવાની તજવીજ કરી. તેણે તુકોજી હોલકર પાસે નવી ફોજ ઉભી કરાવી. આ કાવતરાંની ખબર પડતાંજ પરશુરામ ભાઉ ચિમાજીને લઈ જુન્નરમાં ભરાયો. ત્યાં તેમને કેદ કરવામાં આવ્યા. આ પ્રમાણે ચિમાજીની કારકિર્દી માત્ર ચાર મહિનાજ ચાલી.

**નાના ફડનવીસને કેદઃ**—ત્યારપછી બાજીરાવને પુણે લાવી સિંધિઆએ નાનાને કારભાર સોંપ્યો. આ પ્રમાણે નાના પાસે કારભાર પાછો આવ્યો તો ખરો. પણ હવેથી તેનું તેજ ઓછું થતું ચાલ્યું. અહલ્યાબાઈ ઈ. સ. ૧૭૯૫ માં મરણ પામી. ઈ. સ. ૧૭૯૬ ના ચોમાસામાં તુકોજી હોલકર મરણ પામ્યો. તેને કાશીરાવ અને મલ્હારરાવ એ બે ઔરસ પુત્રો અને યશવંતરાવ

અને વિઠોજી એ બે દાસી પુત્રો હતા. તુકોજીના મરણથી નાનાનો આધાર ગયો. અને દોલતરાવ કહે તે પ્રમાણે પુણામાં થવા લાગ્યું. બાજીરાવના મનમાં નાના વિષે બીક અને દ્વેષ હતાં. તેથી તેણે દોલતરાવ સિંધિઆના સસરા સર્જેરાવને પુણામાં પોતાની પાસે રાખ્યો. કાશીરાવ અને મલ્હારરાવ હોલકર માંહોમાંહે લડવા લાગ્યા. મલ્હારરાવ નાનાના પક્ષનો હતો તેથી કાશીરાવનો પક્ષ લઈ દોલતરાવે અને સર્જેરાવે મલ્હારરાવ ઉપર છાપો મારી તેને ઠાર કર્યો. ( સપ્ટેમ્બર ૧૭૯૭ ). યશવંતરાવ અને વિઠોજી નાસી ગયા. આ બીનાથી નાના સાથે બાજીરાવ અને દોલતરાવને લડાઈ થઈ. ત્યારે બાજીરાવે નાનાની જગાએ અમૃતરાવને કારભારી બનાવ્યો. ઈ. સ. ૧૭૯૭ ના ડીસેમ્બરમાં સર્જેરાવે નાનાને કેદ કર્યો અને પુણાની પ્રજાપર કેર વર્તાવી તેને લૂંટી.

**નાના અને ભાઉનાં મરણઃ**—સર્જેરાવના કારસ્થાનથી ગભરાઈ બાજીરાવે બાપુ ગોખલે મારફત નવું લશ્કર ઉભું કર્યું. દરમ્યાન સર્જેરાવ કોલ્હાપુર દરબાર સાથે કાવતરાં કરવા લાગ્યો હતો. તેથી બાજીરાવે ભાઉને છૂટો કર્યો. ત્યારે તેનાપર ધાક બેસાડવા માટે દોલતરાવે નાનાને છૂટો કર્યો. ત્યારપછી કર્ણાકટમાં એક મોટું યુદ્ધ થયું તેમાં પરશુરામ ભાઉ મરણ પામ્યો ( સપ્ટેમ્બર ૧૭૯૯ ). પરશુરામના મોતથી નાનાનો રહ્યોસહ્યો આધાર પણ તૂટી ગયો. આથી ચિંતામાં ને ચિંતામાં નાના ફડનવીસ પણ સને ૧૮૦૦ ના માર્ચમાં મરણ પામ્યો. પછી બાજીરાવ સાથે અણબનાવ થવાથી અમૃતરાવ પુણેથી ચાલ્યો ગયો.

**યશવંતરાવની પુણાપર સ્વારીઃ**—ઈ. સ. ૧૮૦૦ માં ગોવિંદરાવ ગાયકવાડના મરણ પછી વડોદરામાં બખેડા થવા લાગ્યા. યશવંતરાવ હોલકર ઉત્તરમાં સિંધિઆના મુલકમાં ગડબડ કરવા લાગ્યો. તેથી ઈ. સ. ૧૮૦૦ ના નવેમ્બરમાં દોલતરાવ ઉત્તર તરફ ગયો. સર્જેરાવ કેટલાંક સૈન્ય સહિત પુણામાંજ રહ્યો. વિઠોજી હોલકરે અમૃતરાવને નામે શોલાપુર તરફ દંગો મચાવ્યો. બાપુ ગોખલેએ તેને પકડી પુણે આણ્યો. બાજીરાવે તેને હાથીના પગતળે ચગદાવી મારી નંખાવ્યો. તેનું વેર લેવા માટે સિંધિઆનું ઉજ્જન શહેર પાયમાલ કરી યશવંતરાવ ધસતો ધસતો પુણે આવ્યો. સિંધિઆનાં સૈન્યનો પરાભવ કરી તેણે અમૃતરાવને પેશ્વા બનાવ્યો અને પુણામાં લૂંટ ચલાવી.

**વસઈનો કરાર ( ૧૮૦૨ ):**—આપણા પર પણ યશવંતરાવ વેર લેશે એવી બીકથી બાજીરાવ વસઈ નાસી ગયો. અને ત્યાં તેણે અંગ્રેજોની સહાયભૂત યોજના સ્વીકારી તેમની સાથે કરાર કર્યો. અંગ્રેજોએ બાજીરાવને પેશ્વા બનાવવો, બાજીરાવે સહાયભૂત યોજનાની ફોજ પુણામાં રાખવી અને તે ફોજના ખર્ચ પેટે કેટલોક મુલક અંગ્રેજોને આપવો, નિઝામ, ગાયકવાડ વગેરે પાસેથી પેશ્વાઈનો હક અંગ્રેજો મારફત વસૂલ કરવો અને પરરાજ્યો સાથે અંગ્રેજો મારફતજ વહેવાર કરવો એવી વસઈના કરારની મુખ્ય શરતો હતી.

**સિંધિઆ અને ભોંસલે સાથે અંગ્રેજોને લડાઈ ( ૧૮૦૩ ):**—બાજીરાવે અંગ્રેજો સાથે વસઈનો કરાર કર્યો તેથી બીજો મરાઠા વિગ્રહ થયો. એ કરારથી મરાઠા રાજ્યમાં અંગ્રેજોનો પગદંડો થયો તે વાત સિંધિઆ, ભોંસલે, હોલકર વગેરે મુખ્ય મરાઠા સરદારોને રુચી નહિ. તોપણ દોલતરાવ અને યશવંતરાવ વચ્ચે વેર હોવાથી યશવંતરાવ સિંધિઆ અને ભોંસલે સાથે જોડાયો નહિ. અંગ્રેજોની યુદ્ધ માટેની તૈયારી જબરી હતી. ઉત્તરમાં લેક અને દક્ષિણમાં આર્થર વેલેસ્લીએ યુદ્ધની શરૂઆત કરી. આર્થર વેલેસ્લીએ તાબડતોબ અહમદનગર જીતી લઈ અસઈ અને આડગામ આગળ સિંધિઆ-ભોંસલેનાં સૈન્યનો પરાજય કર્યો. ઉત્તરમાં પણ સિંધિઆની હાર થઈ. ત્યારે ભોંસલેએ દેવગામ આગળ અને સિંધિઆએ સુરજ અંજનગામ આગળ સલાહ કરી સહાયભૂત યોજના સ્વીકારી. આ પ્રમાણે સિંધિઆ અને ભોંસલેના મુલકમાં પણ અંગ્રેજનો પગદંડો થયો.

**ત્રીજો મરાઠા વિગ્રહ—હોલકર સાથે યુદ્ધ ( ૧૮૦૪ ):**—યશવંતરાવ હોલકર રજપૂતાનામાં લૂંટફાટ ચલાવી રજપૂત રાજ્યોને હેરાન કરતો હતો. રજપૂતો અંગ્રેજોના મિત્ર હતા. તેથી અંગ્રેજોએ હોલકર પર ચઢાઈ કરી. કર્નલ મૉનસનને હોલકરે હરાવ્યો. પરંતુ લૉર્ડ લેક હોલકરની પાછળ પડ્યો. એટલે હોલકર પંજાબમાં નાઠો. ત્યારે બીજાં એક અંગ્રેજી સૈન્યે હોલકરની રાજ્યધાનીનો કબજો લીધો. માર્કિવસ વેલેસ્લી પછી લૉર્ડ કૉર્નવૉલિસ બીજીવાર ગવર્નર જનરલ થયો હતો. તેણે હોલકર સાથે સલાહ કરી તેનું રાજ્ય પાછું આપ્યું. પછી ઈ. સ. ૧૮૧૧ માં યશવંતરાવ મરણ પામ્યો.

---

# પ્રકરણ ૨૪ મું.

## પેશ્વાઈનો અંત (૧૮૦૨–૧૮૧૮).

**બાજીરાવનો કારભારઃ**—વસઈના કરારથી પોતે પૂર્ણપણે અંગ્રેજોના કબ્જામાં ગયો એમ બાજીરાવને સ્પષ્ટ લાગવા માંડ્યું. તેનામાં નિશ્ચય કે પરાક્રમ ન હોવાને લીધે કારભાર બગડતો ચાલ્યો. સરદારો પણ ફાવે તેમ વર્તવા લાગ્યા અને બાજીરાવ તેમને ટેકો આપતો. તેણે ત્રિબકજી ડેંગલે જેવા અવિચારી માણસો પોતાની આસપાસ એકઠા કર્યા. તેથી તેનાપર એક નવી આફત આવી પડી. અંગ્રેજોની બાંયધરી નીચે વડોદરેથી ગંગાધર શાસ્ત્રી પટવર્ધન પેશ્વાના હકની ચઢેલી બાકીનો નિર્ણય કરવા પુણે આવ્યો. બાજીરાવ સાથે તે પંઢરપુર ગયો. ત્યાં ગંગાધર શાસ્ત્રીનું ખૂન થયું. ત્રિબકજી ડેંગલેપર ખૂન માટે વહેમ ગયો. તેથી બાજીરાવને ત્રિબકજી ડેંગલેને અંગ્રેજોના કબજામાં સોંપી દેવાની ફરજ પડી. અંગ્રેજોએ તેને તુરંગમાં નાંખ્યો. તુરંગમાંથી તે નાઠો અને ખાનદેશમાં તોફાન મચાવવા લાગ્યો.

**છેવટનું યુદ્ધઃ ચોથો મરાઠા વિગ્રહઃ**—ઈ. સ. ૧૮૧૭ માં અંગ્રેજોએ બાજીરાવ સાથે નવો કરાર કરી તેની સત્તા વધારે મર્યાદિત કરી. તેથી બાજીરાવને અંગ્રેજોપર ઘણી ચીડ ચઢી. સિંધિઆ, હોલકર અને ભોંસલે સાથે તે ગુપ્તપણે કારસ્થાન કરવા લાગ્યો. તેણે એક સૈન્ય ઉભું કરી તેની સરદારી બાપુ ગોખલેને આપી. સઘળી તૈયારી થઈ રહ્યા પછી બાજીરાવે અંગ્રેજો સામે લડાઈ શરૂ કરી. ખડકી, કોરેગામ, અને અષ્ટે એમ ત્રણ લડાઈ ઉપરાચાપરી થઈ. તેમાંની છેલ્લીમાં બાપુ ગોખલે મરણ પામ્યો. બાજીરાવ પુણેથી નાઠો. પણ છેવટે તે અંગ્રેજોને શરણ થયો. અંગ્રેજોએ તેને આઠ લાખનું વર્ષાસન આપી કાનપુર પાસે બિથુરમાં રાખ્યો અને તેનો બધો મુલક ખાલસા કર્યો. બાજીરાવ બિથુરમાં ૧૮૫૩ માં મરણ પામ્યો. તેને નાનાસાહેબ કરીને એક દત્તક છોકરો હતો. તેણે ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં ભાગ લીધો હતો. ત્યારપછી તેનો પત્તો મળ્યો નથી.

**બીજાં મરાઠા રાજ્યોનો અંતઃ**—ઈ. સ. ૧૮૧૬ માં રઘૂજી ભોંસલે મરણ પામ્યો. ત્યારપછી તેનો ભત્રીજો આપ્પાસાહેબ નાગપુરની ગાદીએ આવ્યો. તેના સૈન્યે ઈ. સ. ૧૮૧૭ માં નાગપુરની રેઝિડેન્સી પર હુમલો કર્યો. પણ ૧૮૧૮ માં આપ્પાસાહેબ હાર્યો અને અંગ્રેજોએ તેને નામનો રાજા કરી દીધો. તેનાં સૈન્યે બાજીરાવને મદદ કરી હતી તે માટે અંગ્રેજોએ તેને કેદમાં પૂર્યો. કેદખાનામાંથી તે નાસી ગયો ત્યારે અંગ્રેજોએ બાજીરાવ ભોંસલેને નાગપુરની ગાદીપર બેસાડ્યો.

ઈ. સ. ૧૮૦૨ માં ગાયકવાડે અને ઈ. સ. ૧૮૧૭ માં સિંધિઆએ અંગ્રેજોનું સાર્વભૌમ સ્વામિત્વ સ્વીકાર્યું હતું. મરાઠા સરદારો પૈકી માત્ર હોલકરજ હજુ સુધી સ્વતંત્ર હતો. યશવંતરાવનો છોકરો મલ્હારરાવ નાની ઉમ્મરનો હતો તેથી યશવંતરાવની સ્ત્રી તુળસીબાઈ કારભાર કરતી હતી. તુળસીબાઈ અંગ્રેજો સાથે મળી ગઈ છે એવો અમીરખાન વગેરે હોલકરના પઠાણ સરદારોને વહેમ ગયો. તેથી બાજીરાવની પૂઠ પકડતી અંગ્રેજ ફોજ જ્યારે ઉત્તરમાં ગઈ ત્યારે તે સરદારોએ તુળસીબાઈનો વધ કર્યો. અંગ્રેજોએ મહિદપુરની લડાઈમાં હોલકરનાં સૈન્યનો પરાજય કર્યો ત્યારે મલ્હારરાવ મંદોસર આગળ અંગ્રેજોને શરણે ગયો અને તેણે સહાયભૂત યોજના સ્વીકારી. આ પ્રમાણે સર્વે મરાઠા સરદારો પર અંગ્રેજી હકૂમત ચાલવા લાગી.

**સતારાનું રાજ્યઃ**—મહારાજા શાહૂ પછી રામરાજાએ ઈ. સ. ૧૭૭૭ સુધી રાજ્ય કર્યું. ત્યારપછી શાહૂ બીજાની કારકિર્દી ૧૮૦૮ સુધી ચાલી. તેનો છોકરો પ્રતાપસિંહ ઈ. સ. ૧૮૩૯ સુધી ગાદીપર હતો. પેશ્વાઈ ખાલસા કર્યા પછી અંગ્રેજોએ તેની પાસે ચૌદ લાખની ઉપજનો મુલક રહેવા દીધો હતો. તેની વર્તણૂક પર શક જવાથી ઈ. સ. ૧૮૩૯ માં અંગ્રેજોએ સતારાની ગાદીપર તેના ભાઈ શાહજીને બેસાડ્યો. તે સંતાનવિના મરણ પામ્યાથી ઈ. સ. ૧૮૪૮ માં અંગ્રેજોએ સતારાનું રાજ્ય ખાલસા કર્યું. આ પ્રમાણે રામરાજાએ સ્થાપેલી સતારાની ગાદીનો અંત આવ્યો.

---

# ભાગ પાંચમો.



# બ્રિટિશ સમય.



## પ્રકરણ ૧ લું.

### પોર્ટુગીઝોનું આગમન.

**જળમાર્ગની શોધઃ**—ઘણા પ્રાચીન કાળથી હિંદુસ્થાન અને યુરોપ વચ્ચેનો વેપાર રાતા સમુદ્ર, ઈરાની અખાત, કાસ્પિઅન સમુદ્ર અને કાળા સમુદ્ર મારફત ચાલતો હતો. ઇ. સ. ૧૪૫૩ માં એશિઆ માઈનોરના તુર્ક લોકોએ કૉન્સ્ટૅન્ટિનોપલનું ગ્રીક રાજ્ય જીતી લીધું ત્યારથી ભૂમધ્ય સમુદ્રના પૂર્વ ભાગના દરીઆપર તેમની સત્તા ચાલવા લાગી. તેઓએ યુરોપીઅનોના હિંદુસ્થાન સાથના વેપારને કનડગત કરવા માંડી. તેથી યુરોપીઅનોને હિંદુસ્થાન આવવાનો બીજો દરીઆઈ માર્ગ શોધવાની ફરજ પડી.

**પહેલી સફરઃ**—આ અરસામાં હોકાયંત્રની શોધ થઈ. મોટાં જહાજો પણ બાંધવાની શરૂઆત થઈ. પોર્ટુગાલના રાજાએ દરીઆઈ સફરને ઘણું ઉત્તેજન આપ્યું. સાહસિક ખલાસીઓને તેણે રોકયા. સ્પેનના રાજ્યે પણ સાહસિક વહાણવટીઓને ઘણો આશ્રય આપવા માંડ્યો. ઈ. સ. ૧૪૯૨ માં સ્પેનની સરકારની મદદવડે કોલંબસે ઍટલૅંટિક મહાસાગર ઓળંગી અમેરિકા ખંડ શોધી કાઢ્યો. ઈ. સ. ૧૪૯૮ માં વાસ્કોડીગામા નામના એક

પોર્ટુગીઝ નાવિકે આફ્રિકા ખંડની પ્રદક્ષિણા કરી હિંદુસ્થાન આવવાનો દરીઆઈ રસ્તો શોધી કાઢ્યો. પ્રાચીન કાળમાં વ્યાપારી દૃષ્ટિથી ભૂમધ્ય સમુદ્રની અગત્યતા ઘણી હતી. પણ હવે ઍટલૅંટિક મહાસાગર ખેડાવા માંડ્યાથી ભૂમધ્ય સમુદ્રની અગત્યતા ઓછી થઈ છે. આ સમયથી પોર્ટુગીઝ, ડચ, અંગ્રેજ અને ફ્રેંચ લોકો વેપાર અર્થે અને સંસ્થાનો સ્થાપવા અર્થે દૂર દેશાવર જળમાર્ગે જવા લાગ્યા.

**વાસ્કોડીગામાઃ**—પ્રથમ પોર્ટુગીઝ વાસ્કોડીગામા મલબાર કિનારે કાલિકટ બંદરે ઝામોરિનના રાજ્યમાં ઉતર્યો. તે વખતે હિંદુસ્થાનનો સમુદ્રદ્વારા ચાલતો પરદેશી વેપાર મૂર ઉર્ફે આરબ લોકોના હાથમાં હતો. તેઓએ નવા આવેલા પોર્ટુગીઝ લોકનો સખત વિરોધ કર્યો. પરંતુ તેની દરકાર નહિ કરતાં વાસ્કોડીગામાએ અનેક સફરો કરી મલબાર કિનારાના રાજાઓ સાથે કોલકરાર કરી વેપાર શરૂ કર્યો.

**આલવર્ઝ કેબ્રલઃ**—ત્યારપછી આલવર્ઝ કેબ્રલે હિંદુસ્થાનની સફર કરી. તેણે હિંદુસ્થાન સાથેના વેપાર માટે હિંદી મહાસાગરમાં અનેક જગાએ દરઆઈ લશ્કરી થાણાં કરવાનો વિચાર કર્યો. મૂર લોકોએ તેને પણ ત્રાસ આપ્યો. કેબ્રલને તેમની સાથે કેટલીક લડાઇઓ થઈ. તેમાં તેમને હરાવી તે કોચીન ગયો. ત્યાં તેણે વેપારી કોઠી ઘાલી તેના રક્ષણને માટે કિલ્લેબંદી કરી. પછી ઈ. સ. ૧૫૦૧ માં તે પાછો સ્વદેશ ગયો.

**આલ્મૈડા ( ૧૫૦૫–૧૫૦૯ ) અને આલ્ફૉન્સો આલ્બુકર્ક ( ૧૫૦૯–૧૫૧૫ ):**—ધીમેધીમે પોર્ટુગીઝોનો વેપાર વધતો ચાલ્યો તેમ તેમ તેઓએ જુદેજુદે ઠેકાણે કોઠીઓ કરી. તે બધી કોઠીઓના ઉપરી તરીકે ૧૫૦૫ માં આલ્મૈડા નામનો પોર્ટુગીઝ ગવર્નર થઈ આવ્યો. ઈ. સ. ૧૫૦૮ માં મૂર લોકોએ ઇજિપ્ટના સુલતાન પાસેથી દરીઆઈ કાફલાની મદદ મેળવી મુંબઈની દક્ષિણે ચૌલ નામના બંદર આગળ પોર્ટુગીઝોને હરાવ્યા. બીજે વર્ષે પોર્ટુગીઝોએ પૂરી તૈયારી કરી મૂર લોકોને કાઠીઆવાડના દીવ બંદરની લડાઈમાં હરાવ્યા.

ઈ. સ. ૧૫૦૯ માં આલ્ફૉન્સો આલબુકર્ક નામનો શખ્સ બીજો પોર્ટુગીઝ ગવર્નર થઈ આવ્યો. તેણે બિજાપુરના સુલતાનનું ગોવા બંદર કબજે કરી

લઈ ત્યાં પોર્ટુગીઝ રાજધાની સ્થાપી. પોતાના વેપારનું અને રાજધાનીનું રક્ષણ કરવા માટે તેણે રાજકીય સત્તા સ્થાપવાનો આરંભ કર્યો. મસાલાનો વેપાર હસ્તગત કરવા માટે તેણે હિંદુસ્થાનની પૂર્વે હિંદી મહાસાગરમાં આવેલા મલાક્કાના ટાપુનો કબજો કરી લીધો. ઇરાની અખાતમાં પણ તેણે પોર્ટુગીઝ થાણાં બેસાર્યાં. આલ્બુકર્ક ઈ. સ. ૧૫૧૫ માં ગોવામાં મરણ પામ્યો.

**પોર્ટુગીઝોના ઉદયનાં કારણોઃ**—નૌકા બળના જોરથી પોર્ટુગીઝોનો વેપાર વધતો ચાલ્યો. તે વખતે મોગલ કે મરાઠા સત્તાનો તેમને ભય નહોતો. તેઓ ઘણુંખરૂં કિનારાના બંદરોમાંજ રહેતા હોવાથી દેશીઓએ તેમને ઉપદ્રવ કર્યો નહિ. વળી તે લોકો પાસે કવાયદી લશ્કર અને તોપખાનાં હતાં. તેમજ તેઓ સાથેના વેપારથી દેશીઓને ફાયદો થતો હતો. આ બધાં કારણોને લીધે દેશીઓ તરફથી તેમને ઝાઝી હરકત નડી નહિ.

સોળમા સૈકાની આખરે પોર્ટુગાલ દેશ સ્પેનના રાજાના તાબામાં ગયો. યુરોપમાં અંગ્રેજ અને ડચ લોકોએ સ્પેન સાથે યુદ્ધ કરી પોર્ટુગાલના નૌકાસૈન્યનો નાશ કર્યો. સ્પેનિશ લોકોનું વેપાર તરફ ખાસ લક્ષ નહોતું. દક્ષિણ હિંદુસ્થાનમાં વિજયનગરનાં હિંદુ રાજ્ય સાથે પોર્ટુગીઝોનો વેપાર ધમધોકાર ચાલતો હતો. પણ પછી વિજયનગરના રાજ્યનો નાશ થવાથી તે તરફનો વેપાર નહિ જેવો થઈ ગયો. પોર્ટુગીઝ નૌકાસૈન્યનો નાશ થવાથી અંગ્રેજ અને ડચલોકોના નૌકાસૈન્યનું જોર હિંદી મહાસાગરમાં વધી ગયું. તેથી પોર્ટુગીઝ વેપાર એ લોકાના હાથમાં ગયો. પાછલા ભાગમાં પોર્ટુગીઝ લોકોએ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માટે જુલમ કરવા માંડ્યો હતો. તેથી હિંદુઓ પણ તેમનો વિરોધ કરવા લાગ્યા. એ કારણથી પોર્ટુગીઝ સત્તા નષ્ટ થઈ.

---

# પ્રકરણ ૨ જું.

## ડચ અને અંગ્રેજ.

**વેપારી કંપનીઓઃ**—પૂર્વના દેશો સાથે યુરોપી લોકોનો વેપાર શરૂ થયા પછી તેઓએ વેપારી કંપનીઓ સ્થાપવા માંડી. ઈ. સ. ૧૫૯૯ માં

ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપની સ્થપાઈ અને ઈ. સ. ૧૬૦૩ માં ડચ ઈસ્ટ ઇંડિઆ કંપની સ્થાપન થઈ. તે વખતે ઈરાની અખાતમાં અને મલબાર કિનારાપર પોર્ટુગીઝ લોકોનું જોર ઘણું હતું. તે કાળે મસાલાના વેપારમાં તેજી હોવાને લીધે પ્રથમ અંગ્રેજ અને ડચ વેપારીઓ મસાલાના ટાપુઓમાં વેપાર અર્થે ગયા. ઈ. સ. ૧૬૦૫ માં ડચ લોકોએ પોર્ટુગીઝો પાસેથી ઍંબોઇનાનો બેટ હસ્તગત કરી લીધો. ઈ. સ. ૧૬૧૯ માં તેઓએ જાવા બેટમાં બેટેવીઆ નામનું શહેર કબજે કરી ત્યાં પોતાની રાજધાની કરી. ત્યારપછી તેઓએ હિંદુસ્થાનના કૉરોમાંડલ અને મલબાર કિનારાપર પોતાની વેપારી કોઠીઓ ઘાલી અને પોર્ટુગીઝ લોકો સાથે તેઓ હરીફાઈ કરવા લાગ્યા.

**ડચ અને અંગ્રેજો વચ્ચે અણબનાવઃ**—પ્રથમ તો ઘણાં વર્ષો સુધી ડચ અને અંગ્રેજ વેપારીઓ હળીમળીને વેપાર કરતા હતા. પછી સ્વાર્થને લીધે તેઓ વચ્ચે અણુબનાવ થવા લાગ્યો, અને ડચ લોકો અંગ્રેજોનો વિરોધ કરવા લાગ્યા. તેથી હળવે હળવે અંગ્રેજો મસાલાના ટાપુઓમાંથી ખસી ગયા. ઈ. સ. ૧૬૧૨ માં પોર્ટુગીઝો સાથે લડી તેઓએ સુરતમાં પહેલી કોઠી ઘાલી. મસાલાના ટાપુઓમાં ડચ લોકોનું ઘણું જોર હતું. ઈ. સ. ૧૬૨૩ માં ઍંબોઇના બેટમાં ડચો અને અંગ્રેજો વચ્ચે ટંટો થયો. તેમાં કેટલાક અંગ્રેજો માર્યા ગયા. આ પ્રસંગને 'ઍંબોઇનાની કતલ' કહે છે. આ બનાવ પછી અંગ્રેજો ત્યાંનો વેપાર છોડી દઈ હિંદુસ્થાનના કિનારાપર જુદે-જુદે ઠેકાણે વેપાર અર્થે આવી રહ્યા.

**ડચ વેપારની ચઢતીપડતીઃ**—સત્તરમા સૈકામાં પૂર્વના દેશો સાથે ડચ લોકોનો વેપાર ધમધોકાર ચાલતો હતો. તેમને હૉલાંડની સરકારની ઘણી મદદ હતી. તેમજ તે કાળે ડચ નૌકાસૈન્ય બળવાન હોવાને લીધે તેઓના વેપારનો ઝપાટાબંધ ફેલાવો થયો. પછી અરાઢમા સૈકામાં હૉલાંડને ફ્રાન્સ સાથે ઘણી લડાઈઓ થઈ. તેમાં હૉલાંડની હાર થવાથી ડચ લોકો નબળા પડી ગયા. તેઓને વેપાર માટે નાણાંની ભીડ હોવાને લીધે તેમનો વેપાર પાછળ પડતો ગયો, એટલે અંગ્રેજોનો વેપાર પગભર થતો ચાલ્યો.

**અંગ્રેજ વેપારીઓની કોઠીઓઃ**—અંગ્રેજો ઘણા પહોંચેલા હતા. તેમણે પ્રથમ એકલા વેપારમાં ધ્યાન આપી પુષ્કળ દ્રવ્ય જમા કર્યું. સુરતમાં

કોઠી નાંખ્યા પછી બરાનપુર, અમદાવાદ, અજમેર, આગ્રા વગેરે ઠેકાણે કોઠી નાંખી તેઓએ દેશના અંદરના ભાગમાં પણ વેપાર શરૂ કર્યો. ઈ. સ. ૧૬૧૫ માં ઇંગ્લંડના રાજા પહેલા જેમ્સે સર ટૉમસ રો નામના એક ઉમરાવને મોગલ દરબારમાં પોતાના એલચી તરીકે મોકલ્યો. સર ટૉમસ રો મોગલ દરબારમાં ત્રણ વર્ષ રહ્યો, અને તેણે અંગ્રેજ વેપારીઓને વેપાર માટે ઘણી સવળતા મેળવી આપી. ત્યારપછી મોગલ શહેનશાહ શાહજહાને બંગાળામાં પોર્ટુગીઝોને બદલે અંગ્રેજો સાથે વેપાર કરવાના હુકમો કાઢ્યા.

ઈ. સ. ૧૬૩૭ માં ચંદ્રગિરીના રાજા પાસેથી જમીન લઈ ત્યાં અંગ્રેજોએ પોતાનું થાણું ઘાલ્યું અને ફોર્ટ સેન્ટ જ્યૉર્જ નામનો કિલ્લો બાંધી મદ્રાસ વસાવ્યું. ઈ. સ. ૧૬૫૧ માં હુગલીની પાસે તેઓએ એક વખાર કરી ત્યાં ફોર્ટસેન્ટ વિલિઅમ નામનો કિલ્લો બાંધી કલકત્તા સ્થાપ્યું. પોર્ટુગાલના રાજાએ ઇંગ્લંડના રાજાને મુંબઈ બેટ લગ્નની પહેરામણીમાં આપ્યો. તે બેટ તેણે ઈ. સ. ૧૬૬૮ માં ઇસ્ટ ઇંડિઆ કંપનીને આપ્યો. આ પ્રમાણે મુંબઈ, મદ્રાસ અને કલકત્તાના મુખ્ય બંદરોમાં અંગ્રેજી કોઠીઓ સ્થાપન થઈ.

---

# પ્રકરણ ૩ જું.

## ફ્રેંચ કંપનીની સ્થાપના.

**ફ્રેંચ ઈસ્ટ ઈંડિઆ કંપનીઃ**—ઈ. સ. ૧૬૬૪ માં ફ્રેંચોએ પણ એક વેપારી કંપની કાઢી હિંદુસ્થાન સાથે વેપાર ચાલુ કર્યો. તેમણે હિંદી મહાસાગરમાં આવેલા માડાગાસ્કર અને મોરિશિઅસ નામના ટાપુઓ કબજે કરી લીધા. પછી ઈ. સ. ૧૬૭૪ માં મદ્રાસની દક્ષિણે પૉંડિચરી બંદર કબજે કરી ત્યાં તેઓએ થાણું કર્યું.

**માર્ટિનઃ**—પૉંડિચરીનો પહેલો ફ્રેંચ ગવર્નર માર્ટિન હતો. તેણે ઈ. સ. ૧૭૦૬ સુધી કારભાર ઠીક ચલાવ્યો અને પૉંડિચરીની ફ્રેંચ વખારને આબાદ કરી. ત્યારપછી લેન્માર નામનો બીજો ગવર્નર થયો તેણે ૧૭૩૫ સુધી કારભાર કર્યો. તેણે મલબાર કિનારા પર માહી બંદરે ફ્રેંચ થાણું કર્યું અને તે તરફના લોકોમાં ફ્રેંચ લાગવગ વધાર્યો.

**ડૂમાસઃ**—ત્રીજો ગવર્નર ડૂમાસ નામનો થયો. તેણે પાંચ વર્ષ કારભાર ચલાવ્યો. તેણે કર્ણાટકના નવાબ પાસેથી કારિકલ બંદર મેળવ્યું. કર્ણાટકના નવાબના દરબારમાં તેનું વજન ઠીક પડતું હતું. મરાઠાઓએ જ્યારે કર્ણાટક પર સ્વારી કરી ત્યારે ડૂમાસે કર્ણાટકની પ્રજાને પૉંડિચરીમાં આશ્રરો આપ્યો હતો.



દુપ્લે

**દુપ્લેઃ**—ઇ. સ. ૧૭૪૦ માં દુપ્લે નામનો માણસ પૉંડિચરીનો ગવર્નર નીમાઈ આવ્યો. એ પૉંડિચરીનો ગવર્નર થયો તે પહેલાં દસ વર્ષ સુધી ચંદ્રનગરનો ગવર્નર હતો. ત્યાં તેણે ઘણું સારૂં કામ કર્યું હતું. વેપારની સાથે રાજકીય સત્તા પણ સ્થાપવાનો દુપ્લેનો વિચાર હતો. ઈ. સ. ૧૭૫૨ સુધી તે પૉંડિચરીનો ગવર્નર રહ્યો હતો.

---

# પ્રકરણ ૪ થું.

## કર્ણાટકનો પહેલો વિગ્રહ (૧૭૪૪–૧૭૪૮).

**અંગ્રેજ અને ફ્રેંચ લોકો વચ્ચે લડાઈઃ**—અરાઢમાં સૈકાના પ્રથમ અર્ધભાગમાં મોગલ પાદશાહતની સત્તા કમી થતી જતી હતી. તે દરમ્યાન બંગાળા અને કર્ણાટકના નવાબ સ્વતંત્રપણે વર્તવા લાગ્યા હતા. આ પ્રાંતોમાં મોગલ સત્તા નબળી પડવાથી ત્યાંનાં રાજ્ય પ્રકરણમાં વચ્ચે પડવાની સંધિ અંગ્રેજો અને ફ્રેંચોને પ્રાપ્ત થઈ. ઈ. સ. ૧૭૪૦ ના અરસામાં મદ્રાસના અંગ્રેજોનો વેપાર ઘણો વધી ગયો હતો. તે વખતે મહત્ત્વાકાંક્ષી દુપ્લે પૉંડિચરીનો ગવર્નર નીમાઈ આવ્યો. ઈ. સ. ૧૭૪૧ થી યુરોપમાં અંગ્રેજો

અને ફ્રેંચો વચ્ચે યુદ્ધ શરૂ થયું હતું. તેથી હિંદુસ્થાનમાં પણ અંગ્રેજો અને ફ્રેંચો લડવા લાગ્યા.

**મદ્રાસનું પડવું:**—યુરોપમાં યુદ્ધ શરૂ થયાની બાતમી આવતાંજ અંગ્રેજોએ પૉંડિચરીપર ચઢાઈ કરવાની તૈયારી કરવા માંડી. મદ્રાસ અને પૉંડિચરી કર્ણાટકના નવાબની રિયાસતમાં હતાં. આ વખતે કર્ણાટકનો નવાબ અન્વરૂદ્દીન નામે હતો. તેણે ફ્રેંચો અને અંગ્રેજોને પોતાના રાજ્યમાં લડવાની મના કરી. તેથી અંગ્રેજો પૉંડિચરીપર ચઢાઈ લઈ જઈ શકયા નહિ. પછી ઈ. સ. ૧૭૪૬ માં લાબુર્ડોને નામનો ફ્રેંચ સરદાર મોટું દરીઆઈ લશ્કર લઈ આવી પહોંચ્યો. તે નાગાપટ્ટણ આગળ અંગ્રેજી નૌકાસૈન્યનો પરાજય કરી પૉંડિચરી ગયો. ડુપ્લેએ અન્વરૂદ્દીન સાથે ખટપટ શરૂ કરી. તેણે અંગ્રેજો પાસેથી મદ્રાસ જીતી લઈ અન્વરૂદ્દીનને આપવાનું વચન આપી તેની પાસેથી અંગ્રેજો સાથે લડવાની પરવાનગી મેળવી. પછી તે મદ્રાસપર ચઢી ગયો. ડુપ્લેએ જમીન બાજુથી હલ્લો કર્યો અને લાબુર્ડોનેએ દરીઆ બાજુથી હુમલો કર્યો. મદ્રાસ પડ્યું અને ડુપ્લેના હાથમાં આવ્યું. મદ્રાસમાંના અંગ્રેજોને કેદ કરી ડુપ્લે પૉંડિચરી લઈ ગયો. ત્યારપછી લાબુર્ડોને આરમાર લઈ ત્યાંથી ચાલી ગયો. મદ્રાસ શહેર ઈ. સ. ૧૭૪૯ સુધી ડુપ્લેના હાથમાં રહ્યું.

**અન્વરૂદ્દીનનો પરાભવ:**—શરત પ્રમાણે ડુપ્લેએ મદ્રાસ અન્વરૂદ્દીનને સ્વાધીન કર્યું નહિ, ત્યારે નવાબ દસ હજાર માણસનું સૈન્ય લઈ મદ્રાસ પર ચઢી ગયો. ડુપ્લેનું લશ્કર નાનું હતું પણ તે કવાયદી લશ્કરી તાલીમ પામેલું હતું. તેથી આટલા નાના લશ્કરે નવાબના મોટા લશ્કર પર સહેલાઈથી જીત મેળવી. એક કવાયદી સૈન્ય બીનકવાયદી સૈન્ય પર કેટલી સહેલાઈથી જીત મેળવી શકે છે તેની અંગ્રેજો અને ફ્રેંચો બંનેની આ લડાઈથી ખાતરી થઈ. તેથી તેઓએ હિંદીઓનાં કવાયદી લશ્કર ઉભાં કરવાનું શરૂ કર્યું.

**અંગ્રેજ ફ્રેંચ લડાઈ:**—કૉરોમેન્ડલ કિનારા પર ફૉર્ટ સેન્ટ ડેવિડ નામનો કિલ્લો અંગ્રેજોનું બીજું થાણું હતું. તેપર પણ ડુપ્લેએ સ્વારી કરી. પણ ત્યાંનો થાણદાર મેજર લૉરેન્સ નામનો એક બહાદુર સરદાર હતો. તેણે ઘણું પરાક્રમ કરી ફ્રેંચોને હરાવી નસાડી મૂકયા. ત્યારપછી ઇંગ્લંડથી એક દરીઆઈ લશ્કર આવી પહોંચ્યું. ત્યારે મેજર લૉરેન્સે પૉંડિચરીને ઘેરો ઘાલ્યો. આ વખતે

લાબુર્ડોનેે ફ્રેંચ નૌકાસૈન્ય લઈ ચાલી ગયો હતો. એટલે ડુપ્લે લાચાર થઈ ગયો હતો. તોપણુ ફ્રેંચોએ બહાદુરીથી લડી પૉંડિચરીનો ઠીક બચાવ કર્યો. એટલામાં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે સલાહ થઈ. ત્યારે હિંદુસ્થાનમાં પણુ તેઓએ સલાહ કરી. એ સલાહની શરત પ્રમાણે મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું. આ પ્રમાણે કર્ણાટકમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચેના પહેલા વિગ્રહનું છેવટ આવ્યું.

**ડુપ્લેની નવી કલ્પના:**—જોકે ઉપર પ્રમાણે સલાહ થઈ તોપણુ અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે આગળના જેવી સલૂકાઈ રહી નહિ. બંને પાસે કવાયદી કેળવાયલાં લશ્કરો હતાં. એટલે લાગ મળતાં પાછી લડાઈ ચાલુ થશે એ નક્કી હતું. અંગ્રેજ લોક વેપારમાં ઘણા કુશળ હોવાથી તેમને નફો વધારે થતો હતો. તેથી પૈસાને જોરે તેમની સત્તા વધતી જતી હતી. ફ્રેંચ લોકોમાં અંગ્રેજોના જેટલી વેપારી કુનેહ ન હોવાથી તેમને ઝાઝો નફો થતો નહિ. તેથી રાજકીય ભાંજગડમાં વચ્ચે પડી ફ્રેંચ સત્તા જમાવવાનો ડુપ્લે વિચાર કરવા લાગ્યો.

---

# પ્રકરણુ ૫ મું.

## નિઝામ હૈદરાબાદમાં ફ્રેંચ લાગવગ.

**કર્ણાટકમાં ખટપટ:**—કર્ણાટકનો પહેલો વિગ્રહ પૂરો થયા પછી દક્ષિણુમાં ત્રણુ ગાદીના વારસા માટે ટંટા ચાલવા માંડ્યા. તાંજોરની ગાદી માટે શાહૂજી અને પ્રતાપસિંહ વચ્ચે ટંટો ઉભો થયો. અંગ્રેજોએ એ ટંટામાં વચ્ચે પડી પ્રતાપસિંહને મદદ કરી ગાદીપર બેસાડ્યો. એ મદદ બદલ તેણે દેવીકોટ કિલ્લો અંગ્રેજોને આપ્યો. કર્ણાટકનો નવાબ દોસ્તઅલી મરાઠાઓ સાથે લડતાં એક લડાઈમાં માર્યો ગયો. ત્યારે તેનો છોકરો સફદરઅલી કર્ણાટકની ગાદીપર બેઠો. એ સફદરઅલીને બે સાળા હતા. તે પૈકી ચંદાસાહેબ ઘણો કારસ્થાની હતો. તેથી સફદરઅલીએ મરાઠા પાસે તેને કેદ પકડાવી સતારામાં રખાવ્યો. ત્યારપછી બીજા સાળાએ સફદરઅલીનું

ખૂન કર્યું. હૈદરાબાદનો નિઝામઉલમુલ્ક સફદરઅલીને પોતાનો માંડલિક ગણતો હતો. તેથી સફદરઅલીનાં ખૂન પછી જ્યારે સગીર ઉમ્મરનો નવાબ આર્કાટની ગાદીપર આવ્યો ત્યારે નિઝામઉલમુલ્કે અન્વરૂદ્દીન નામના સરદારને આર્કાટનો કારભાર સંભાળવા નીમ્યો. પછી સગીર નવાબ મરણ પામતાં અન્વરૂદ્દીન પોતેજ નવાબ થઈ બેઠો. પણ આર્કાટની પ્રજાને અન્વરૂદ્દીનનો કારભાર ગમતો નહિ હતો. આગલા રાજકુળનો નબીરો ચંદાસાહેબ ગાદીના વારસા માટે દાવો કરવા લાગ્યો. ચંદાસાહેબને ફ્રેંચ લોકો સાથે દોસ્તી હતી. એટલે અન્વરૂદ્દીન અને ચંદાસાહેબના ટંટાની વચ્ચે પડી અંગ્રેજોની માફક ડુપ્લેને પણ મુલકગીરી કરવાનું મન થયું. તેથી ડુપ્લેએ મરાઠાઓને પૈસાથી સંતોષી ચંદાસાહેબને છોડવ્યો.

હૈદરાબાદનો નિઝામઉલમુલ્ક ઈ. સ. ૧૭૪૮ માં મરણ પામ્યો. ત્યારે ત્યાં પણ નિઝામઉલમુલ્કનો છોકરો નાસિરજંગ અને છોકરીનો છોકરો મુઝફ્ફરજંગ ગાદીને માટે લડવા લાગ્યા. ચંદાસાહેબે મુઝફ્ફરજંગને ફ્રેંચોની મદદ મેળવી આપી. ત્યારે અંગ્રેજોએ નાસિરજંગનો પક્ષ લીધો.

**અંબૂરની લડાઈ ( ૧૭૪૯ )**:—ચંદાસાહેબ અને મુઝફ્ફરજંગ ફ્રેંચ સેનાપતિ બુસીની સહાય લઈ કર્ણાટકપર ચઢી ગયા. અન્વરૂદ્દીન સાથે અંબૂર આગળ લડાઈ થઈ, તેમાં અન્વરૂદ્દીનની હાર થઈ. અને તે લડાઈમાં માર્યો ગયો. ત્યારે તેનો છોકરો મહંમદઅલી નાસીને ત્રિચિનાપલી ગયો અને ત્યાંથી તેણે અંગ્રેજોની કુમક માગી. લગભગ આખો કર્ણાટક પ્રાંત ચંદાસાહેબના હાથમાં ગયો.

અંગ્રેજો તાંજોરના રાજ્યની ખટપટમાં પડેલા હોવાથી તેઓ મહંમદઅલીને વખતસર મદદ મોકલી શકયા નહિ. પણ મહંમદઅલી તરફથી ઘણો આગ્રહ થવાથી થોડુંક સૈન્ય તેમણે રવાના કર્યું. દરમ્યાન મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબ આર્કાટ ગયા. ત્યાં ચંદાસાહેબને આર્કાટનો નવાબ અને મુઝફ્ફરજંગને હૈદરાબાદનો નિઝામ જાહેર કરવામાં આવ્યા. ત્યાંથી તેઓ બંને પૉંડિચરી ડુપ્લેની મુલાકાતે ગયા. ડુપ્લેએ તેમને એક મોટું સૈન્ય આપી મહંમદઅલીને તાબે કરવા તાબડતોબ ત્રિચિનાપલી રવાના કર્યા. ત્રિચિનાપલી સર કરી એકદમ નાસિરજંગપર ચઢી જવું એવો ડુપ્લેનો વિચાર હતો. પણ

તાંજોરના રાજા પાસેથી ખંડણી વસૂલ કરતાં ઘણો વખત નીકળી જવાથી નાસિરજંગ પોતાના બચાવ માટે સૈન્યનો જમાવ કરી શકયો અને તેથી ડુપ્લે પોતાની બાજીમાં ફાવ્યો નહિ.

**મુઝફ્ફરજંગની હારઃ**—આમ વખત નીકળી જવાથી અંગ્રેજ સરદાર મેજર લૉરેન્સ એક સૈન્ય લઈ નાસિરજંગને જઈ મળ્યો. પછી તે બંને મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબ સામે લડવા નીકળી પડ્યા. આ વખતે ફ્રેંચ સૈન્યમાં બેદિલી ઉત્પન્ન થવાને લીધે મુઝફ્ફરજંગ શત્રુના હાથમાં આવ્યો, એટલે નિરાશ થઈ ચંદાસાહેબ નાઠો અને ડુપ્લેપાસે પૉંડિચરી ગયો.

**નાસિરજંગનો વધઃ**—ત્યારપછી નાસિરજંગ આર્કોટ જઈ રહ્યો. ડુપ્લે માટે મામલો ઘણો વિકટ થઈ પડ્યો હતો, તોપણ બુદ્ધિ અને કુનેહથી તેણે સંકટમાંથી માર્ગ કાઢ્યો. એક તરફથી નાસરજંગ સાથે સલાહ માટે વાટાઘાટ શરૂ કરી બીજી તરફ ફ્રેંચ લશ્કર મોકલી તેણે મછલીપટ્ટણ અને જિંજી સર કરી લીધાં. પછી તેણે ઝપાટાબંધ ફ્રેંચ લશ્કર નાસિરજંગ સામે રવાના કરી દીધું. પણ એટલામાં કડાપ્પાના નવાબે ઈ. સ. ૧૭૫૦ ના ડીસેમ્બરમાં નાસિરજંગનું ખૂન કર્યું. નાસિરજંગનાં ખૂન પછી મુઝફ્ફરજંગ છૂટો થયો. છૂટો થઈ મુઝફ્ફરજંગ પૉંડિચરી ગયો અને તેણે બક્ષિસ બદલ ફ્રેંચોને ઘણો મુલક આપ્યો અને ડુપ્લેને એક મોટી જાગીર આપી.

**સલાબતજંગને રાજ્યપ્રાપ્તિઃ**—ત્યારપછી ઈ. સ. ૧૭૫૧ ના જાન્યુઆરીમાં ફ્રેંચ સેનાપતિ બુસીને સાથે લઈ મુઝફ્ફરજંગ હૈદરાબાદ જવા નીકળ્યો. રસ્તામાં કડાપ્પાના નવાબના ફિતુરી લોકોએ મુઝફ્ફરજંગને મારી નાંખ્યો. બુસી સિપાઈ બચ્ચો હતો, તેમજ તે એક કુશળ મુત્સદ્દી પણ હતો. નિઝામઉલમુલ્કનો ત્રીજો છોકરો સલાબતજંગ સૈન્યમાં તેની સાથેજ હતો. તેને તેણે હૈદરાબાદ લઈ જઈ ગાદીપર બેસાડ્યો. બુસી હૈદરાબાદમાં સાતવર્ષ રહ્યો અને તેણે નિઝામના દરબારમાં ફ્રેંચોનો પગદંડો મજબૂત કર્યો. સલાબતજંગે મદદના ખર્ચ પેટે ફ્રેંચોને ઉત્તર સરકાર પ્રાંત કાઢી આપ્યો. આ પ્રમાણે ડુપ્લે પોતાના કાવાદાવામાં ફાવ્યો અને પોતાની ફત્તેહની યાદગીરી કાયમ રાખવા માટે જે સ્થળે નાસિરજંગનું ખૂન થયું હતું તે સ્થળે તેણે એક શહેર વસાવ્યું અને તેનું નામ ડુપ્લેફત્તેહઆબાદ રાખ્યું.

---

# પ્રકરણ ૬ ઠું.

## આર્કાટ અને ત્રિચિનાપલીના ઘેરા.

**કલાઇવની યુક્તિઃ**—બુસી હૈદરાબાદમાં મુકામ કરી રહ્યો હતો ત્યારે ચંદાસાહેબ ત્રિચિનાપલીને ઘેરો ઘાલી ત્યાં પડ્યો હતો. આ વખતે મદ્રાસમાં સૉંડર્સ નામે અંગ્રેજ ગવર્નર હતો. તેણે વિચાર્યું કે જો ત્રિચિનાપલી પડશે તો આખો કર્ણાટક પ્રાંત ફ્રેંચોના કબજામાં જશે. તેથી તેણે મહંમદઅલીને મદદ મોકલવાનો ઠરાવ કર્યો. આ વખતે સૉંડર્સ પાસે કલાઇવ નામનો એક લશ્કરી અધિકારી હતો. આ કલાઇવ પ્રથમ મુલ્કી કારકુન હતો. પણ કર્ણાટકના પહેલા વિગ્રહ વખતે તેણે કલમ છોડી તરવાર હાથમાં લીધી હતી. અને જુદેજુદે પ્રસંગે બહાદુરી બતાવી તે કૅપ્ટનની પદવીએ ચઢ્યો હતો. તેણે સૉંડર્સને એક યુક્તિ બતાવી. તેણે કહ્યું કે ચંદાસાહેબની રાજ્યધાની આર્કાટપર એકદમ હલ્લો લઈ જઈ તે કબજે કરીશું તો તે પાછી લેવા ચંદાસાહેબ ત્રિચિનાપલી છોડી આર્કાટ આવશે, એટલે ત્રિચિનાપલીનો ઘેરો ઉઠશે અને મહંમદઅલી આપોઆપ છૂટશે. એ યુક્તિ ગવર્નરને પસંદ પડી. એ કામ તેણે કૅપ્ટન કલાઇવનેજ સોંપ્યું. કલાઇવ બસો અંગ્રેજ અને ત્રણસો દેશી સિપાઈનું સૈન્ય લઈ મદ્રાસથી આર્કાટ ગયો અને તે તેણે એકદમ જીતી લીધું.

**આર્કાટનો ઘેરો ( ૧૭૫૧ ):**—આર્કાટ કલાઈવે કબજે કર્યાની ખબર ચંદાસાહેબને પડી કે તરત તેણે પોતાના છોકરા રાજાસાહેબને મોટું સૈન્ય આપી આર્કાટ પાછું લેવા મોકલી દીધો. રાજાસાહેબે આવી આર્કાટને ઘેરો ઘાલ્યો. કલાઇવનું સૈન્ય ઘણું નાનું હતું. પણ કલાઇવપર સૈનિકોની પૂર્ણ નિષ્ઠા હતી. તેથી તેઓ બહાદુરીથી લડ્યા. ઘેરો ત્રેપન દિવસ ચાલ્યો. કલાઇવનું પરાક્રમ જોઈને મરાઠા સરદાર મુરારિરાવ ઘોરપડે સ્વયંસ્ફૂર્તિથી કલાઇવની કુમકે આવ્યો. આર્કાટ સર થતું નથી એમ જોઈને છેવટે રાજાસાહેબ ઘેરો ઉઠાવી ચાલી ગયો.

**અર્ણી અને કાવેરીપાકની લડાઈઃ**—હવે મદ્રાસથી કલાઇવને નવા લશ્કરની મદદ આવી મળી. એટલે તાબડતોબ તેણે રાજાસાહેબની પૂઠ પકડી તેને અર્ણી આગળ પકડી પાડ્યો. અર્ણી આગળ યુદ્ધ થયું. તેમાં રાજા-


નિજામનું રાજ્ય
કૃષ્ણા નદી
રાયચૂર
ગોવે
ધારવાડ
આનાગોંદી
અડોની
વિજયનગર
બેલારી
ગુટી
કડપા
ચિતલદુર્ગ
બેદનૂર
મદુગિરી
ગુરમકોંડા
મંગળૂર
બંગલૂર
મેલુકોટ
શ્રીરંગપટ્ટમ
મહેસૂર
માહે
નિલગિરી
કાલીકટ
કોઈમતૂર
પાલઘાટ
ત્રિચનાપલ્લી
તંજાવર
ડિંડીગલ
મદુરા
રામનદ
તિનેવેલી
પાંડેચેરી
દેવીકોટા
કારિકલ
વાંદીવાશ
કર્નાટક
યુદ્ધોની જગા બતાવનારો નકશો
× યુદ્ધોના ઠેકાણાં

સાહેબની હાર થઈ અને તેનો સઘળો લશ્કરી અસ્બાબ ક્લાઇવિના હાથમાં આવ્યો. ત્યારપછી ક્લાઇવે કાંજીવરમ શહેર કબજે કર્યું. ક્લાઈવિની આ ફત્તેહના સમાચાર સાંભળી ચંદાસાહેબનાં હાંજા ગગડી ગયા. અને તેથી ત્રિચિનાપલીનો ઘેરો ઢીલો પડ્યો. રાજાસાહેબ આર્ણીની લડાઈમાં હારી નાઠો. પણ તે મદ્રાસ તરફ ગયો. ક્લાઈવિ તેની પૂઠેજ હતો. તેણે રાજાસાહેબને કાવેરીપાક આગળ પકડી પાડ્યો. ત્યાં લડાઈ થઈ. તેમાં રાજાસાહેબની પાછી હાર થઈ. ત્યારપછી ક્લાઇવે દુપ્લેફત્તેહઆબાદ શહેરને જમીનદોસ્ત કરી નાંખ્યું.

**ચંદાસાહેબનો અંતઃ**—હજુ ત્રિચિનાપલીનો ઘેરો તો ચાલુજ હતો. રાજાસાહેબને હરાવી નસાડી મૂક્યા પછી અંગ્રેજ સરદારો લૉરેન્સ અને ક્લાઈવિ ત્રિચિનાપલીનો છુટકારો કરવા મદ્રાસથી ઉપડ્યા. ત્યાં જઈ તેમણે ચંદાસાહેબપર હુમલો કર્યો. પૉંડિચરીથી દુપ્લેએ પણ કેટલુંક ફ્રેંચ સૈન્ય ચંદાસાહેબની મદદે મોકલ્યું. પણ અંગ્રેજોનું જોર વિશેષ જોઈ ચંદાસાહેબ ત્રિચિનાપલીથી નાઠો. તાંજોર જઈ તેણે ત્યાંના મરાઠા રાજાનો આશ્રય માગ્યો. પણ આશ્રય આપવાને બદલે તે રાજાએ ચંદાસાહેબનો વધ કર્યો.

**ત્રિચિનાપલીનો બીજો ઘેરોઃ**—આમ ચંદાસાહેબનો વધ થયો તોપણ તેથી દુપ્લે કંઈ નિરાશ થયો નહિ. તેણે નવું સૈન્ય ઉભું કરી યુદ્ધની પુનઃ તૈયારી કરી. આ વખતે પણ મેજર લૉરેન્સે બાહૂર આગળ ફ્રેંચોનો પાછો પરાભવ કર્યો. અંગ્રેજોની આમ જીત થતી જોઈ મરાઠા સરદાર મુરારિરાવે અને મ્હૈસૂરના રાજાએ દુપ્લેને સહાય કરી. તેમની મદદથી દુપ્લેએ ત્રિચિનાપલીને ફરીથી ઘેરો ઘાલ્યો ( ૧૭૫૩ ). આ ઘેરો ઈ. સ. ૧૭૫૪ સુધી ચાલ્યો. ત્રિચિનાપલી જલદીથી ન પડવાથી દુપ્લેનો મનોરથ સફળ થયો નહિ.

**પૉંડિચરીની સલાહ ( ૧૭૫૫ )**:—ફ્રેંચ ઈસ્ટ ઇંડિઆ કંપનીના વ્યવસ્થાપકોને દુપ્લેની બાજીની ખબર ન હોવાથી તેઓ અધીરા થયા. લડાઈ લંબાયાથી ખર્ચ ઘણો થઈ ગયો હતો અને વેપારમાં પણ ઘણું નુકસાન થતું હતું. તેથી દુપ્લેની જગાએ ગોદેહ નામના અમલદારને તેઓએ પૉંડિચરીનો ગવર્નર નીમી મોકલ્યો. તેણે પૉંડિચરી આવતાંજ અંગ્રેજો સાથે

સલાહ કરી. સલાહની શરતો એવી હતી કે અંગ્રેજોએ કે ફ્રેંચોએ દેશી રાજાઓની લડાઈઓમાં વચ્ચે પડવું નહિ, ઉત્તર સરકાર પ્રાંત ફ્રેંચોએ રાખવો, અને તેઓએ મહંમદઅલીને કર્ણાટકના નવાબ તરીકે કબૂલ રાખવો.

**ડુપ્લેની રાજ્યનીતિઃ**—આ ઉપરથી નિરાશ થઈ ડુપ્લે ફ્રાન્સ પાછો ગયો, અને ઈ. સ. ૧૭૬૪ માં મરણ પામ્યો. ચંદ્રનગરના ગવર્નર તરીકે તેણે દસ વર્ષ સારૂં કામકાજ કર્યું હતું અને વેપારની વૃદ્ધિ કરી હતી. પછી પૉંડિચરીના ગવર્નર નીમાયા પછી તેને તેની રાજ્યદ્વારી બુદ્ધિ લડાવવાનો સારો અવસર સાંપડ્યો. પોતાના દેશનું હિત સાધવા માટે તેણે દેશી રાજ્યો સાથે સ્નેહસંબંધ બાંધ્યો હતો. પોતે મોટા વૈભવ અને ઠાઠમાઠથી રહેતો, તેથી દેશીઓના મનપર સારી છાપ પડતી. પોતાના દેશના ફાયદા માટે પોતાનું સઘળું દ્રવ્ય ખરચી નાંખવામાં તેણે પાછી પાની કરી નહિ. દેશી કવાયદી સૈન્યો ઉભાં કરી હિંદુસ્થાનમાં રાજસત્તા સ્થાપવાનો ઉપક્રમ પ્રથમ તેણેજ શરૂ કર્યો હતો. ફ્રેંચ કંપનીના ડાઈરેકટરોએ ઉતાવળ કરી ડુપ્લેને બરતરફ ન કર્યો હોત તો કદાચ હિંદુસ્થાનનો ઈતિહાસ જુદો લખાત.

---

# પ્રકરણ ૭ મું.

## કર્ણાટકનો ત્રીજો વિગ્રહ. (૧૭૫૮–૧૭૬૧).

**કલાઈવની કલકત્તે નીમણૂકઃ**—ઈ. સ. ૧૭૫૫ માં ફોર્ટસેન્ટ ડેવિડના ગવર્નર તરીકે કલાઈવ હિંદુસ્તાન પાછો આવ્યો. તેની સાથે વૉટસન નૌકાસેનાપતિ થઈને આવ્યો. તે મદ્રાસ તરફ જતા હતા ત્યારે રસ્તામાં નાનાસાહેબ પેશ્વાના કહેવાથી તેમણે આંગ્રેના વિજયદુર્ગ થાણાપર હલ્લો કરી તે થાણું કબજે કરી લીધું. આથી આંગ્રેની દરીઆઈ સત્તા નષ્ટ થઈ. એટલે આખો માંગલોરનો કિનારો અંગ્રેજી વેપાર માટે મોકળો થયો. ત્યાંથી કલાઈવ મદ્રાસ ગયો. ત્યાં બંગાળાના નવાબે કલકત્તા જીતી લેવાની ખબર કલાઈવે સાંભળી. એટલે તે મદ્રાસથી કલકત્તે જવા નીકળી પડ્યો. ત્યાં તે ત્રણ વર્ષ રહ્યો. તે દરમ્યાન આખા બંગાળામાં તેણે અંગ્રેજી સત્તા બેસાડી. એટલામાં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઈ શરૂ થવાની ખબર

આવી. તેથી કર્ણાટકમાં પણ તેઓ લડવા લાગ્યા. એને કર્ણાટકનો ત્રીજો વિગ્રહ કહે છે.

**લાલીનો ભૂલભરેલો કારભારઃ**—ઈ. સ. ૧૭૫૮ ના એપ્રિલમાં ફ્રેંચ સેનાપતિ લાલી એક મોટું તરી અને ખુશ્કીનું સૈન્ય લઈ ફ્રાન્સથી આવ્યો. પૉંડિચરી પહોંચતાંને વાર તેણે અંગ્રેજો સાથે યુદ્ધ આરંભ્યું. ફોર્ટસેન્ટ ડેવિડપર હુમલો કરી ત્યાં તેણે ઘણું નુકસાન કર્યું. લાલીને કર્ણાટકમાંની પરિસ્થિતિ વિષે પૂરતું જ્ઞાન નહોતું. તેના ધમપછાડાથી ઉલટું તેણે પોતાના પક્ષને ઘણું નુકસાન કર્યું. હૈદરાબાદમાં બુસીનો લાગવગ સારો જામ્યો હતો. તેથી બુસી ત્યાંજ રહે તે ફ્રેંચો માટે લાભકારક હતું. પણ લાલીએ તેને ત્યાંથી પૉંડિચરી બોલાવી લીધો. લડાઇનો ખરચ ઉભો કરવા માટે લાલીએ તાંજોરના રાજાપર ચઢાઈ કરી, પણ તેથી તેને ફાયદો ન થતાં ઉલટું નુકસાન થયું. એથી તો તાંજોરના રાજાની શુભ લાગણી ફ્રેંચોએ ખોઈ. પછી આ અરસામાં ફ્રેંચ નૌકાપતિ હિંદુસ્થાનથી ચાલી ગયો. તેથી દરીઆઈ બળની દૃષ્ટિએ ફ્રેંચો નબળા પડી ગયા. આવી પરિસ્થિતિમાં લાલીએ લડાઈની શરૂઆત કરી. બુસીને સાથે લઈ તે મદ્રાસપર ચઢી ગયો. અને તેણે તેને ઘેરો ઘાલ્યો. ત્યાંના અંગ્રેજોએ બહાદુરીથી બે મહિના સુધી ટકાવ કર્યો. એ અરસામાં ઇંગ્લંડથી એક નૌકાસૈન્ય આવી પહોંચ્યું. એટલે લાલી મદ્રાસનો ઘેરો ઉઠાવી પૉંડિચરી ચાલી ગયો. દરમ્યાન બુસી હૈદરાબાદથી પૉંડિચરી ગયો છે એવી ખબર પડતાં ક્લાઇવે કલકત્તેથી એક સૈન્ય રવાના કર્યું. તેણે ઉત્તર સરકાર પ્રાંત તાબે કરી લીધો. ત્યારપછી ક્લાઇવે અનુભવી સેનાપતિ સર આયર કૂટને કર્ણાટક મોકલ્યો.

**વાંદીવાશની લડાઈ** ( ૧૭૬૦ ):—આયર કૂટે કર્ણાટકમાં આવતાંને વાર વાંદિવાશ શહેર કબજે કરી લીધું. તે પાછું લેવા લાલી અને બુસીએ વાંદિવાશ પર ચઢાઈ કરી. ત્યાં આગળ યુદ્ધ થયું તેમાં ફ્રેંચોની હાર થઈ. એ લડાઈમાં બુસીનો ઘોડો જખમી થવાથી બુસી અંગ્રેજોના હાથમાં સપડાઈ ગયો. લાલી ત્યાંથી નાસી પૉંડિચરી પાછો ગયો. અંગ્રેજો તેની પાછળ પડ્યા. ઈ. સ. ૧૭૬૧ માં લાલીને પૉંડિચરી પણ અંગ્રેજોને સ્વાધીન કરવું પડ્યું. બંગાળામાંનું ચંદ્રનગરનું ફ્રેંચ થાણું અત્યાર અગાઉ ક્લાઈવે જીતી લીધું હતું.

આવી રીતે હિંદુસ્થાનમાં ફ્રેંચ સત્તાનો નાશ થયો. લાલી ફ્રાન્સ પાછો ગયો. ત્યાં ઈ. સ. ૧૭૬૬ માં તેને દેહાંત શિક્ષા કરવામાં આવી.

**વાંદિવાશની લડાઈનું પરિણામઃ—**ઈ. સ. ૧૭૬૩ માં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે સલાહ થઈ ત્યારે તે સલાહની શરતો પ્રમાણે પૉંડિચરી શહેર ફ્રેંચોને પાછું મળ્યું. આખરે મહંમદઅલી કર્ણાટકના નવાબ તરીકે કબૂલ થયો. નિઝામના દરબારમાંથી ફ્રેંચોનો પગ નીકળી ગયો. ઉત્તર સરકાર પ્રાંત અંગ્રેજોને મળ્યો. તેથી મદ્રાસ અને બંગાળાના બ્રિટિશ પ્રાંતો લગોલગ થયા. ફ્રેંચ સત્તાનો લોપ થયો તેથી ઈ. સ. ૧૭૬૯ માં ફ્રેંચ ઈસ્ટ ઇંડિઆ કંપની વિસરજન કરવામાં આવી.

**જયપરાજયનાં કારણોઃ—**અંગ્રેજો વેપારમાંજ ધ્યાન આપ્યાં કરતા તેથી તેમનો ખજાનો તર ને તર રહેતો. મુલક જીતતા તેમાં રાજકીય બાબત કરતાં વેપારપર તેઓ વધારે ધ્યાન આપતા. ફ્રેંચોનું લક્ષ વેપાર કરતાં રાજકીય બાબતપર વધારે હતું. તેથી તેમને પૈસાની તંગી વારંવાર પડતી. એ તંગીને લીધે તેઓ રાજ્યપ્રકરણમાં પણ ફાવ્યા નહિ. અંગ્રેજ કંપની વેપારને લીધે સદ્ધર હોવાથી વિલાયતની સરકાર તેમના કામકાજમાં હાથ ઘાલતી નહિ. ફ્રેંચ કંપની દેવાળીઆ હોવાથી ફ્રેંચ સરકારને વારંવાર વચ્ચે પડવું પડતું. વળી ફ્રેંચ સરકારને યુરોપની રાજકીય ભાંજગડમાં હંમેશાં ગૂંથાઈ રહેવું પડતું તેથી ફ્રેંચ કંપનીને જોઈએ તેટલી મદદ તે આપી શકતી નહિ. ઇંગ્લંડનું નૌકાબળ વિશેષ હોવાથી અને તેથી અંગ્રેજી કંપનીને વારંવાર ઇંગ્લંડથી મદદ મળતી રહેવાથી ફ્રેંચોનું એકલું જમીનપરનું બળ તેઓ સામે ટકી શક્યું નહિ.

---

# પ્રકરણ ૮ મું.

## બંગાળામાં ભાંગફોડ.

**નવાબ અલિવર્દીખાન (૧૭૪૧-૧૭૫૬):—**ઈ. સ. ૧૭૪૧ ની સાલથી બંગાળાનો સૂબેદાર અલિવર્દીખાન હતો. આગળ જતાં તે બંગા-

ળાનો નવાબ થઈ પડી દિલ્હીથી સ્વતંત્રપણે વર્તવા લાગ્યો. તેનો દોર ભારે હોવાથી અંગ્રેજો અને ફ્રેંચો એકએકની સાથે લડી શકતા નહિ. અલિવર્દીખાને એ બંને પ્રજાને બંગાળામાં પ્રબળ થવા દીધી નહિ. પણ તેમના વેપારમાંથી જેટલો ફાયદો લેવાય તેટલો તે લઈ લેતો. બંગાળાના ઘણાખરા વેપારીઓ હિંદુ હતા. તેમને અંગ્રેજો સાથે સારો નાતો હતો. નવાબ તરફ તેઓને ઝાઝો પ્રેમ નહોતો.

**સિરાજઉદ્દૌલા: અંગ્રેજો સાથે ટંટો:**—વૃદ્ધ અલિવર્દીખાન ઈ. સ. ૧૭૫૬ માં મરણ પામ્યો. ત્યારે તેનો પૌત્ર સિરાજઉદ્દૌલા બંગાળાની ગાદીપર બેઠો. તે તરુણ અને બીન અનુભવી હતો. અને અંગ્રેજોને ઘણું ધિક્કારતો હતો. અલિવર્દીખાને તેને ખાસ શિખામણ દીધી હતી કે અંગ્રેજોના કામમાં વચ્ચે આવવું નહિ. પણ તે શિખામણ તેણે માની નહિ અને અંગ્રેજો સાથે ટંટો કર્યો. અલિવર્દીખાન મરણ પામ્યો તે અરસામાં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઈ શરૂ થઈ. ત્યારે પોતાની કોઠીના રક્ષણાર્થ કલકત્તાના અંગ્રેજ ગવર્નર ડ્રેકે સિરાજઉદ્દૌલાની પરવાનગી વગર કલકત્તાના કિલ્લા ફોર્ટ સેન્ટ વિલિઅમનું સમારકામ કરવા માંડ્યું. એજ અરસામાં ઢાકામાં નવાબે એક શ્રીમંત હિંદુને બંદીખાને નાંખ્યો હતો. તેનો છોકરો કિસનદાસ પોતાની સઘળી દોલત લઈ કલકત્તે અંગ્રેજોના રક્ષણમાં ગયો. ત્યારે સિરાજઉદ્દૌલાએ કિલ્લાનું સમારકામ બંધ કરવાનું અને કિસનદાસને સ્વાધીન કરવાનું ફરમાન ડ્રેકપર મોકલ્યું. ડ્રેકે એ ફરમાનને ગણકાર્યું નહિ. એટલે સિરાજઉદ્દૌલા કલકત્તાપર ચઢાઈ લઈ ગયો.

**કલકત્તાપર ચઢાઈ:**—સિરાજઉદ્દૌલાનું પાટનગર મુર્શિદાબાદ હતું. તેની પાસેજ કાસિમબઝારમાં અંગ્રેજોની વખાર હતી. તે સિરાજે કબજે કરી લીધી અને પછી તે કલકત્તાપર ચઢી ગયો. કલકત્તાની કિલ્લેબંદી સારી ન હોવાને લીધે ગવર્નર ડ્રેક અને ઘણાખરા અંગ્રેજો ત્યાંથી નીકળી નાઠા. સિરાજે કલકત્તાને ઘેરો ઘાલ્યો અને ત્રણ દિવસમાં કલકત્તા સર કર્યું.

**કલાઈવનું આગમન:**—કલકત્તા સિરાજઉદ્દૌલાના હાથમાં ગયું તેજ અરસામાં કલાઈવ અને વૉટસન તરતનાજ મદ્રાસ આવ્યા હતા. કલકત્તાના પડવાની ખબર સાંભળતાંજ તેઓ બે હજાર સૈનિકો લઈને મદ્રાસથી

નીકળી પડ્યા. ઈ. સ. ૧૭૫૭ ના જાન્યુઆરીમાં કલકત્તા પર હુમલો કરી તેઓએ તે પાછું જીતી લીધું. વૉટસન ગવર્નરનું કામ કરવા લાગ્યો. આ લડાઈઓથી બંગાળાનો વેપાર મંદ પડી ગયો હતો તેથી નવાબને જકાતની ઉપજ પણ કમી થઈ. તેથી તેણે એક તરફથી અંગ્રેજો સાથે સલાહ કરવાના સંદેશા શરૂ કર્યા અને બીજી તરફથી તે હૈદરાબાદમાં રહેલા બુસી સાથે અંગ્રેજો સામે કાવતરૂં કરવા લાગ્યો. આ કાવતરાંની ખબર પડતાંજ કલાઈવે ફ્રેંચોનું ચંદ્રનગર જીતી લીધું.

**નવાબ વિરુદ્ધ કાવતરૂં:**—સિરાજઉદ્દૌલા પ્રજાને પણ ઘણો અપ્રિય થઈ પડ્યો હતો. તેથી તેની સામે એક મોટું કાવતરૂં રચવામાં આવ્યું. આ કાવતરાંમાં અલિવર્દીખાનનો સાળો મિરજાફર જે સિરાજઉદ્દૌલાનો સેનાપતિ હતો તે પણ સામેલ થયો. કલાઇવ પણ એક તરફ નવાબ સાથે સલાહના સંદેશા ચલાવતો હતો અને બીજી તરફ અમિચંદ નામના એક વેપારી મારફત મિરજાફર સાથે કાવતરાં સંબંધે સંદેશા ચલાવતો હતો. કાવતરૂં પરિપકવ થયું ત્યારે અમિચંદે ત્રીસ લાખ રૂપીઆની માગણી કરી, અને એટલા રૂપીઆ જો ન મળે તો નવાબ આગળ કાવતરૂં ફોડી દેવાની ધમકી આપી. કલાઇવ લુચ્ચાઇમાં અમિચંદથી ગાંજ્યો જાય એવો ન હતો. તેણે અમિચંદની માગણી કબૂલ રાખી. કલાઈવે બે દસ્તાવેજ બનાવ્યા. તેમાંનો એક બનાવટી હતો. એ બનાવટી દસ્તાવેજમાં અમિચંદને ત્રીસ લાખ રૂપીઆ આપવાની બાબત લખી હતી. એ દસ્તાવેજ પર કલાઈવે પોતાને હાથે ગવર્નર વૉટસનની સહી કરી અમિચંદને આપ્યો.

---

# પ્રકરણ ૯ મું.

## બંગાળામાં અંગ્રેજ સત્તાની સ્થાપના.

**પ્લાસીની લડાઈ** ( ૧૭૫૭ ):—આટલી તૈયારી થયા પછી કલાઈવે ફ્રેંચો સાથે કારસ્થાન કરવા માટે નવાબ પાસે જવાબ માગ્યો. નવાબ કલાઈવનો હેતુ સમજી જઈ મુર્શિદાબાદમાંથી સૈન્ય સાથે નીકળી પડ્યો અને ગંગાને પૂર્વ કાંઠે પ્લાસીના મેદાન પાસે આવી ઉભો. કલાઇવ પણ પોતાનું સૈન્ય




બંગાલ, બહાર, અને અયોધ્યા.

લઈ તે ઠેકાણે જઈ પહોંચ્યો. પ્લાસીના મેદાનમાં બંને સૈન્યો સામસામા આવી ઉભાં. નવાબનું સૈન્ય ઘણું મોટું હતું. કાવતરાંના સંકેત પ્રમાણે મિરજાફર અંગ્રેજોને આવી મળ્યો નહિ, ત્યારે ક્લાઇવ ચિંતામાં પડ્યો. ક્લાઇવ સ્વસ્થપણે વિચાર કરી સર આયર કૂટ વગેરે અધિકારીઓના મત વિરુદ્ધ જઈ લડાઈ કરવાના ઠરાવપર આવ્યો.

નવાબ પાસે પચાસ હજાર સૈનિકો હતા, પણ તે સઘળા બેદિલ હતા. અંગ્રેજોનું સૈન્ય માત્ર ત્રણ હજારનું હતું. સવારથીજ લડાઈ શરૂ થઈ. નવાબના લશ્કરમાં જેટલા ફ્રેંચ લોક હતા તેટલાજ બહાદુરીથી લડ્યા. બીજા સૈનિકોએ કંઈ વિશેષ કામ કર્યું નહિ. એટલે હાર નક્કી જાણી સિરાજઉદ્દૌલા રણમાંથી નાસી મુર્શિદાબાદ ગયો. ત્યારે આયર કૂટે એક જબરો હલ્લો કરી નવાબના લશ્કરને ખાખાવીખી કરી નાંખ્યું.

**મિરજાફરની સ્થાપનાઃ—**લડાઈ પતી ગયા પછી ક્લાઇવ મિરજાફરને લઈ મુર્શિદાબાદ ગયો. ત્યાં જઈ તેણે નવાબ તરીકે મિરજાફરની દુવાઈ ફેરવી. ક્લાઇવના આવતા પહેલાંજ સિરાજ વેષ બદલી પટણા તરફ નાસી ગયો હતો. ત્યાં જતાં તે એકાદ ફકીરના હાથમાં સપડાયો. તેણે તેને મિરજાફર પાસે મોકલી દીધો. મિરજાફરના છોકરા મીરને તેનો વધ કર્યો.

મિરજાફર નવાબ થયો એટલે અમિચંદે ત્રીસ લાખ રૂપીઆની ઠરેલી રકમની માગણી કરી. કરારનો દસ્તાવેજ બનાવટી છે એમ જાણતાંજ નિરાશાથી તે ગાંડો થઈ ગયો.

રાજકીય સત્તા સ્થાપવા માટે પ્રત્યક્ષપણે અંગ્રેજોની આ પહેલી લડાઈ હતી. આ લડાઈ પછી બંગાળામાં અંગ્રેજ અધિકાર ચાલવા લાગ્યો. અને તેથીજ કર્ણાટકના ત્રીજા યુદ્ધ વખતે બંગાળાથી લશ્કરી મદદ મોકલી શકાઈ હતી. બંગાળા પ્રાંતને દરીઓ લાગેલો હોવાથી વેપારમાં પણ અંગ્રેજોની ઘણી વૃદ્ધિ થઈ. પ્લાસીની લડાઈમાં થયેલી જીતના જોર પરજ અંગ્રેજો વાંદિવાશની લડાઈ જીત્યા હતા અને આખો કર્ણાટક હસ્તગત કરી શક્યા હતા. આજ અરસામાં અહમદશાહ અબદલીએ મોગલો અને મરાઠાઓને હલકા કર્યાથી બંગાળા અને કર્ણાટકમાં અંગ્રેજો પગભર થઈ પોતાની સત્તા વધારી શક્યા.

**મિરજાફરનું ઘોતાળપણું:**—મિરજાફરે કંપનીને 'ચોવીસ પરગણાં' નામના જિલ્લાની જમીનદારી આપી. કલાઇવ વગેરે બીજા અંગ્રેજ અધિકારીઓને મોટી મોટી બક્ષિસો આપી. કલાઇવને પોતાને ચોવીસ લાખ રૂપીઆ મળ્યા. આથી મિરજાફરનો ખજાનો ખાલી થઈ ગયો અને તેથી રાજકારભારમાં પહેલાંની માફકજ અડચણો ઉભી રહી.

---

# પ્રકરણ ૧૦ મું.

## મિરજાફરની કારકિર્દી ( ૧૭૫૮–૧૭૬૧ ).

**પટણા પર સ્વારી:**—મિરજાફર બંગાળાનો નવાબ થયો તે વાત અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલાને અને દિલ્હીના શાહઆલમને ગમી નહિ. તેમણે બહાર પ્રાંતપર સ્વારી કરી પટણા પર હુમલો કર્યો. તેમની સામે પટણાના થાણદાર રામનારાયણે પટણાનો બહાદુરીથી બચાવ કર્યો. રામનારાયણ પટણાનો બચાવ કરતો હતો ત્યારે કલાઇવ કંઈ આળસુ થઈ બેસી રહ્યો નહોતો. તેણે મિરજાફર પાસે મોટી રકમ અપાવી શાહઆલમને ફોડ્યો. શાહઆલમ શુજાઉદ્દૌલાના પક્ષમાંથી ખસી ગયો. એટલે શુજાઉદ્દૌલાને પાછા જવું પડ્યું. આ સેવાબદલ 'ચોવીસ પરગણાં'નાં ગણોત પેટે જે રકમ ઈસ્ટ ઇંડિઆ કંપની નવાબને આપતી હતી તે મિરજાફરે કલાઇવને બક્ષિસ આપી.

**ડચલોકોની હાર:**—કેટલાક સમયપછી અંગ્રેજોની સત્તા મિરજાફરને ખટકવા લાગી. હુગલી નદીને કાંઠે ચિનસુરામાં ડચ લોકોનું થાણું હતું. તેઓની સાથે અંગ્રેજોવિરુદ્ધ મિરજાફર કાવતરૂં કરવા લાગ્યો. એક ડચ સૈન્ય ચિનસુરા આવ્યું. મિરજાફરના આ કાવતરાંની ખબર થતાંજ કલાઈવે કર્નલ ફોર્ડને ચિનસુરા મોકલ્યો. તેણે ડચ લોકોને હરાવી તેમના નૌકાસૈન્યનો નાશ કર્યો. આથી ડચ લોકોની સત્તાનો નાશ થયો અને તેઓનો વેપાર પણ નહિ જેવો રહ્યો.

**શુજાઉદ્દૌલા અને શાહઆલમની પાછી હાર:**—પ્લાસીની લડાઈપછી કલાઈવે કલકત્તાના ગવર્નર તરીકે ત્રણ વર્ષ કામ કર્યું. ત્યારપછી

તે ઇંગ્લંડ ગયો. ત્યાં તેની અણમોલ સેવા બદલ ક્લાઇવિને ઘણું માન મળ્યું. તેને ' લૉર્ડ ' નો ઇલ્કાબ આપવામાં આવ્યો. ક્લાઇવના ગયા પછી વાન્સિ-ટાર્ટ કલકત્તાનો ગવર્નર થયો. તેના વખતમાં શુજાઉદ્દૌલા અને શાહઆલમે પાછી પટણાપર ચઢાઈ કરી. તેઓએ પટણાને ઘેરો ઘાલ્યો. પણ કર્નલ કોલિઅડ અને મીરને તેમને નસાડી મૂકયા. ત્યાંથી શાહઆલમ મુર્શિદાબાદ ગયો. ત્યાં પણ કર્નલ કોલિઅડ આડો આવ્યાથી ત્યાંથી પણ શાહઆલમને પાછા ફરવું પડ્યું. તેણે ફરીથી પટણાને ઘેરો ઘાલ્યો. આ વખતે કૅપ્ટન નૉક્સ નામના સંરદારે ઘણું પરાક્રમ કરી શાહઆલમને પાછો કાઢ્યો. આ લડાઈમાં મીરનના શરીરપર વીજળી પડવાથી તેનું મૃત્યુ થયું.

**મિરકાસમ નવાબઃ**—મિરજાફરને દેવું ઘણું થઈ ગયું હતું. અંગ્રેજોનું દેવું તે ભરી શકતો નહતો. સૈન્યને પણ વેળાસર પગાર તે આપી શકતો નહોતો. તેથી તેનું સૈન્ય પણ બેદિલ થયું હતું. અને તે બખેડા કરવા લાગ્યું હતું. તેથી વાન્સિટાર્ટ મુર્શિદાબાદ ગયો. મિરજાફરને પદભ્રષ્ટ કરી તેના જમાઈ મિરકાસમને તેણે નવાબ બનાવ્યો. તે બદલ મિરકાસમે બરદ્વાન, મિદનાપુર અને ચિતગામ કંપનીને આપ્યા. એ ઉપરાંત કંપનીના નોકરોમાં તેણે વીસ લાખ રૂપીઆ વહેંચ્યા અને કંપની પાસે જે બાકી લહેણી હતી તે માફ કરી.

**નવી પરિસ્થિતિઃ**—વાન્સિટાર્ટ ગવર્નર તરીકે કંપનીના નોકરોપર કાબૂ રાખી શકયો નહિ. તેઓ ખાનગી વેપાર કરવા લાગ્યા. એથી કંપનીના વેપારને નુકસાન પહોંચવા માંડ્યું. એ ઉપરાંત તેઓ લાંચ પણ લેતા હતા. અંગ્રેજોનાં આવાં વર્તનથી મિરકાસમ તેમનાપર ચીઢાયો.

કર્ણાટકમાં પણ પરિસ્થિતિ બદલાઈ ગઈ હતી. આર્કાટનો નવાબ મહંમદઅલ્લી વ્યસની અને દેવાળીઓ થઈ ગયો હતો. તેથી તેના રાજ્યમાં કેટલાક અંગ્રેજોએ ઘણા ઘોટાળા કરી મૂકયા હતા. મ્હૈસૂરમાં પણ ઉથલ-પાથલ થઈ રહી હતી. ત્યાંના હિંદુ રાજાનો હૈદર નામનો સેનાપતિ મ્હૈસૂરની ગાદી પચાવી પડ્યો હતો. તેણે અંગ્રેજ, મરાઠા અને નિઝામ સાથે ટંટા શરૂ કર્યાં હતા. આ વખતે દક્ષિણમાં મહંમદઅલ્લી, અંગ્રેજ, મરાઠા, નિઝામ અને હૈદર પોતપોતાની બાજી ખેલી રહ્યા હતા.

---

# પ્રકરણ ૧૧ મું.

## નવાબ મિરકાસમ (૧૭૬૧–૧૭૬૪).

**રાજ્યની વ્યવસ્થાઃ**—મિરકાસમ કાર્યદક્ષ રાજકર્ત્તા હતો. તેણે ઠરાવ પ્રમાણે અંગ્રેજ અધિકારીઓને બક્ષિસો આપી. પણ અંગ્રેજોના કબજામાં રહેવા તે તૈયાર નહોતો. તેઓની દખલગીરી ઓછી થાય તે માટે તે પોતાની રાજધાની મુર્શિદાબાદથી મોંગીર ઉઠાવી ગયો. તેણે રાજ્યખર્ચમાં કાપકૂપ કરી ઉપજ વધારી ખજાનો તર કર્યો. રાજ્યના રક્ષણ માટે તેણે જબરૂં કવાયદી લશ્કર ઉભું કર્યું, અને મોંગીરમાં તોપો અને દારૂગોળા બનાવવાનું એક કારખાનું ઉભું કર્યું.

પટણાનો થાણદાર રામનારાયણ ઘણો શ્રીમંત થઈ ગયો હતો. પટણાનું રક્ષણ કરવામાં કંપનીનાં હિતની સાથે પોતાનું હિત પણ તેણે સાધી લીધું હતું. તેથી મિરકાસમે તેની પાસે પૈસાની માગણી કરી. તે માગણી રામનારાયણે તુચ્છકારી કાઢી, તેથી ગુસ્સે થઈ મિરકાસમે તેને દેહાન્ત શિક્ષા કરી.

**જકાત માટે ઝગડોઃ**—ઘણાં વર્ષ થયાં દેશની અંદરના વેપારમાં કંપનીનો માલ જકાતથી મુક્ત હતો. પણ પ્લાસીની જીત પછી બંગાળામાં અંગ્રેજી સત્તા ચાલુ થવાથી કંપનીએ આયાત માલપર પણ જકાત ભરવી બંધ કરી. તેમજ વળી કંપનીના નોકરો દેશી વેપારીઓને લાંચ લઈ જકાતમાફીના કંપનીના સિક્કાવાળી પાસ આપતા હતા. એથી મિરકાસમને જકાતની ઉપજ ઘણી ઓછી આવતી હતી.

દેશી તેમજ વિદેશી વેપારી પાસે સરખી જકાત લેવાનો હુકમ મિરકાસમે કાઢ્યો. અંગ્રેજ વેપારીઓએ તે હુકમ માન્યો નહિ. ત્યારે મિરકાસમે બધા વેપારીઓની જકાત માફ કરી. આથી કંપનીના નોકરો જે ખાનગી વેપાર કરતા હતા તેઓને નુકસાન જવા લાગ્યું. કેમકે હવે દેશી વેપારીઓની જકાત પણ માફ થઈ, એટલે તેમની હરીફાઈમાં અંગ્રેજ વેપારીઓ ટકી શકયા નહિ. તેથી ખાનગી વેપાર કરનારા કંપનીના અંગ્રેજ નોકરો ગુસ્સે થયા. પટણાની કંપનીની વખારના અધિકારી એલિસે પટણાની કિલ્લેબંદી કરી નવાબની સત્તા પટણામાંથી કાઢી નાંખી. આથી ગુસ્સે થઈ મિરકાસમે અંગ્રેજો સામે યુદ્ધ શરૂ કર્યું.

**પટણાનો ઘેરો ( ૧૭૬૩ ):**—અંગ્રેજોએ મુર્શિદાબાદ કબજે કર્યું, મિરજાફરને બંગાળાના નવાબ તરીકે જાહેર કર્યો અને મિરકાસમ સામે લડવા નીકળી પડ્યા. મિરકાસમનું લશ્કર સુમરૂ નામે એક જર્મન સેનાપતિએ તૈયાર કર્યું હતું. ઈ. સ. ૧૭૬૩ માં બંને સૈન્યો ઘેરીઆ આગળ સામસામાં થઈ ગયાં. એ લડાઈમાં અંગ્રેજોનો વિજય થયો. મિરકાસમ રાજ્યધાની છોડી નાઠો. નાસી જતાં પહેલાં પકડાયેલા સર્વે કેદીઓની તેણે કતલ કરાવી. સમરૂએ પટણાને ઘેરો ઘાલી જીતી લીધું, અને ત્યાંના સઘળા અંગ્રેજ સૈનિકોને ઠાર કર્યા. પછી અંગ્રેજી નવું સૈન્ય આવ્યું ત્યારે મિરકાસમ નાસી શુજાઉદ્દૌલા અને શાહઆલમ પાસે ગયો. ત્રણે જણા એકઠા થઈ પટણા પર ચઢી આવ્યા, પણ મેજર કર્નાકે તેમનો પરાજ્ય કર્યો.

**બકસારની લડાઈ ( ૧૭૬૪ ):**—પછી મેજર હેક્ટર મનરો નામનો સેનાપતિ મુંબઈથી એક સૈન્ય લઈ બંગાળા આવ્યો. સાત હજાર સૈનિકોને સાથે લઈ તે દુશ્મન સામે ગયો. બકસાર આગળ લડાઈ થઈ. તેમાં અંગ્રેજોની જીત થઈ. આ લડાઈ ઘણી ખૂનખાર થઈ હતી. તેમાં અંગ્રેજોના એક હજાર અને સંયુક્ત સૈન્યના ચાર હજાર સૈનિકો માર્યા ગયા. આ લડાઈ પછી શાહઆલમ પોતાના મિત્રોને છોડી અંગ્રેજોને આવી મળ્યો. મરાઠાઓની મદદથી શુજાઉદ્દૌલાએ લડાઈ ચાલુ રાખી. કોરા આગળ બીજી લડાઈ થઈ. તેમાં પણ અંગ્રેજોએ શુજાઉદ્દૌલાને હરાવ્યો. અંગ્રેજોએ ચુનાર અને અલાહબાદના કિલ્લા સર કરી લીધા. ત્યારપછી શુજાઉદ્દૌલાએ લડાઈનો નાદ છોડી દીધો.

**મિરજાફરનો અંતઃ**—મિરજાફરની બીજી વખતની કારકિર્દીમાં પરિસ્થિતિ વધારે બગડી ગઈ. એક તો વૃદ્ધાવસ્થામાં તેને રક્તપીતનો રોગ લાગુ પડ્યો હતો. વળી બીજી વખત તેને મોટાં નજરાણાં અંગ્રેજોને આપવાં પડ્યાં હતાં. તેમજ લડાઈનો ખર્ચ તેને ઉપાડવો પડ્યો હતો, એટલે તેનો ખજાનો ખાલી થઈ ગયો હતો. આ બધી ચિંતાઓને લીધે ઈ. સ. ૧૭૬૫ માં તે મરણ પામ્યો. ત્યારે તેના છોકરા નઝમઉદ્દૌલાને અંગ્રેજોએ ગાદીપર બેસાડ્યો. નઝમઉદ્દૌલા વ્યસની અને નાલાયક હોવાથી અંગ્રેજો ફાવે તેમ વર્તવા લાગ્યા.

# પ્રકરણ ૧૨ મું.

## લૉર્ડ ક્લાઇવની બીજી કારકિર્દી (૧૭૬૫–૧૭૬૭).

**કારભારમાં સુધારાઃ**—બંગાળામાં કંપનીનો કારભાર અવ્યવસ્થિત થઈ ગયો હતો તે થાળે પાડવા કંપની સરકારે ક્લાઇવને બીજી વાર ગવર્નર નીમીને મોકલ્યો. તેણે આવતાં વારને એક પછી એક સુધારા દાખલ કરવા માંડ્યા. તેણે કંપનીના નોકરોના પગાર વધારી તેમને લાંચ રૂશ્વત લેતા અને ખાનગી વેપાર કરતા બંધ કર્યા. તેથી કંપનીનો વેપાર પાછો ઠીક ચાલવા લાગ્યો.



ક્લાઇવ.

**અલાહબાદનો કરાર** (૧૭૬૫):—વેપાર વ્યવસ્થિત કર્યા પછી ક્લાઈવે રાજ્યપ્રકરણ હાથમાં લીધું. તે અલાહબાદ ગયો અને ત્યાં શુજાઉદ્દૌલા અને શાહઆલમને મળ્યો.સારૂં વર્ષાસન અને કેટલોક મુલક મળ્યાવિના શાહઆલમ સ્વસ્થ બેસનાર નથી એમ ક્લાઇવ તરત સમજી ગયો. ક્લાઈવે અલાહબાદ અને કોરા પ્રાંતો શુજાઉદ્દૌલા પાસેથી લઈ શાહઆલમને આપ્યા. એ ઉપરાંત બંગાળા, બહાર અને ઓરિસાની ઉપજમાંથી ૨૬ લાખ રૂપીઆ આપવા ક્લાઈવે કબૂલ કર્યું. તે બદલ શાહઆલમે દિલ્હીના પાદશાહ તરીકે બંગાળા બહાર અને ઓરિસાની દિવાની એટલે મહેસૂલ ઉઘરાવવાનો હક કંપનીને લખી આપ્યો. શુજાઉદ્દૌલાનું રાજ્ય તેનીજ પાસે રહેવા દીધું. આ યોજનાને ‘અલાહબાદનો કરાર’ કહે છે. આ કરારથી બંગાળાના નવાબની સઘળી રાજકીય અને લશ્કરી સત્તા અંગ્રેજોના હાથમાં આવી. અંગ્રેજોએ દરબારી અને ન્યાયકચેરીના ખર્ચબદલ વર્ષે ૫૩ લાખ રૂપીઆ નવાબને આપવા કબૂલ કર્યું.

**ભથ્થાંસંબંધે ટંટો:**—છેલ્લાં કેટલાંક વર્ષ થયાં ઉપરાઉપરી લડાઈઓ થતી રહેવાથી લશ્કરી અધિકારીઓને ખુશ રાખવા માટે બેવડું ભથ્થું

આપવામાં આવતું હતું. અલાહબાદના કરાર પછી એવડું ભથ્થું આપવું કંપની સરકારને યોગ્ય લાગ્યું નહિ. કારણ કે હવે બંગાળામાં સ્થિરતા સ્થપાઈ હતી. તેથી કલાઈવે ભથ્થાંનો દર કમી કર્યો. ત્યારે ઘણા લશ્કરી અમલદારોએ એકદમ રાજીનામાં આપ્યાં. કલાઈવે રાજીનામાં સ્વીકાર્યાં અને તેમની જગાએ નવા અધિકારીઓ નીમ્યા. તેણે તોફાની અધિકારીઓને પકડી શિક્ષા કરી અને લશ્કરમાં પાછી શિસ્ત વ્યવસ્થા દાખલ કરી.

**બેહુથ્થી રાજ્યવ્યવસ્થાઃ**—કલાઈવે બેહથ્થી રાજ્યવ્યવસ્થા અમલમાં આણી. તેણે બંગાળા અને બહારમાં મહેસૂલ ઉઘરાવવાનું કામ હિંદી નાયબ દિવાનોના હાથમાં રાખ્યું. તેઓ મહેસૂલ ઉઘરાવે અને કંપનીને સ્વાધીન કરે. રાજ્યના સંરક્ષણનું કામ અંગ્રેજ અધિકારીઓના હાથમાં રાખ્યું. આ પદ્ધત્તિ ઈ. સ. ૧૭૭૨ સુધી અમલમાં રહી. આપ્રમાણે બંગાળાના કારભારમાં સુવ્યવસ્થા કરી ઈ. સ. ૧૭૬૭ માં કલાઇવ સ્વદેશ ગયો. તેણે બજાવેલા કામકાજથી તેને ઘણા શત્રુ થયા હતા. તેઓએ ઇંગ્લંડમાં તેને બહુ હેરાન કર્યો તેથી છેવટે કંટાળી જઈ તેણે ઈ. સ. ૧૭૭૪ માં આપઘાત કર્યો.

**યોગ્યતાઃ**—કલાઈવે મહાન મુલ્કી તેમજ લશ્કરી કામકાજ બજાવ્યું હતું. કંપનીનો રાજ્યકારભાર તેણે યોગ્ય દિશાએ વાળ્યો હતો. કંપનીનું હિત સાધવામાં અડીઓપટીને વખતે તેને ગેરવાજબી કામ કરવા પડ્યાં હતાં. અમિચંદની બાબતમાં તો તે અનીતિથીજ વર્ત્યો હતો. તેણે નજરાણાં તરીકે મોટી મોટી રકમો સ્વીકારી હતી. મુશ્કેલીમાં તે ગાંભિર્ય અને ધૈર્ય રાખી વર્તતો. હિંદુસ્થાનમાં અંગ્રેજી સત્તાનો ખરેખરો પાયો કલાઈવેજ નાંખ્યો. ઇંગ્લંડની સરકારે કંપનીનો સર્વ રાજકીય અધિકાર પોતાના હાથમાં લેવો એવો કલાઈવનો અભિપ્રાય હતો.

---

# પ્રકરણ ૧૩ મું.

## મ્હૈસૂરનો પહેલો વિગ્રહ. ( ૧૭૬૭–૧૭૬૯ ).

**ફેરવાયેલી પરિસ્થિતિઃ**—કર્ણાટકનો નવાબ મહંમદઅલી નાલાયક નીવડવાથી તેના રાજ્યમાં પુષ્કળ બખેડા થતા હતા. તે સમયનો મદ્રાસનો

ગવર્નર પણ નાલાયક હતો. નિઝામઅલી પોતાના ભાઈ સલાબતજંગને મારીને હૈદરાબાદની ગાદીપર બેઠો હતો. ઉત્તર સરકાર પ્રાંત અંગ્રેજો પાસેથી લઈ લેવાના ઈરાદાથી તેણે અંગ્રેજ લશ્કરને તે પ્રાંતમાં જવાની બંધી કરી. આથી મદ્રાસનો ગવર્નર ડરી ગયો અને ૧૭૬૬ માં નિઝામઅલી સાથે તેણે નવા કોલકરાર કર્યા. આ કરારમાં મદ્રાસના ગવર્નરે હૈદર અને મરાઠા વિરુદ્ધ નિઝામને મદદ કરવાનું અને ઉત્તર સરકાર પ્રાંત માટે વર્ષે સાત લાખ રૂપીઆ ખંડણી આપવાનું કબૂલ કર્યું. ઈ. સ. ૧૭૬૦ માં મ્હૈસુરના નંદરાજાની ગાદી પચાવી પડી હૈદરઅલી મરાઠા અને નિઝામના મુલકમાં બખેડા કરવા લાગ્યો. ત્યારે તેના તરફનો ત્રાસ મટાડવા માટે તેઓએ હૈદર સામે સંપ કર્યો. અને ઉપરના કરાર પ્રમાણે અંગ્રેજોને પણ તેમને મદદ કરવી પડી.

**હૈદર સાથે લડાઈઃ મદ્રાસની સલાહ** ( ૧૭૬૯ ):—સઘળી તૈયારી થઈ રહ્યા પછી મરાઠા, નિઝામ અને અંગ્રેજે હૈદરના રાજ્યપર સ્વારી કરી. હૈદરે ખંડણી આપી મરાઠાને છૂટા પાડી પાછા વાળ્યા, અને નિઝામને તાબે કર્યો. પછી તે એકલા અંગ્રેજ સૈન્યપર ચઢી ગયો. પહેલી લડાઈ ચંગમ આગળ થઈ. અંગ્રેજ સેનાપતિ કર્નલ સ્મિથે ઘણું પરાક્રમ કર્યું. પરંતુ હૈદરનું સૈન્ય મોટું હોવાથી સ્મિથને પાછા હઠવું પડ્યું. ત્યારપછી ત્રિનોમાલી આગળ બીજી લડાઈ થઈ. સ્મિથ પાસે લશ્કર થોડું હતું, તોપણ લડવામાં દાવપેચ અને તોપોના જોરથી તેણે નિઝામ અને હૈદરને હરાવ્યા. આ વિગ્રહ ચાલતો હતો ત્યારે બંગાળાથી એક અંગ્રેજ સૈન્યે નિઝામના મુલકપર સ્વારી કરી. આ વાત જાણતાં અને હૈદર સાથે સંગથી પોતાને નુકસાન થશે એ સમજી જઈ નિઝામ, અંગ્રેજસાથે મળી ગયો. ઈ. સ. ૧૭૬૮ માં પોતાના લાભના નવા કરાર કરી તેણે અંગ્રેજો સાથે પાછી દોસ્તી કરી.

દરમ્યાન હૈદરનો છોકરો ટિપુ મદ્રાસપર ચઢી ગયો હતો. પણ હૈદરનો પરાજય થયો છે એમ સાંભળી તે મદ્રાસ આગળથી પાછો ફર્યો અને હૈદરને જઈ મળ્યો. પછી બંનેએ ચંબૂરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ત્યાંથી પણ કર્નલ સ્મિથે તેમને હાંકી કાઢ્યા.

વચમાં એક સૈન્ય મુંબઈથી મલબાર કિનારાપર ઉતર્યું. હૈદરે ત્યાં જઈ તે સૈન્યને હરાવી કાઢ્યું. હૈદર મલબાર તરફ ગયો છે જાણી કર્નલ સ્મિથે બેંગ-

લોરને ઘેરો ઘાલ્યો અને આસપાસનો ઘણો મુલક કબજે કરી લીધો. એટલામાં મરાઠા તરફથી પણ હુમલો થવાની બીક હૈદરને લાગી. એટલે તે અંગ્રેજો સાથે સલાહ કરવા તૈયાર થયો. પણ અંગ્રેજોએ તો લડાઈ ચાલુજ રાખી. તેથી હૈદર ઘણો ચીડાઈ ગયો અને વચમાં આવતો મુલક બાળતો જાળતો છેક મદ્રાસ આગળ આવી ઉભો. મદ્રાસના ગવર્નરે ગભરાઈ જઈ એકદમ હૈદર સાથે સલાહ કરી. આ સલાહ પ્રમાણે બંને પક્ષે પોતે જીતેલો મુલક પાછો આપ્યો. મરાઠા અને નિઝામ જો તેનાપર સ્વારી કરે તો અંગ્રેજોએ હૈદરને મદદ કરવી એવું ઠર્યું. આ સલાહ ઈ. સ. ૧૭૬૯ માં થઈ હતી.

---

# પ્રકરણ ૧૪ મું.

## વૉરન હેસ્ટિંગ્સ ( ૧૭૭૨–૧૭૮૫ ).

**વૉરન હેસ્ટિંગ્સની નિમણૂકઃ**—ક્લાઈવના ગયા પછી બંગાળામાં કંપનીના કારભારમાં પાછી અવ્યવસ્થા થઈ. ત્યારે ઈ. સ. ૧૭૭૨ માં કંપનીના ડાઈરેકટરોએ વૉરન હેસ્ટિંગ્સને બંગાળાનો ગવર્નર નીમ્યો. હેસ્ટિંગ્સ લાયક અને અનુભવી હતો. છેલ્લાં પચ્ચીસ વર્ષમાં કંપનીની નોકરીમાં કારકુનીમાંથી ચઢતો ચઢતો મંત્રીમંડળના સભાસદના હોદ્દા ઉપર તે ચઢ્યો હતો.



વૉરન હેસ્ટિંગ્સ.

**કારભારમાં નવું વલણઃ**—કારભાર હેસ્ટિંગ્સના હાથમાં આવતાંજ તેણે યોગ્ય સુધારા દાખલ કરવા માંડ્યા. સઘળું દિવાની કામ તેણે અંગ્રેજ અધિકારીઓના હાથમાં સોંપ્યું. જમીનની મહેસૂલ વસૂલ કરવા માટે તેણે પાંચ પાંચ વર્ષના ઈજારા

આપવા માંડ્યા. તે મુર્શિદાબાદથી રાજ્યધાની ઉઠાવી કલકત્તે લાવ્યો. તેણે નવાબ નઝબઉદ્દૌલાનું વર્ષાસન કમી કરી તેનો સઘળો કારભાર મિરજાફરની સ્ત્રી મણી બેગમને સોંપ્યો. શાહઆલમ મરાઠાના રક્ષણમાં ગયો હતો માટે હેસ્ટિંગ્સે તેને મળતું વર્ષાસન બંધ કર્યું. કલકત્તામાં દિવાની અને ફોજદારી એમ બે અપીલ કોર્ટો સ્થાપી. તેણે જીલ્લા ઉપર કલેકટરો નીમ્યા અને તેમને દિવાની અને ફોજદારી બંને અધિકાર આપ્યા.

**રોહિલા સાથે લડાઈઃ**—શુજાઉદ્દૌલાના અયોધ્યા પ્રાંતની ઉત્તર સરહદ પર રોહિલા લોકનું રાજ્ય હતું. મરાઠાઓ રોહિલા લોકો પર ચઢી આવે તો તેમનું રક્ષણ કરવાનું શુજાઉદ્દૌલાએ માથે લીધું હતું. તે બદલ રોહિલાઓએ તેને ચાળીસ લાખ રૂપીઆ આપવા એવો કરાર તે બેઉ વચ્ચે થયો હતો. મરાઠાઓએ રોહિલા પર સ્વારી કરી નહિ, તેમછતાં ઠરેલી ચાળીસ લાખની રકમની શુજાઉદ્દૌલાએ ઉઘરાણી કરી. રોહિલાઓએ તે આપવા ના પાડી. ત્યારે શુજાઉદ્દૌલાએ ઈ. સ. ૧૭૭૩ માં બનારસમાં હેસ્ટિંગ્સ સાથે કરાર કર્યા. તેમાં રોહિલા પાસેથી મળવાના ચાળીસ લાખ રૂપીઆ શુજાઉદ્દૌલાએ કંપનીને આપવા અને અંગ્રેજોએ તેને મદદ કરવી એવું નક્કી થયું હતું.

કરાર પ્રમાણે ઈ. સ. ૧૭૭૪ માં અંગ્રેજ સૈન્ય શુજાઉદ્દૌલાની મદદે ગયું. લડાઈમાં રોહિલાઓની હાર થઈ અને તેમનો મુલક ખેદાનમેદાન થઈ ગયો. રોહિલા લોકોએ કંપનીનો કંઈપણ ગુનો કર્યો નહોતો. તેમછતાં માત્ર કંપનીની તિજોરી તર કરવાના હેતુથીજ હેસ્ટિંગ્સે આ વિગ્રહ કર્યો હતો.

**રેગ્યુલેટિંગ ઍકટ** ( ૧૭૭૩ ):—કંપનીની નાણાંસંબંધી સ્થિતિ તંગ થવાથી તેને ઇંગ્લંડની સરકાર પાસે નાણાંની મદદ માગવાનો વખત આવ્યો. ત્યારે ઇંગ્લંડની રાજસભા પાર્લમેન્ટે "રેગ્યુલેટિંગ ઍકટ' નામનો એક કાયદો પસાર કર્યો. આ કાયદાથી કંપનીના રાજકારભારપર પાર્લમેન્ટની હકૂમત ચાલવા લાગી. આ કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું કે બંગાળાનો ગવર્નર આખા હિંદુસ્થાનનો ગવર્નર જનરલ થાય અને તે બધા પ્રાંતોના ગવર્નરોના કારભારપર દેખરેખ રાખે. આથી બધા બ્રિટિશ પ્રાંતોનો કારભાર એકહથ્થુ ચાલવા લાગ્યો. ગવર્નર જનરલને સલાહ આપવાને ચાર સભ્યોની એક કાઉન્સિલ નીમવામાં આવી. ગવર્નર, ગવર્નરજનરલ અને

કાઉન્સિલના સભાસદોના હોદ્દાની મુદત પાંચ વર્ષની ઠરાવવામાં આવી. આ કાયદાથી કલકત્તામાં એક વરિષ્ટ ન્યાયાધીશીપણુ સ્થાપવામાં આવી. નજરાણાં લેવાની બંધી કરવામાં આવી. એ ઉપરાંત રેગ્યુલેટિંગ ઍક્ટમાં એક કલમ એવી હતી કે દર વીસ વર્ષે કંપનીના કારભારની તપાસ લેવી અને તેને બીજાં વીસ વર્ષ માટે નવી સનદ કરી આપવી.

**નંદકુમારની બાબત** ( ૧૭૭૫ ):—કાઉન્સિલના ત્રણ સભાસદો ઇંગ્લંડથી નવા આવ્યા હતા. તેથી તેમને સ્થાનિક પરિસ્થિતિવિષે માહિતી ન હોવાથી તેઓને હેસ્ટિંગ્સ સાથે મતભેદ થતો. કાઉન્સિલમાં વધુ મત હેસ્ટિંગ્સની વિરુદ્ધ છે એવું જોઈ તેના શત્રુઓ તેનાપર આરોપ મૂકવા લાગ્યા. કલકત્તાના રાજ્યપ્રકરણમાં આગળ પડતો ભાગ લેનાર નંદકુમાર નામનો એક શ્રીમંત બ્રાહ્મણ હતો. એ નંદકુમારે હેસ્ટિંગ્સે મણીબેગમ પાસે સાડાત્રણ લાખ રૂપીઆની લાંચ લીધી છે એવું તહોમત હેસ્ટિંગ્સ પર મૂક્યું. હેસ્ટિંગ્સના દરજ્જાની દરકાર ન કરતાં કાઉન્સિલના સભ્યોએ તેની તપાસ શરૂ કરી. દરમ્યાન એક બનાવટી દસ્તાવેજપર ખોટી સહી કરવાનું તહોમત નંદકુમાર પર મૂકવામાં આવ્યું. ફોજદારી કોર્ટમાં તેનાપર કામ ચલાવવામાં આવ્યું. નંદકુમાર ગુનેગાર સાબીત થયો અને તેને ફાંસી દેવામાં આવી. આથી કોઈ ફરીઆદી ન હોવાથી હેસ્ટિંગ્સ સામેની તપાસ બંધ પડી. સાડાત્રણ લાખની બાબતમાં કંઇક સત્ય હતું. ફેર માત્ર એટલોજ હતો કે એ રકમ મણીબેગમે નજરાણાં તરીકે રાજીખુશીથી આપી હતી.

આમ કાઉન્સિલમાં બહુમત વિરુદ્ધ હોવાથી હેસ્ટિંગ્સને કારભારમાં નડતર ઘણી થતી હતી. પણ પછી વિરુદ્ધ સભાસદોમાંના બે મરણ પામવાથી તેનું કામ સરળ થયું.

---

# પ્રકરણ ૧૫ મું.

## પહેલો મરાઠા વિગ્રહ ( ૧૭૭૮–૧૭૮૨ ).

**રાઘોબા અને અંગ્રેજઃ**—ઈ. સ. ૧૭૭૩ માં નારાયણરાવ પેશ્વાનું ખૂન થયાં પછી પુણામાં જાદવાસ્થળી ચાલવા લાગી. નારાયણરાવના કાકા રાઘોબા

વિરુદ્ધ કાવતરૂં રચવામાં આવ્યું. પોતાની ઇચ્છા પાર પાડવા ખાતર રાઘોબાએ પુણા દરબારની ખટપટમાં અંગ્રેજોનો પગપેસારો દાખલ કર્યો. ઈ. સ. ૧૭૭૫ માં સુરત જઈ તેણે અંગ્રેજોસાથે કોલકરાર કર્યા. તેણે અંગ્રેજો પાસે સૈન્યની મદદ માગી અને સૈન્યના ખર્ચ પેટે સાષ્ટી અને વસઇ તેમને આપવા કબૂલ કર્યું.

**પુરંદરના કરારઃ**—રેગ્યુલેટિંગ ઍક્ટથી બંગાળાના ગવર્નરને વરિષ્ટ સરકારનો અધિકાર પ્રાપ્ત થયો હતો. રાઘોબાનો પક્ષ લઈ બારભાઈ સાથે દુશ્મનાવટ કરવામાં લાભ નથી એમ વરિષ્ટ સરકારને લાગ્યું. યુદ્ધ તહકૂબ કરવાના હુકમ સાથે કલકત્તા સરકારે અપ્ટન નામના વકીલને પુણે મોકલ્યો. તેણે પુરંદર મુકામે બારભાઈના પ્રમુખ સખારામ બાપુ અને નાનાફડનવીસ સાથે કરાર કર્યા. તેમાં સાષ્ટી અને વસઈ લઈ અંગ્રેજોએ રાઘોબાને મદદ ન કરવી એવું ઠર્યું.

**અંગ્રેજ મરાઠા યુદ્ધઃ**—પણ મુંબઈસરકારના આગ્રહથી કંપની સરકારે સુરતની સંધિ કાયમ કરી. ઈ. સ. ૧૭૭૮ માં મુંબઈના અંગ્રેજો રાઘોબાને સાથે લઈ પુણાપર ચઢી ગયા. પણ તળેગામની લડાઈમાં તેમની હાર થવાથી તેઓને પાછા હઠવું પડ્યું. તળેગામથી તેઓ વડગામ ગયા. ત્યાં તેઓ ઘેરાઈ ગયા. છેવટે રાઘોબાને મહાદજી સિંધિઆને હવાલે કરી અંગ્રેજો મુંબઈ પાછા આવ્યા. વચમાં કર્નલ ગોડાર્ડ કલકત્તેથી એક સૈન્ય લઈ સુરત ગયો. તેણે ૧૭૮૦ માં પાછી યુદ્ધની શરૂઆત કરી. અમદાવાદ શહેર જીતી લઈ તેણે સિંધિઆ હોલકરને હરાવ્યા. પછી તે પુણે જવા નીકળ્યો. પરંતુ મરાઠા સૈન્ય તેનાપર ચઢી આવવાથી ગોડાર્ડને મુંબઈ જવું પડ્યું. આમ ગોડાર્ડ લડાઇ ચલાવી રહ્યો હતો ત્યારે ઉત્તર હિંદુસ્થાનમાં લડાઈ શરૂ કરી અંગ્રેજોએ ગ્વાલીઅરનો કિલ્લો જીતી લીધો. હવે આ વખતે મ્હૈસૂરના હૈદરઅલીએ પણ અંગ્રેજો સામે લડાઈ જાહેર કરી. એટલે હેસ્ટિંગ્સને મરાઠા સામેનું યુદ્ધ બંધ કરવાની ફરજ પડી. મહાદજી સિંધિઆને મધ્યસ્થ રાખી ઉત્તર હિંદુસ્થાનમાં સાલબાઈ મુકામે અંગ્રેજોએ પુણા દરબાર સાથે તહનામું કર્યું (૧૭૮૨) સાષ્ટી, વસઈ સિવાય જીતેલો મુલક અંગ્રેજોએ પાછો આપ્યો. અંગ્રેજ સિવાયની બીજી યુરોપી પ્રજાને પુણામાં ન રાખવાનું નાનાએ કબૂલ કર્યું. રાઘોબા ત્રણ લાખ રૂપીઆનું વર્ષાસન લઇ કોપરગામ રહેવા લાગ્યો.

**ચૈતસિંગ સાથે ટંટો** (૧૭૮૦):—ઈ. સ. ૧૭૭૪ માં અંગ્રેજોને બનારસ પ્રાંત નવાબ પાસેથી મળ્યો હતો. ત્યાંના રાજા ચૈતસિંગે દરસાલ ૨૨ લાખ રૂપીઆની ખંડણી અંગ્રેજોને આપવાનું કબૂલ કર્યું હતું. મરાઠાઓ સાથે લડાઈ ચાલુ હોવાથી હેસ્ટિંગ્સે તેની પાસેથી વધારે રૂપીઆ માગ્યા. ચૈતસિંગે ના પાડી ત્યારે હેસ્ટિંગ્સે બનારસ જઈ ચૈતસિંગને કેદ કર્યો. પોતાના રાજાને કેદ થયેલો જાણી બનારસની પ્રજાએ ગુસ્સે થઈ બંડ કર્યું. હેસ્ટિંગ્સની જિંદગી જોખમમાં હતી. તે બનારસથી જીવ લઈને નાઠો. એક મોટું સૈન્ય લઈ પાછા આવી તેણે બનારસ જીતી લીધું અને ચૈતસિંગને ઉઠાડી મૂકી તેના ભત્રીજાને ગાદી આપી. અને તેની પાસે ૪૦ લાખ રૂપીઆ ખંડણીના લેવા ઠરાવ્યું. આ પ્રમાણે હેસ્ટિંગ્સે ચૈતસિંગપર જુલમ કર્યો હતો. તેણે પૂર્વે ચૈતસિંગ પાસે બે લાખ રૂપીઆનું નજરાણું પણ લીધું હતું.

**અયોધ્યાની બેગમો** (૧૭૮૧):—શુજાઉદ્દૌલા ઈ. સ. ૧૭૭૫ માં મરણ પામ્યો હતો અને તેની જગાએ તેનો છોકરો અસફઉદ્દૌલા નવાબ થયો હતો. તેણે અંગ્રેજી સેના રાખી હતી. તેના ખર્ચ પેટે નવાબને કંપનીનું એક કરોડ રૂપીઆનું દેવું થઈ ગયું હતું. નવાબની તિજોરીનું તળીઉં આવ્યું હતું. હેસ્ટિંગ્સે જ્યારે ઉઘરાણી કરી ત્યારે નવાબે કહ્યું કે રાજ્યનું તમામ નાણું મારી મા તથા દાદીના કબજામાં છે. માટે તેની પાસેથી દેવું વસૂલ કરવું. બેગમો પાસેથી નાણાં કઢાવવા બહાનાં તરીકે હેસ્ટિંગ્સે તેનાપર ચૈતસિંગને મદદ કરવાનું તહોમત મૂક્યું. અંગ્રેજ સૈન્યની મદદ લઇ અસફ-ઉદ્દૌલાએ બેગમો પાસેથી પોણો કરોડ રૂપીઆ કઢાવ્યા અને હેસ્ટિંગ્સને ભર્યા. આ બાબતમાં પણ હેસ્ટિંગ્સની વર્તણૂક ગેરવાજબી હતી.

---

# પ્રકરણ ૧૬ મું.

## મ્હૈસુરનો બીજો વિગ્રહ (૧૭૮૦–૧૭૮૪).

**હૈદરઅલ્લી સાથે અણબનાવ**:—પેશ્વા માધવરાવની કારકિર્દીમાં મરાઠાઓએ હૈદરના રાજ્યપર સ્વારી કરી. ત્યારે મદ્રાસની શરતમાં બંધાયેલા છતાં અંગ્રેજોએ તેને મદદ કરી નહિ. તેથી તેને ઘણું નુકસાન વેઠવું પડ્યું.

આ નુકસાન હૈદરને ઘણું સાલતું હતું. વચમાં અંગ્રેજોએ નિઝામનો ગંતૂર જિલ્લો લઈ તેને પણ નાખુશ કર્યો હતો. તેથી તે વખત આવે હૈદરને મદદ કરવા તૈયાર હતો. આ વાતની ખબર પડતાં હૈદરને પ્રોત્સાહન મળ્યું. તેણે ઈ. સ. ૧૭૭૮ માં અંગ્રેજો સામે યુદ્ધ પોકાર્યું. નાના ફડનવીસે પણ હૈદર સાથે મસલત કરવા માંડી. વળી આ અરસામાં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે યુદ્ધ ચાલતું હતું. તેથી મલબાર કિનારાપર આવેલું માહીનું ફ્રેંચ થાણું અંગ્રેજોએ કબજે કરી લીધું. આથી માહીથી જે લશ્કરી સામગ્રી હૈદરને મળતી હતી તે બંધ થઈ. આવા સંજોગોમાં હૈદરે અંગ્રેજો સાથે યુદ્ધ શરૂ કર્યું.

**અંગ્રેજોનું પાછું હઠવું:**—મદ્રાસના અંગ્રેજો તૈયાર નહોતા. તેથી અંગ્રેજ સેનાપતિને તેઓ વેળાસર મદદ મોકલી શકયા નહિ. તેથી પોલિલોરની પહેલી લડાઈમાં હૈદર અને ટિપુએ કર્નલ બેલીને હરાવી કેદ પકડ્યો. બીજો સેનાપતિ વૃદ્ધ સર હેકટર મનરો કાંજીવરમ હતો. તેનાથી કંઈ બની શકયું નહિ અને તે મદ્રાસ પાછો ગયો. ત્યારપછી હૈદરે આર્કાટ અને વેલોર જીતી લીધાં.

**હૈદરની હાર:**—હૈદરની જીત થતી જોઈ વૉરન હેસ્ટિંગ્સે મરાઠાઓ સાથે સાલબાઈની સંધિ કરી લડાઈ બંધ કરી, નિઝામને ગંતૂર જિલ્લો પાછો આપી પોતાના પક્ષમાં લીધો, અને કસાયેલા સરદાર સર આયર કૂટને હૈદર સામે મોકલ્યો. આ વખતે હૈદર વાંદિવાશને ઘેરો ઘાલી પડ્યો હતો. તે આયર કૂટની સામે થયો. ઈ. સ. ૧૭૮૧ માં પોર્ટોનોવો, પોલિલોર અને શિવલિંગગઢની લડાઈઓમાં આયર કૂટે હૈદરને ઉપરાઉપરી હાર આપી.

**હૈદરનું મૃત્યુ: ટિપુની લડાઈ:**—આ પ્રમાણે હૈદરની હાર થતી હતી ત્યારે તેના છોકરા ટિપુએ તાંજોરપર ચઢાઈ કરી ઘણા અંગ્રેજ સૈનિકોની કતલ કરી. આ વખતે ફ્રેંચ સેનાપતિ બુસી એક દરીઆઈ સૈન્ય લઈ ફ્રાન્સથી આવી ટિપુને મળ્યો. તેની મદદથી ટિપુએ મદ્રાસને દરીઆ બાજુથી ઘેરો ઘાલ્યો. આવી અણીને વખતે હૈદરઅલ્લી મરણ પામ્યો ( ૧૭૮૨ ).

**હૈદરના ગુણદોષ:**—હૈદર એક અજોડ પુરુષ હતો. તે સાહસિક અને નસીબદાર હતો. એક સાધારણ સૈનિકથી તે સેનાપતિ થવા પામ્યો હતો અને સંધિ સાધી મ્હૈસૂરનું રાજ્ય પણ પચાવી પડ્યો હતો. તે અભણ

હતો તોપણ રાજ્યકારભારમાં હોશીઆર હતો. નાનાથી આટલો મોટો થવા પામ્યો એજ એની હોશીઆરીની સાબીતી છે.

**માંગલોરના કરારઃ**—હૈદરના મૃત્યુપછી થોડા મહિનામાં સેનાપતિ આયર કૂટ પણ મરણ પામ્યો. ઈ. સ. ૧૭૮૩ માં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચોને સલાહ થઈ, એટલે બુસી ફ્રેંચ સૈન્ય લઈ હિંદુસ્થાનથી ચાલી ગયો. એટલે ટિપુનો આધાર તૂટ્યો. મરાઠા સાથે પણ અંગ્રેજોને સલાહ થવાથી તેમની મુશ્કેલી ઓછી થઈ હતી. તેથી મુંબઈથી એક સૈન્ય નીકળી મલબાર કિનારે ઉતરી ટિપુના રાજ્યમાં ઘૂસ્યું. પણ તેને હરાવી ટિપુએ માંગલોર જીતી લીધું. આમ ટિપુ મલબારમાં હતો ત્યારે મદ્રાસથી એક સૈન્ય ટિપુની રાજ્યધાની શ્રીરંગપટ્ટણપર ચઢી ગયું. પણ બંને પક્ષો લડી લડીને કંટાળી ગયા હતા. તેથી ઈ. સ. ૧૭૮૪ માં તેઓએ માંગલોર આગળ સલાહ કરી. બંને પક્ષે જીતેલો મુલક પાછો આપ્યો. આ વિગ્રહથી કોઈને કંઈ લાભ થયો નહિ. નાહક સંહાર અને ખર્ચ થયો.

**પિટનો કાયદો ( ૧૭૮૪ ):**—કંપની સરકારે હેસ્ટિંગ્સના કારભારપર જોઈએ તેવો દાબ રાખ્યો નહોતો. લડાઈઓનો ખર્ચ ઉભો કરવા માટે હેસ્ટિંગ્સે ઘણો જુલમ કર્યો હતો. ઇંગ્લંડમાં પણ તે માટે હેસ્ટિંગ્સ સામે બડબડાટ ઉભો થયો હતો. ઈસ્ટ ઇંડિઆ કંપનીના મુલ્કી અને લશ્કરી કારભારપર કાબૂ હોવો જોઈએ એવી પાર્લમેન્ટની ખાતરી થઈ હતી. તેથી વડા પ્રધાન પિટે હિંદુસ્થાન માટે પાર્લમેન્ટમાં કાયદો પસાર કરાવ્યો. તેને 'પિટનું ઇંડિઆ બિલ' કહે છે. એ કાયદાથી હિંદુસ્થાનમાં કંપનીના કારભારપર દેખરેખ રાખવા માટે એક 'બોર્ડ ઑફ કન્ટ્રોલ' નિયામક સભા સ્થાપવામાં આવી. હવે પછી ગવર્નર જનરલ તરીકે અંગ્રેજ ઉમરાવો નીમાવા લાગ્યા.

**હેસ્ટિંગ્સના ગુણદોષઃ**—ચૈતસિંગ અને અયોધ્યાની બેગમોની બાબતમાં હેસ્ટિંગ્સની વર્તણૂક માટે નિયામક મંડળે તેને દોષ પાત્ર ગણ્યો. તેથી તેણે રાજીનામું આપ્યું. લડાલડીના વખતમાં તેર વર્ષ સુધી તેણે કંપનીનો કારભાર ચલાવ્યો હતો. તેની કારકિર્દીથી કંપનીની સત્તામાં ઘણો વધારો થયો હતો. રાજ્યકારભારમાં તેણે યોગ્ય સુધારા કર્યા હતા. પ્રસંગને અનુસ-

રીને વર્તી તેણે કંપનીનું હિત સાચવ્યું હતું. તેમ કરતાં તેને ઘણો અપયશ વહોરી લેવો પડ્યો હતો. કંપનીના નોકરોમાં તે મોટો ગણાયો છે. હેસ્ટિંગ્સ પૂર્વના સાહિત્યમાં ઘણો રસ લેતો હતો.

ઈ. સ. ૧૭૮૮ માં પાર્લમેન્ટની ઉમરાવોની સભામાં હેસ્ટિંગ્સના કારભારની તપાસ શરૂ થઈ. તે સાત વર્ષ ચાલી. છેવટે સભાએ તેને નિર્દોષ ઠરાવ્યો. વયોવૃદ્ધ થઈ ઈ. સ. ૧૮૧૮ માં તે મરણ પામ્યો.

---

# પ્રકરણ ૧૭ મું.

## લૉર્ડ કૉર્નવૉલિસ (૧૭૮૬–૧૭૯૩).

**રાજકીય પરિસ્થિતિઃ**—હેસ્ટિંગ્સ પછી લૉર્ડ કૉર્નવૉલિસ ગવર્નર જનરલ નીમાઈ હિંદુસ્થાન આવ્યો. હિંદુસ્થાન આવતાં પહેલાં તેણે અમેરિકામાં અને બીજે ઠેકાણે મહત્ત્વની લશ્કરી સેવા કરી હતી. તેથી અહીં આવતાં તેને સેનાપતિનો અધિકાર પણ આપવામાં આવ્યો.

તે વખતે દિલ્હીમાં મહાદજી સિંધિઆનું અને મ્હૈસૂરમાં ટિપુ સુલતાનનું જોર હતું. કવાયદી સૈન્ય અને તોપખાનાંનાં જોરપર સિંધિઆએ દિલ્હીમાં પોતાની સત્તા બેસાડી હતી. ટિપુ સુલતાને પણ અંગ્રેજો સામે લડવા જબરી તૈયારી કરી હતી. પુણામાં મરાઠા રાજ્યનું સૂત્ર નાના ફડનવીસના હાથમાં હતું. અયોધ્યાના નવાબનું, નાગપુરના ભોંસલેનું અને હૈદરાબાદના નિઝામનું જોર કમી થયું હતું.

**ત્રિપુટી સંપઃ**—કર્ણાટકના બાલાઘાટ પ્રાંત માટે ટિપુ અને નિઝામ વચ્ચે ટંટો ચાલતો હતો. ટિપુ જોરપર હોવાથી કૉર્નવૉલિસે નિઝામનો પક્ષ લીધો. વળી એજ વખતે ત્રાવણકોર અને કોચીનના રાજ્યો વચ્ચે ભાંજગડ થવાથી અંગ્રેજોએ ત્રાવણકોરના રાજાનો પક્ષ લીધો અને ટિપુએ કોચીનના રાજાનો પક્ષ લીધો. મરાઠાઓ પણ ટિપુની સામે હતા. અંગ્રેજોને હિંદુસ્થાનમાંથી કાઢવા માટે ટિપુએ ફ્રેંચો સાથે સંધાન કર્યું હતું. તેથી અંગ્રેજોએ ટિપુને હલકો કરવા માટે મરાઠા અને નિઝામ સાથે સંપ કરી ટિપુપર ચઢાઈ કરી.

**મ્હૈસૂરનો ત્રીજો વિગ્રહઃ**—આ વિગ્રહ ઈ. સ. ૧૭૯૦ થી ૧૭૯૨ સુધી ત્રણ વર્ષ ચાલ્યો હતો. ઈ. સ. ૧૭૯૦ માં પૂર્વ તરફથી કર્નલ મેડોઝે, ઉત્તર તરફથી પરશુરામભાઉ પટવર્ધને અને પશ્ચિમ તરફથી કર્નલ હાર્ટલેએ ટિપુપર ચઢાઈ કરી. પૂર્વ તરફ ટિપુએ કર્નલ મેડોઝને પાછો હઠાવ્યો. પણ પશ્ચિમ તરફ ટિપુનો પરાજય થયો અને મલબાર કિનારાનો ભાગ અંગ્રેજોના હાથમાં આવ્યો. પરશુરામભાઉએ ધારવાડના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ઈ. સ. ૧૭૯૧ ની ચઢાઈમાં લૉર્ડ કૉર્નવૉલિસે પોતે સરદારી લીધી. બૅંગલોરનો કિલ્લો જીતી લઈ તે શ્રીરંગપટ્ટણપર ચઢી ગયો. અરિકેરાની લડાઈમાં ટિપુની હાર થઈ. પરંતુ યુદ્ધની સામગ્રી ખૂટવાથી અને પરશુરામભાઉ ધારવાડના ઘેરામાં રોકાયેલો હોવાથી કૉર્નવૉલિસને પાછા હઠવું પડ્યું. પાછા હઠતાં અંગ્રેજ સૈન્યને ઘણું નુકસાન થયું. પણ એટલામાં ધારવાડ સર કરી પરશુરામભાઉ કૉર્નવૉલિસને આવી મળ્યો. આમ અણીને વખતે અંગ્રેજોને મરાઠાની યુદ્ધ-સામગ્રી ઘણી ઉપયોગી થઈ પડી. આ મદદ મળતાં કૉર્નવૉલિસે બૅંગલોરમાં છાવણી કરી.

ઈ. સ. ૧૭૯૨ માં યુદ્ધના ત્રીજા તબક્કામાં પરશુરામભાઉ અને નિઝામ ઉત્તર તરફથી ટિપુના રાજ્યમાં ઉતર્યા, અને તેજ વખતે કૉર્નવૉલિસ અને હરિપંત ફડકે શ્રીરંગપટ્ટણ પર ચઢી ગયા. એટલે ટિપુને સલાહ કરવી પડી.

**શ્રીરંગપટ્ટણની સલાહ ( ૧૭૯૨ ):**—આ સલાહથી અંગ્રેજ મરાઠા અને નિઝામને ટિપુનું અર્ધું રાજ્ય મળ્યું. તેની વહેંચણીમાં કુર્ગપ્રાંત અંગ્રેજોને મળ્યો. મલપ્રભા અને તુંગભદ્રાની વચ્ચેનો ફળદ્રુપ મુલક મરાઠાઓને મળ્યો. એ ઉપરાંત લડાઈના ખર્ચ બદલ ટિપુએ દોઢ કરોડ રૂપીઆ આપ્યા.

**કૉર્નવૉલિસના સુધારાઃ**—મ્હૈસૂરના વિગ્રહ પછી કૉર્નવૉલિસે કંપનીના કારભાર પર લક્ષ આપવા માંડ્યું. નોકરવર્ગનો પગાર વધારી તેણે તેમને રૂશ્વત લેતા બંધ કર્યા. કલેકટર પાસે માત્ર મહેસૂલનું કામ રહેવા દઈ દિવાની અને ફોજદારી કામ માટે તેણે સ્વતંત્ર ન્યાયાધીશ નીમ્યા. 'કૉર્નવૉલિસ કોડ' નામનો ફોજદારી કાયદો ઘડી તેણે ચાર પ્રાંતિક અને બે વરિષ્ઠ કોર્ટ સ્થાપી.

**કાયમની જમાબંદીઃ**—બંગાળા અને બહારમાં જમીનદાર વર્ગ હતો. જમીનદારો સરકારને ઠરાવેલી રકમ અગાઉથી આપતા, અને પછી પાક થાય ત્યારે મહેસૂલ વસૂલ કરતા. જો મહેસૂલ કરતાં વધારે ઉપજ થાય તો તે તેઓ લેતા. મહેસૂલની આ પદ્ધતિને જમીનદારી કહે છે. ઘણા જૂના કાળથી એ રિવાજ વંશપરંપરાનો હતો. હેસ્ટિંગ્સે એ રિવાજ બદલી હરરાજીથી ઇજારા આપવાનો રિવાજ દાખલ કર્યો હતો. હરરાજીમાં જે વધારે મહેસૂલની રકમ બોલે તેને જમીનદારીનો હક મળતો. આમ થવાથી જૂના જમીનદારો પાછળ પડ્યા અને વસૂલની રકમમાં નિશ્ચિતપણું રહ્યું નહિ. કૉર્નવૉલિસ પોતે ઉમરાવ હોવાથી વંશપરંપરાના જમીનદારો તરફ તેનું વલણ હતું. હિંદુસ્થાનમાં અંગ્રેજી સત્તાને એ જમીનદારોની મદદની જરૂર હતી. તેથી પાંચ વર્ષની ઉપજની સરાસરી કાઢી તેણે જૂના જમીનદારોને દસ વર્ષના કરારથી જમીનદારી પાછી આપી. આગળ જતાં ઈ. સ. ૧૭૯૩ માં તે સરાસરીની રકમ હંમેશને માટે નક્કી કરી 'કાયમની જમાબંદી'ની પદ્ધતિ કૉર્નવૉલિસે દાખલ કરી. આ કામમાં તેને સર જૉન શોરે સારી મદદ કરી હતી. આ પદ્ધતિથી ખેડુતોના માલિકી હક જમીનદારો પાસે ગયા. જમીનદારોએ જમીનમાં સુધારા કરી પોતાની ઉપજ ઘણી વધારી.

**સ્વભાવઃ**—કૉર્નવૉલિસનો સ્વભાવ સરળ અને ઉમદા હતો. રાજ્યકારભારને તેણે નવું વલણ આપી નોકર વર્ગમાં પ્રમાણિકતા ઉત્પન્ન કરી. હાલની મુલ્કી અને ન્યાય ખાતાંની પદ્ધતિનો પાયો કૉર્નવૉલિસે નાંખ્યો. ત્રિપુટી સંપ કરી તેણે મોટી મુત્સદ્દીગીરી બતાવી હતી.

---

# પ્રકરણ ૧૮ મું.

## સર જૉન શોર (૧૭૯૩–૧૭૯૮).

**નિમણૂક અને ધોરણઃ**—સર જૉન શોર ગવર્નર જનરલની કાઉન્સિલનો સભાસદ હતો. તેણે રાજકાજમાં કૉર્નવૉલિસને ઘણી સારી મદદ કરી હતી. તેથી કૉર્નવૉલિસની ભલામણ ઉપરથી કંપનીના સંચાલકોએ તેને ગવર્નર

જનરલ તરીકે નીમ્યો. તે શાંતિવાદી હોવાથી તેણે બને ત્યાંસુધી દેશી રાજાઓની લડાઈઓમાં ભાગ ન લેવાનું ધોરણ રાખ્યું.

રેગ્યુલેટિંગ ઍક્ટમાં ઠરાવ્યા પ્રમાણે ઈ. સ. ૧૭૯૩ માં નવી સનદ કરી આપવા માટે કંપનીના કારભારની તપાસ થઈ. ઈંગ્લંડનો વેપાર ઘણો વધી ગયો હતો. તેથી ખાનગી વેપારીઓને કેટલીક વેપારની સવળતા કરી આપી કંપનીની સનદ બીજાં વીસ વર્ષ માટે નવી કરી આપી.

**નિઝામની હારઃ**—કૉર્નવૉલિસના વખતમાં નિઝામ અને મરાઠા 'ત્રિપક્ષીય સંધ 'માં સામેલ થયા હતા. પણ પછી પાછી તેઓની વચ્ચે સળગી. કારણ કે નિઝામ ચઢેલી બાકી આપતો નહિ હતો, તેથી મરાઠાઓએ લડવાની તૈયારી કરી. તટસ્થપણાંનું ધોરણ રાખ્યાથી સર જૉન શોર વચ્ચે પડ્યો નહિ. મરાઠાઓએ ખર્ડા કે કુર્દલાની લડાઈમાં નિઝામને સજ્જડ હાર આપી. (૧૭૯૫). અંગ્રેજોએ મદદ ન કરી માટે નિઝામ તેમનાપર નાખુશ થયો અને રેમંડ નામના એક ફ્રેંચ સેનાપતિને નોકરીમાં રાખી તેણે પોતાની ફોજ તૈયાર કરી.

**સાદતઅલ્લી અયોધ્યાનો નવાબઃ**—ઈ. સ. ૧૭૧૭ માં શુજાઉદ્દૌલાનો છોકરો અસફ્દૌલા મરણ પામ્યો. ત્યારે સર જૉન શોરે અસફ્દૌલાના ભાઈ સાદતઅલીને અયોધ્યાની ગાદીપર બેસાડ્યો. એ બદલ સાદતઅલીએ અંગ્રેજી ફોજ અયોધ્યામાં રાખી અને તેના ખર્ચપેટે દરવર્ષે અંગ્રેજોને પોણો કરોડ રૂપીઆ આપવાનું કબૂલ કર્યું. એ ઉપરાંત ફોજની છાવણી માટે અલાહબાદ શહેર પણ અંગ્રેજોને હવાલે કર્યું.

**સર જૉન શોરની રાજનીતિનું પરિણામઃ**—સર જૉન શોરે વફાદારીથી કંપનીની નોકરી કરી હતી. દેશી રાજાઓની ભાંજગડમાં ન પડતાં તેણે તટસ્થપણાંનું ધોરણ સ્વીકાર્યું હતું. આ ધોરણને પરિણામે નિઝામ વીફર્યો, મરાઠા જોરપર આવ્યા, અને ટિપુ સુલતાન શિરજોર થયો. એટલે શોર પછીના ગવર્નર જનરલ માર્કિવસ વેલેસ્લીની કારકિર્દીમાં યુદ્ધના ઘણા પ્રસંગ ઉત્પન્ન થયા.

---

# પ્રકરણ ૧૯ મું.

## માર્કિવસ વેલેસ્લી. (૧૭૯૮–૧૮૦૫).

### પૂર્વાંધ.

**તે કાળની પરિસ્થિતિઃ**—સર જૉન શોર પછી માર્કિવસ વેલેસ્લી ગવર્નર જનરલ નીમાયો. એની કારકિર્દીમાં ઘણી ધડાધડી થઈ હતી. મહાદજી સિંધિઆ, પેશ્વા, સવાઈ માધવરાવ અને તુકોજી હોલકર મરણ પામેલા હોવાથી તેમના રાજ્યનો કારભાર અનુક્રમે દોલતરાવ સિંધિઆ, બાજીરાવ બીજા અને યશવંતરાવ હોલકરના હાથમાં આવ્યો હતો. એ ત્રણે મરાઠા સરદારોનો મેળ મળતો નહોતો, તેથી મરાઠા રાજ્યકારભારમાં હાથ ઘાલવાનો લાગ અંગ્રેજોને મળ્યો.

ઈ. સ. ૧૭૮૯ માં ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ અને નવી ફ્રૅંચ સરકારે ઇંગ્લંડ સામે યુદ્ધ જાહેર કર્યું. નેપોલીઅન બોનાપાર્ટ નામના ફ્રૅંચ સેનાપતિએ અંગ્રેજોને નીચા પાડવાનો નિશ્ચય કરી આખા યુરોપમાં ફ્રૅંચ સરકારની હાક વગાડી. એટલુંજ નહિ પણ હિંદુસ્થાનમાંથી અંગ્રેજોને હાંકી કાઢવા માટે એક મોટું સૈન્ય લઈ તે ફ્રાન્સથી નીકળી ઇજીપ્ટ સુધી આવ્યો. નિઝામ, સિંધિઆ અને હોલકરના સૈન્યોને ફ્રૅંચ સેનાપતિઓએ તૈયાર કર્યાં હતાં. ટિપુ સુલતાન પણ અંગ્રેજોનો પગ હિંદુસ્થાનમાંથી કાઢવા માટે અફગાનિસ્તાનના અમીર અને નેપોલીઅન સાથે કાવતરાં કરી



માર્કિવસ વેલેસ્લી

રહ્યો હતો. એકંદરે અંગ્રેજોની સ્થિતિ ઘણી કફોડી થઈ પડે એવો રંગ દીસતો હતો.

**ધોરણ અને ઉપાયયોજના:**—વેલેસ્લીએ હેસ્ટિંગ્સનાં વલણપર પોતાનું ધોરણ રાખ્યું. તમામ શત્રુઓને દાબી દઈને બ્રિટિશ સત્તાને હિંદુસ્થાનમાં સર્વોપરી કરવાનો તેણે ઠરાવ કર્યો. એ કામ માટે તેણે અનેક ઉપાયો યોજ્યા. કેટલાંક દેશી રાજ્યો સાથે તેણે મિત્રતાની સંધિ કરી, કેટલાંક રાજ્યમાં અંગ્રેજી સહાયકારી સેના મૂકી અને કેટલાંકને તો ખાલસાજ કર્યાં.

પ્રથમ તેણે નિઝામને ઠેકાણે લાવવાની બાજી રચી. નિઝામ પાસે ફ્રેંચ સરદારોના હાથનીચે ચૌદ હજાર સૈનિકોનું કવાયદી સૈન્ય હતું. એ સૈન્ય જો અંગ્રેજોના મુખ્ય શત્રુ ટિપુને મળી જાય તો અંગ્રેજો માટે પ્રસંગ ઘણો બારીક થઈ પડે એ વેલેસ્લી બરાબર સમજી ગયો. તેથી તેણે વખતસર માલ્કમ નામના સરદારને એક સૈન્ય આપી તાબડતોબ હૈદરાબાદ રવાના કરી દીધો. એ અરસામાં નિઝામનો મુખ્ય ફ્રેંચ સેનાપતિ રેમંડ મરણ પામ્યો. એટલે માલ્કમનું કામ સરળ થઈ ગયું. માલ્કમ જઈ પહોંચતાંજ નિઝામ ગભરાઈ ગયો. માલ્કમે તેને દમદાટી આપી તેની પાસે ફ્રેંચ સેનાને કઢાવી મૂકી તેની જગાએ હૈદરાબાદમાં અંગ્રેજ સેના રાખવાનું કબૂલ કરાવ્યું. આ પ્રમાણે એક અડચણ તો વેલેસ્લીએ દૂર કરી.

**મ્હૈસૂરનો ચોથો વિગ્રહ ( ૧૭૯૯ ):**—ઈ. સ. ૧૭૯૮ ના જુન મહિનામાં ટિપુએ છડેચોક ફ્રેંચો સાથે ખટપટ કરવા માંડી. ત્યારે મરાઠાઓને મેળવી લઈ વેલેસ્લીએ ટિપુ સામે લડાઈ જાહેર કરી. તે પોતે મદ્રાસ ગયો અને તેના ભાઈ આર્થર વેલેસ્લીને મુખ્ય સેનાપતિ બનાવ્યો. હૈદરાબાદથી ફોજ બોલાવી વેલેસ્લીએ યુદ્ધ શરૂ કર્યું. એકી વખતે બે સરહદપર લડવું ટિપુને ઘણું અઘરૂં પડ્યું. મ્હૈસૂરની પાસે માલાવલી આગળ લડાઈ થઈ. તેમાં આર્થર વેલેસ્લીએ મોટું પરાક્રમ કરી ટિપુને હરાવ્યો. ટિપુ નાસી શ્રીરંગપટ્ટણના કિલ્લામાં ભરાયો. ત્યારે આર્થર વેલેસ્લીએ આગળ વધી શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. તોપોનો મારો ચલાવી અંગ્રેજોએ શ્રીરંગપટ્ટણ જીત્યું. ટિપુ લડાઈમાં બહાદુરીથી લડતાં ગોળી વાગવાથી મરણ પામ્યો.

વેલેસ્લીએ ટિપુનું રાજ્ય ખાલસા કર્યું. પશ્ચિમ કિનારાને લગતો પ્રદેશ અંગ્રેજોએ પોતે રાખ્યો. ઇશાન કોણ તરફનો કેટલોક મુલક તેમણે મરાઠાને આપ્યો. અને બાકીનો સુમારે સાઠ લાખની ઉપજનો મુલક આગળના હિંદુ રાજાના વંશજ કૃષ્ણરાજ નામના બાળકને આપ્યો, અને તેના રક્ષણને માટે એક અંગ્રેજ ફોજ મ્હૈસૂરમાં રાખી. ટિપુના છોકરાઓને વર્ષાસન આપી વેલોરમાં રાખ્યા.

**ટિપુનો સ્વભાવ અને ગુણદોષઃ**—ટિપુ બહાદુર, સાહસિક લડવૈઓ હતો. નિઝામ અને મરાઠા સાથે દુશ્મનાવટ રાખી એ તેની મોટી મૂર્ખાઈ હતી. ટિપુમાં મુત્સદ્દીપણું ઘણું ઓછું હતું. ધર્મની બાબતમાં તેણે ઘણો જુલમ કર્યો હતો. તેથી તેની હિંદુપ્રજા તેના પર નારાજ હતી. રાજકાજની પ્રત્યેક બાબતમાં તે પોતે ધ્યાન આપતો હતો. તેને વિદ્યાનો ઘણો શોખ હતો. તેનો ગ્રંથસંગ્રહ મોટો હતો. વેલેસ્લી તે બધો કલકત્તે લઈ ગયો.

**સહાયકારી યોજના અને સેનાઃ**—બ્રિટિશ સત્તા સાર્વભૌમ કરવાના ઇરાદાથી વેલેસ્લીએ 'સહાયકારી યોજના' ની પદ્ધતિ દાખલ કરી. જે દેશી રાજા એ યોજના સ્વીકારે તે અંગ્રેજોની સાર્વભૌમ સત્તા સ્વીકારે, પોતાના રાજ્યમાં બ્રિટિશ સહાયકારી સેના રાખે અને તેના ખર્ચ પેટે રાજ્યનો કેટલોક મુલક અંગ્રેજોને સ્વાધીન કરે અને પરરાજ્ય સાથે સીધો વહેવાર ન રાખતાં અંગ્રેજો મારફત રાખે. આ યોજનાથી હિંદુસ્થાનમાં બ્રિટિશ સાર્વભૌમ સત્તા સ્થપાઈ. દેશી રાજાઓ સહાયકારી સેનાના જોર પર આપ અખત્યારીથી વર્તવા લાગ્યા, જેને પરિણામે આગળ જતાં ઘણાં દેશી રાજ્યો ખાલસા થયાં.

ઈ. સ. ૧૭૯૮ માં હૈદરાબાદનો નિઝામ અને ઈ. સ. ૧૭૯૯ માં અયોધ્યાનો નવાબ સાદતઅલ્લી આ યોજનામાં પહેલા દાખલ થયા. તેમનો દાખલો લઈ બાજીરાવ બીજાએ યશવંતરાવ હોલકરની બીકથી અંગ્રેજો સાથે ઈ. સ. ૧૮૦૨ માં વસઈની સંધિ કરી અને સહાયકારી યોજના સ્વીકારી. આ સંધિથી પેશ્વાએ સુરત જિલ્લો અંગ્રેજોને આપ્યો અને લશ્કરના ખર્ચ માટે દરવર્ષે ૨૬ લાખ રૂપીઆ આપવા કબૂલ કર્યું. હવેથી નિઝામ અને ગાયકવાડ પાસેથી પેશ્વાને મળતી વસૂલ અંગ્રેજો મારફત કરવી એવું ઠર્યું. ગાયકવાડે પણ સહાયકારી યોજના સ્વીકારી.

---

# પ્રકરણ ૨૦ મું.

## વેલેસ્લી—ઉત્તરાર્ધ.

**રાજ્યો ખાલસાઃ**—તાંજોર, કર્ણાટક અને સુરત વેલેસ્લીએ ખાલસા કર્યાં. વ્યંકોજીના વંશનો તાંજોરનો રાજા તુળાજી ઈ. સ. ૧૭૮૭ માં મરણ પામ્યો. ત્યારે તાંજોરમાં વારસાસંબંધે બખેડા થવા લાગ્યા. તેથી ઈ. સ. ૧૭૯૯ માં વેલેસ્લીએ તાંજોર ખાલસા કર્યું. તેજ સાલમાં સુરતનો નવાબ મરણ પામ્યો. તેના છોકરાને વર્ષાસન બાંધી આપી ઈ. સ. ૧૮૦૦ માં સુરત પણ વેલેસ્લીએ બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધું. કર્ણાટકનો નવાબ મહંમદઅલી ઈ. સ. ૧૭૯૫ માં મરણ પામ્યો. ત્યારે તેનો છોકરો ઉમદતઉદ્દૌલા નવાબ થયો. મહંમદઅલી અને ઉમદતઉદ્દૌલા બંને ટિપુ સાથે કાવતરાંમાં સામેલ હતા એવો પુરાવો મળવાથી કર્ણાટકનું રાજ્ય પણ ખાલસા કરવામાં આવ્યું.

**બીજો મરાઠા વિગ્રહ** ( ઈ. સ. ૧૮૦૩ ):—યશવંતરાવ હોલકરે પુણા હસ્તગત કરી બાજીરાવના પ્રતિસ્પર્ધી રાઘોબાના દત્તક પુત્ર અમૃતરાવને ગાદીએ બેસાડ્યો. વસઈની સંધિ થયા પછી આર્થર વેલેસ્લી બાજીરાવને લઈ પુણે ગયો અને તેણે અમૃતરાવને પકડી બનારસ મોકલી બાજીરાવને પેશ્વાનો અધિકાર આપ્યો.

વસઈના તહનામાંથી મરાઠા રાજ્યમાં અંગ્રેજોનો પગપેસારો થયો એ વાત હોલકર, સિંધિઆ અને ભોંસલે જેવા બળવાન મરાઠા સરદારોને ગમી નહિ. તોપણ હોલકરે સિંધિઆ અને ભોંસલે સાથે સહકાર કર્યો નહિ. તેથી વારાફરતી ત્રણેને અંગ્રેજો સહેલાઈથી હરાવી શક્યા. સિંધિઆ અને ભોંસલે તેઓના સૈન્ય સાથે નિઝામની સરહદપર પડ્યા હતા. ઈ. સ. ૧૮૦૩ ના ઑગસ્ટ મહિનામાં આર્થર વેલેસ્લી તેમની સામે ગયો. અહમદનગર લઈ તે આગળ વધ્યો. અસઈ આગળ લડાઈ થઈ તેમાં સિંધિઆ ભોંસલેની હાર થઈ. પછી વેલેસ્લીએ બરાનપુર, અસીરગઢ વગેરે સ્થળો હસ્તગત કર્યાં. ત્યારે સિંધિઆ સલાહ કરવા કબૂલ થયો. ત્યારપછી વેલેસ્લી વરાડ

પ્રાંતમાં ધૂસ્યો અને તેણે ભોંસલેને આડગામ આગળ હરાવ્યો અને ગાવિલગઢનો કિલ્લો સર કર્યો. ઉત્તર હિંદમાં પણ આ વિગ્રહ ચાલતો હતો. ત્યાં અંગ્રેજ સેનાપતિ લેકે સિંધિઆ સાથે લડી અલિગઢ, આગ્રા, અને દિલ્હી કબજે કરી લીધાં, અને શાહઆલમને પોતાના રક્ષણમાં લીધો. સિંધિઆના બીજાં લશ્કરને લેકે લાસ્વારીની લડાઈમાં હરાવ્યું. ત્યારપછી સિંધિઆ સાથે અંજનગામ અને ભોંસલે સાથે આડગામ આગળ તેણે સલાહ કરી (૧૮૦૩). સુરજી અંજનગામની સલાહની શરતથી સિંધિઆએ ગંગા અને જમના નદીની વચ્ચેનો દોઆબ પ્રાંત અંગ્રેજોને આપ્યો. નિઝામ, પેશ્વા, ગાયકવાડ અને રજપૂત રાજાઓના મુલકમાંના તેના સર્વે હક સિંધિઆએ છોડી દીધા. આડગામની સંધિથી ભોંસલેએ કટક પ્રાંત અંગ્રેજોને અને વરાડ પ્રાંત નિઝામને આપ્યો. વળી સિંધિઆ અને હોલકર બંનેએ સહાયકારી સેના પોતાના રાજ્યમાં રાખી અને ફ્રેંચોને પોતાના દરબારમાંથી દૂર કર્યા.

**ત્રીજો મરાઠા વિગ્રહ** (૧૮૦૪-૧૮૦૫):—અંગ્રેજો જ્યારે બીજા મરાઠા વિગ્રહમાં સિંધિઆ અને ભોંસલે સાથે લડવામાં ગૂંથાયા હતા ત્યારે હોલકર માળવા અને રજપૂતાનામાં ધાંધલ કરતો હતો. હોલકરને દાબી દીધા વિના શાંતિ પથરાવાની નથી એમ સમજી જઈ વેલેસ્લીએ હોલકર સાથે પણ લડાઈ જાહેર કરી. સેનાપતિ લેકે હોલકરને હરાવી પાછો હઠાવ્યો. પછી વર્ષાઋતુ બેસતાં કર્નલ મૉનસનને સરદારી આપી લેક કાનપુર ગયો. લેકના ગયા પછી કર્નલ મૉનસન વિચાર કર્યા વિના હોલકરના મુલકમાં ધૂસ્યો. હોલકરના સૈન્ય જેવા શિસ્ત કવાયદી સૈન્ય સામે લડવા માટે જે અને જેટલી યુદ્ધસામગ્રી જોઈએ તે મૉનસન પાસે નહોતી. અને વખતસર જોઈતી મદદ ન આવી મળવાથી મૉનસનને પાછા હઠવું પડ્યું. તે પાછો ફર્યો કે હોલકર તેની પૂઠે લાગ્યો. કોટાની દક્ષિણે મુકુંદ્રાની સાંકડી ખીણમાં હોલકરે મૉનસનને પકડી પાડી તેના લશ્કરને ખાખાવીખી કરી નાંખ્યું. મૉનસન જીવ લઈને નાઠો અને મહામુસીબતે જેમ તેમ કરી આગ્રે જઈ પહોંચ્યો. હોલકરની આ ધડાધડી જોઈ ભરતપુરનો જાટ રાજા સુરજમલ હોલકરને મળ્યો. પછી તેઓ બંને દિલ્હીપર ચઢી ગયા. સેનાપતિ લેક તેમની સામે થયો. ફરૂકાબાદની લડાઈ થઈ તેમાં હોલકર હાર્યો. પછી લેકે દિગની લડાઈમાં સુરજમલને હરાવી દિગનો કિલ્લો જીતી લીધો, અને પછી ભરતપુરના કિલ્લાને ઘેરો નાંખ્યો. ભરત-


મરાઠા અને અંગ્રેજ
વચ્ચે યુદ્ધો બતાવનારો
નકશો
× યુદ્ધોના ઠેકાણાં
દિલ્લી
રામપૂર
અલિગઢ
લાસવારી
ડીગ
ભરતપૂર
આગ્રા
ફરૂકાબાદ
ચંબલ નદી
નર્મદા નદી
ઇંદૂર
ભડોચ
અશીરગઢ
ગાવિલગઢ
નાગપૂર
બર્‍હાણપૂર
આરગાંવ
સુરજીઅંજનગાંવ
સુરત
તાપી ન.
અસઈ
ઔરંગાબાદ
દેવગાંવ
ગોદાવરી ન
અહમદનગર
આષ્ટી
વડગાંવ
કોરેગાંવ
પુણે
મુંબઈ

પુરના કિલ્લાની જાડી દિવાલ માટીની હતી તેથી તોપના ગોળા તેપર કંઈ અસર કરી શકયા નહિ. તોપણ હાલહવાલ થઈ ગયેલો સુરજમલ સલાહ કરવા તૈયાર થયો.

આ યુદ્ધોમાં ખર્ચ ઘણો થયો હતો. તેમજ મૉનસનની થયેલી ફજેતીની વાત ઇંગ્લંડ પહોંચી હતી. ત્યાંથી યુદ્ધ બંધ કરવાનો વેલેસ્લીપર હુકમ આવ્યો. તે પ્રમાણે યુદ્ધ બંધ કરી વેલેસ્લી વિલાયત ગયો. દરમ્યાન સિંધિઆ હોલકરસાથે મળી ગયો. ત્યારે તેનું ગ્વાલીઅર પાછું આપી અંગ્રેજોએ તેને સમજાવી લીધો. અને પછી લેકે હોલકરની પૂઠ પકડી. પણ ઇંગ્લંડથી આવેલા હુકમપ્રમાણે લડાઈ બંધ થઈ. તેથી લેકને પાછા ફરવું પડ્યું અને હોલકર સાથે સલાહ થઈ. તેમાં હોલકરને તેનો ઘણોખરો મુલક પાછો મળ્યો ( ૧૮૦૫ ).

**સ્વભાવ અને યોગ્યતાઃ**—ક્લાઇવ અને હેસ્ટિંગ્સ પ્રમાણે વેલેસ્લીએ પણ કંપની સરકારના મુલકમાં વધારો કર્યો. તેનો રાજકારભાર ઝમકદાર હતો. સહાયકારી યોજનાથી તેણે અંગ્રેજી સત્તાને હિંદુસ્થાનમાં શ્રેષ્ઠ બનાવી. એકવાર ધોરણ નક્કી કર્યા પછી તે તેને ચીવટપણે વળગી રહી નિશ્ચયથી કામે લાગતો. તેના હાથનીચે તાલીમ લઈ માલ્કમ અને એલ્ફિન્સ્ટન જેવા સેનાપતિ અને મુત્સદ્દી બહાર પડ્યા.

---

# પ્રકરણ ૨૧ મું.

## લૉર્ડ મિંટો ( ૧૮૦૭–૧૮૧૩ ).

**કૉર્નવૉલિસ અને બાર્લો** ( ૧૮૦૫–૧૮૦૬ ):—વેલેસ્લી પછી અનુભવી લૉર્ડ કૉર્નવૉલિસ બીજીવાર ગવર્નર જનરલ થઈને આવ્યો. તેણે આવી ઈ. સ. ૧૮૦૫ માં સિંધિઆ સાથે સલાહ કરી. પછી થોડા વખતમાં એનું મૃત્ય થવાથી કાઉન્સિલનો સૌથી જૂનો સભ્ય સર જ્યૉર્જ બાર્લો કામચલાઉ ગવર્નર જનરલ થયો. તેણે હોલકર સાથે નમતું મૂકવાથી તે અને સિંધિઆ રજપૂતાનામાં ફાવે તેમ વર્તવા લાગ્યા. બાર્લોના વખતમાં લશ્કરમાં નવી જાતનો પહેરવેષ દાખલ કર્યાથી વેલોરના લશ્કરી સિપાઇ-

ઓએ બંડ કર્યું. ટિપુ સુલતાનના છોકરા અને કુટુંબીઓ વેલોરમાંજ રહેતા હતા. તેથી બંડખોરોને ઉત્તેજન મળ્યું. તેઓએ લશ્કરી અમલદારોને ઠાર કર્યા. આ બંડ તાબડતોબ બેસાડી દેવામાં આવ્યું અને ટિપુના કુટુંબીઓને કલકત્તે રાખવામાં આવ્યા.

**દેશમાં શાંતિઃ**—બાર્લો પછી ઈ. સ. ૧૮૦૭ માં લૉર્ડ મિંટો ગવર્નર જનરલ થઈ આવ્યો. વેલેસ્લી પ્રમાણે તે પણ અહીંની પરિસ્થિતિથી સારીરીતે વાકેફ હતો. આ વખતે હિંદુસ્થાનમાં રાજકીય વાતાવરણ શાંત હતું. સિંધિઆ અને હોલકરના રાજ્યમાં સહાયકારી સેના રહેતી હતી. વળી એ અરસામાં ઈ. સ. ૧૮૧૧ માં યશવંતરાવ હોલકર મરણ પામ્યો. એટલે અંગ્રેજો નિર્ભય થયા. બીજે કોઈ ઠેકાણે બખેડા થવાનો સંભવ નહોતો.

**સરહદપરનો મામલોઃ**—આમ દેશમાં શાંતિ હતી ત્યારે મિંટોની કારકિર્દીમાં વાયવ્ય સરહદનો મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો. દિલ્હીમાં અંગ્રેજોની સત્તા ચાલુ થયાથી સતલજની ઉત્તર તરફના સ્વતંત્ર શીખ રાજ્યોનો અંગ્રેજોને સમાગમ થયો. વળી યુરોપમાં ફ્રાન્સનો પાદશાહ નેપોલીઅન અને રશીઆનો ઝાર મળી જવાથી અંગ્રેજોને તેમના તરફની ચિંતા ઉત્પન્ન થઈ. રશીઆનું રાજ્ય મધ્યએશિઆ સુધી લંબાયું હતું. નેપોલીઅન અને ઝાર બંને ઈરાન અને અફગાનિસ્તાનમાં થઈ હિંદુસ્થાનપર ચઢી આવે એવો સંભવ હતો. તેથી ઈરાન, અફગાનિસ્તાન અને પંજાબના રાજ્યકર્તાઓને મેળવી લઈ પોતાના કરી લેવાની મિંટોને ફરજ પડી.

**પરદેશો સાથે દોસ્તીની સંધિઃ**—મિંટોએ સર જૉન માલકમ જેવા અનુભવી અમલદારને ઈરાનના શાહ પાસે એલચી તરીકે મોકલ્યો. તેણે શાહ સાથે દોસ્તીનો કરાર કર્યો. શીખ રાજા રણજીતસિંગની લશ્કરી તૈયારી પહેલા નંબરની હતી. મિંટોએ રણજીતસિંગ પાસે સર ચાર્લ્સ મેટકાફને મોકલ્યો. તેણે ઈ. સ. ૧૮૦૯ માં રણજીતસિંગ સાથે અમૃતસરમાં કોલ કરાર કર્યા. એ કરાર પ્રમાણે સતલજ નદીની દક્ષિણે મુલક નહિ લેવાનું અને રશીઆ સાથે મળી નહિ જવાનું રણજીતસિંગે વચન આપ્યું. કાબુલના દરબારમાં મિંટોએ મૉનસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનને મોકલ્યો. પણ તે વખતે અફગાનિસ્તાનમાં બખેડા ચાલતા હોવાથી એલ્ફિન્સ્ટનને પેશાવર

પાછા આવવું પડ્યું. આ પ્રમાણે આગળ જતાં હિંદુસ્થાનના ઇતિહાસમાં આ સરહદપરનાં રાજ્યો સાથે જે ધડાધડી થવાની હતી તેનાં બી મિંટોની કારકિર્દીમાં રોપાયાં.

**સનદની ફરી તપાસઃ**—વીસ વર્ષ પૂરાં થવાથી ઈ. સ. ૧૮૧૩ માં ઇસ્ટ ઇંડિઆ કંપનીની સનદ તાજી કરી આપવાનો પ્રસંગ આવ્યો. નવી સનદમાં હિંદુસ્થાન સાથેનો વેપાર સર્વ અંગ્રેજોને માટે ખુલ્લો મૂકવામાં આવ્યો. ખ્રિસ્તી પાદરીઓને હિંદુસ્થાન આવવાની રજા આપવામાં આવી. અને પહેલીજ વાર કંપની સરકારને દેશીઓને કેળવણી આપવાનો ખર્ચ કરવાની ફરજ પાડવામાં આવી.

---

# પ્રકરણ ૨૨ મું.

## માર્કિવસ હેસ્ટિંગ્સ (૧૮૧૩–૧૮૨૩).

### પૂર્વાર્ધ.

**'તટસ્થ' ધોરણમાં ફેરફારઃ**—લૉર્ડ મિંટો પછી માર્કિવસ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ નીમાઈ આવ્યો. તેણે યુરોપ અને અમેરિકામાં લશ્કરી અનુભવ ઠીક મેળવ્યો હતો. ગયા સાત આઠ વર્ષ દરમ્યાન કંપનીનું ધોરણ તટસ્થપણાંનું હોવાથી ગુરખા અને પિંઢારા લોક તોફાન કરવા લાગ્યા હતા. તેથી તેમને દાબી દેવાની હેસ્ટિંગ્સને ફરજ પડી.

**ગુરખા લોકની હુલ્લડાઈઃ**—અરાઢમા સૈકાની શરૂઆતમાં કાશ્મિરની ગુરખા નામની તીખી પ્રજા નેપાળમાં જઈ સત્તાધીશ થઈ. નેપાળ પહાડી પ્રદેશ હોવાથી તે દેશપર સ્વારી કરવી એ સહેલું કામ નહોતું. નેપાળ સાથે કંપનીનો વેપાર ચાલતો હતો. કંપનીના મુલકપર સ્વારી કરી કેટલોક મુલક ગુરખા લોકે જીતી લીધો તેથી હેસ્ટિંગ્સને તેમની સામે લડાઈ જાહેર કરવી પડી.

**નેપાલનો વિગ્રહઃ**—આ વિગ્રહ ઇ. સ. ૧૮૧૪ થી ૧૮૧૬ સુધી ચાલ્યો. અંગ્રેજોએ એ ત્રણ વર્ષમાં નેપાળ પર ત્રણ સ્વારીઓ કરી. હેસ્ટિંગ્સે

પૂર્વ અને પશ્ચિમ બંને બાજુએથી હુમલા મોકલ્યા. ઈ. સ. ૧૮૧૪ ની પહેલી સ્વારીમાં તોપના મારાથી અંગ્રેજોએ કુલુંગનો કિલ્લો સર કર્યો. પણ એ કિલ્લો સર કરતાં ઘણા માણસોની ખુવારી થઈ અને અંગ્રેજ સેનાપતિ પણ માર્યો ગયો. જયકટના કિલ્લા આગળ બીજી લડાઈ થઈ. તેમાં ગુરખા લોકની જીત થઈ. ઈ. સ. ૧૮૧૫ ની બીજી સ્વારીમાં હેસ્ટિંગ્સે એક વધુ સૈન્ય કુમાઉન પ્રાંત પર મોકલ્યું. આ વખતે પશ્ચિમ તરફથી સર ડૅવિડ ઑકટરલોની આગળ ધસ્યો અને તેણે માલોનનો કિલ્લો કબજે કર્યો. ઈ. સ. ૧૮૧૬ ની ત્રીજી સ્વારીમાં ઑકટરલોની નેપાળની રાજ્યધાની ખાટમાંડુ પર ચઢી ગયો. મકવાનપુર આગળ લડાઈ થઈ. તેમાં ગુરખાઓની સજ્જડ હાર થઈ એટલે નેપાળ સરકાર સલાહ કરવા કબૂલ થઈ.

**સિગાવલીની સંધિ** ( ૧૮૧૬ ):—સિગાવલી મુકામે કરાર થયા. તેમાં સિક્કીમના રાજ્યનું સ્વાતંત્ર્ય નેપાળ સરકારે કબૂલ રાખ્યું અને ખાટમાંડુમાં અંગ્રેજ એલચી રાખવા હા પાડી. આ સંધિથી સિમલા, નૈનિતાલ વગેરે ટંડકવાળા હવાખાવાનાં સ્થળો અંગ્રેજોને મળ્યાં. બંને પક્ષકારોની સરહદ નક્કી થવાથી ટંટા થવા બંધ પડ્યા. ત્યારપછી શૂરા અને નિમકહલાલ ગુરખા લોકની અંગ્રેજના સૈન્યમાં ભરતી થવા લાગી.

**પિંઢારાઓ સાથે યુદ્ધ** ( ૧૮૧૭–૧૮૧૮ ):—આ લોકોનાં મુખ્ય રહેવાનાં ઠેકાણાં માળવા અને રજપૂતાના હતાં. તેઓનો ધંધો ધાડ અને લૂંટફાટનો હતો. તેઓ ઘોડાપરજ સ્વારી કરતા. તેઓ એક સ્થળે લૂંટ કરી ઘણા માઇલની મજલ કરી જતા. મોગલ શહેનશાહતની પડતીના સમયમાં પિંઢારાની સંખ્યા ઘણી વધી ગઈ હતી, અને તેઓનું જોર પણ ઘણું વધી ગયું હતું. સિંધિઆ અને હોલકરની તેમને મદદ હતી. અને સિંધિઆ હોલકરને લૂંટમાં ભાગ પણ મળતો હતો. ચિતુ, કરીમખાન અને અમીરખાન પિંઢારાના સરદારો હતા. અંગ્રેજો ગુરખાઓ સાથે લડવામાં રોકાયા હતા ત્યારે આ પિંઢારા લોકોએ ઘણો ત્રાસ વર્તાવ્યો હતો. તેથી ગુરખાઓ સાથે જ્યારે સલાહ થઈ ત્યારે હેસ્ટિંગ્સે પિંઢારાનો નાશ કરવાનો ઠરાવ કર્યો. પ્રથમ તો તેણે સિંધિઆ, હોલકર અને રજપૂતોને સમજાવી લઈ તેમને પિંઢારાઓને આશ્રય આપતા બંધ કર્યા. હેસ્ટિંગ્સે એક પ્રચંડ

ફોજ ઉભી કરી અને સિંધિઆને સમજાવી તેની ફોજની પણ મદદ લીધી. ચારે તરફથી સૈન્યો મોકલી હેસ્ટિંગ્સે પિંઢારાઓને માળવામાં ઘેરી લીધા. છેવટે ઘણા પરેશાન થવાથી અમીરખાન વગેરે સરદારો હેસ્ટિંગ્સને શરણે આવ્યા. તેણે તેમને જાગીર આપી સંતોષ્યા. રજપૂતાનામાં ટાંકનો નવાબ આ અમીરખાનનો વંશજ છે. ચિતુ શરણે ન આવતાં જંગલમાં નાસી ગયો. એવું કહેવાય છે કે જંગલમાં તેને વાઘે ફાડી ખાધો. આ પ્રમાણે પિંઢારાનો નાશ થયે માળવામાં શાંતિ પથરાઈ.

---

# પ્રકરણ ૨૩ મું.

## માર્ક્વિસ હેસ્ટિંગ્સ.

## ઉત્તરાર્ધ.

**ચોથો મરાઠા વિગ્રહ** ( ૧૮૧૭–૧૮૧૮ ):—અંગ્રેજો સાથે વસઈની સંધિ કરવા માટે બાજીરાવને પશ્ચાતાપ થતો હતો. ત્રિંબકજી ડેંગલેની શિખામણથી તે અંગ્રેજો સામે દ્વેષભાવ રાખવા લાગ્યો. અંગ્રેજો જ્યારે ગુરખા અને પિંઢારાલોક સાથે લડવામાં ગૂંથાયા હતા ત્યારે બાજીરાવના મસલતદારો વધારે ખટપટ કરવા લાગ્યા. આ અરસામાં ગાયકવાડનો વકીલ ગંગાધર શાસ્ત્રી પટવર્ધન અંગ્રેજો મારફત દેવાંનો નિકાલ કરવા પુણે આવ્યો. પુણેથી તે બાજીરાવ અને ત્રિંબકજી સાથે પંઢરપુર ગયો. ત્યાં તેનું ખૂન થયું. આ ખૂન માટે અંગ્રેજોને ત્રિંબકજીપર વહેમ ગયો. બાજીરાવે ત્રિંબકજીને અંગ્રેજોને સ્વાધીન કર્યો. પણ તેમના હાથમાંથી છટકી જઈ ત્રિંબકજી ખાનદેશમાં ગયો અને ત્યાં તોફાન જગાવવા લાગ્યો. બાજીરાવ તેને મદદ કરે છે એવો અંગ્રેજોને વહેમ જવાથી તેઓએ નવી સંધિ કરી. એ સંધિથી બાજીરાવનો અધિકાર ઘણો મર્યાદિત થયો. આ નવી સંધિ બાજીરાવે ઘણી નાખુશીથી કબૂલ કરી.

**પેશ્વાઈનો અંતઃ** ( ૧૮૧૮ ):—આ સંધિ પછી તરતજ સિંધિઆ, હોલકર, ભોંસલે વગેરે સરદારો સાથે મસલત કરી બાજીરાવે પોતાના સેનાપતિ

બાપુ ગોખલે પાસે અંગ્રેજ વકીલપર હુમલો કરાવ્યો. લડવા માટે બાજીરાવની પૂરી તૈયારી નહોતી. લડાઈ શરૂ થતાંજ બાજીરાવ તો નાઠો. પણ શૂરો સેનાપતિ બાપુ ગોખલે અંગ્રેજો સામે ખડકી, કોરેગામ અને અષ્ટેની ત્રણ લડાઈ લાગલગટ લડ્યો. ત્રિંબકજી તેની મદદમાં હતો. છેલ્લી લડાઈમાં બાપુ ગોખલે માર્યો ગયો. આખરે નર્મદા ઓળંગી બાજીરાવ સેનાપતિ માલ્કમને શરણે ગયો. અંગ્રેજોએ પેશ્વાનો તમામ મુલક ખાલસા કરી બાજીરાવને વર્ષે આઠ લાખ રૂપીઆનું પેનશન આપી કાનપુરપાસે બિથૂરમાં રાખ્યો. પછી ત્રિંબકજી પકડાયો તેને ચુનારગઢમાં કેદ રાખ્યો.

**હોલકરની હારઃ**—યશવંતરાવ હોલકરનો છોકરો નાની ઉંમરનો હતો તેથી રાણી તુલસીબાઈ કારભાર કરતી હતી. તુલસીબાઇનું પિંઢારાસાથેનાં યુધ્ધમાં ખૂન થયું હતું. પછી હોલકરનું સૈન્ય અંગ્રેજ વિરુદ્ધ ઉઠ્યું. મહિદપુર આગળ લડાઈ થઈ. તેમાં હોલકરનું સૈન્ય હાર્યું. ઈ. સ. ૧૮૧૮ માં મંડળેશ્વરની સંધિથી હોલકરનો ઘણો મુલક ખાલસા થયો.

**ભોંસલેસાથે લડાઈઃ**—ઈ. સ. ૧૮૧૭ માં રઘૂજી ભોંસલે મરણ પામ્યો ત્યારે તેનો ભત્રીજો આપાસાહેબ ગાદીપર આવ્યો. અંગ્રેજો જ્યારે પેશ્વા અને હોલકર સાથે લડવામાં રોકાયા હતા ત્યારે આપાસાહેબે સિતાબર્ડિની અંગ્રેજી છાવણીપર હુમલો કર્યો. પણ નાગપુર અને જબલપુરની લડાઈમાં તેની હાર થઈ. ઘણો મુલક આપી તેણે અંગ્રેજોસાથે સલાહ કરી. પણ તેણે કાવતરાં ચાલુ રાખવાથી અંગ્રેજોએ તેને ઉઠાડી બાજીરાવ ભોંસલેને ગાદીપર બેસાડ્યો.

**હેસ્ટિંગ્સના સુધારાઃ**—તેણે રસ્તા અને પુલો બંધાવી મુસાફરી માટે સારી વ્યવસ્થા કરી હતી. તેણે દેશીઓને રાજ્યની નોકરીમાં રાખવા માંડ્યા. વર્તમાનપત્રોને ટીકા કરવાની છૂટ આપી. મરાઠા, ગુરખા, પિંઢારા વગેરેને દાબી દઈ કંપનીની સત્તા સર્વોપરી કરી વેલેસ્લીએ આરંભેલું કામ તેણે સંપૂર્ણ કર્યું.

---

# પ્રકરણ ૨૪ મું.

## લૉર્ડ ઍમ્હર્સ્ટ ( ૧૮૨૩–૧૮૨૮ ).

**બ્રહ્મી વિગ્રહનાં કારણઃ**—હેસ્ટિંગ્સ પછી લૉર્ડ ઍમ્હર્સ્ટ ગવર્નર જનરલ નીમાઈ આવ્યો. અરાઢમાં સૈકામાં બ્રહ્મદેશમાં એકછત્રી રાજ્ય સ્થપાઈ ચૂક્યું હતું, અને બ્રહ્મીલોકની સત્તા ઘણી વધી ગઈ હતી. બંગાળાની પૂર્વ સરહદે લાગેલા આસામ, મણિપુર, કાચર અને આરાકાન પ્રાંતો ઈ. સ. ૧૮૨૨ પછી એક પછી એક બ્રહ્મીલોકોએ જીતી લીધા હતા. આમ તેમની સરહદ બંગાળાને લાગેલી થવાથી કંપની સરકાર સાથે તેમને કજીઆ થવા લાગ્યા. છેવટે આરાકાનના કિનારા પાસે આવેલો અંગ્રેજોનો શાહપુરી બેટ બ્રહ્મીલોકે હસ્તગત કરી લીધો. ત્યારે ઍમ્હર્સ્ટે બ્રહ્મદેશ સામે લડાઈ જાહેર કરી.

**યુદ્ધવર્ણનઃ**—આસામ, આરાકાન અને રંગૂન એમ ત્રણ બાજુએથી ત્રણ સૈન્યો ઍમ્હર્સ્ટે બ્રહ્મદેશમાં મોકલ્યાં. આસામ અને આરાકાન ડુંગરી અને અપરિચિત મુલક હોવાને લીધે અંગ્રેજોનાં ઘણાં માણસ માર્યાં ગયાં અને તેમને પાછા હઠવું પડ્યું. સેનાપતિ આર્ચિબૉલ્ડ કૅમ્પબેલ સમુદ્ર માર્ગે રંગૂન ગયો. તેણે રંગૂન જીતી લીધું અને ઇરાવતીને કાંઠે કાંઠે તે આગળ વધ્યો. ડોનાબૂ આગળ બ્રહ્મીલોક સાથે લડાઈ થઈ. તેમાં બ્રહ્મીલોકની હાર થઈ અને તેમનો સરદાર મહાબંદુલા માર્યો ગયો. ત્યાંથી આગળ વધી અંગ્રેજોએ પ્રોમ શહેર જીતી લીધું. ત્યારપછી બીજી લડાઈ પાઘણ આગળ થઈ. તેમાં પણ બ્રહ્મીઓ હાર્યા. ત્યારે બ્રહ્મીરાજાએ ઈ. સ. ૧૮૨૬ માં અંગ્રેજો સાથે યેંદાબૂની સંધિ કરી. આ સંધિથી આસામ, આરાકાન અને તેનાસરીમ પ્રાંતો અને યુદ્ધના ખરચ બદલ ત્રણ કરોડ રૂપીઆ અંગ્રેજોને મળ્યા. વળી અંગ્રેજોનો વકીલ પણ બ્રહ્મી દરબારમાં રહેવા લાગ્યો. આસામ મળવાથી અંગ્રેજોને ઘણો લાભ થયો. ત્યાં અંગ્રેજોએ ચાના બગીચા બનાવ્યા છે.

**બરાકપુરનું બંડ ( ૧૮૨૪ ):**—સમુદ્ર ઓળંગવાથી ભ્રષ્ટ થવાય એવા વહેમથી બરાકપુરના હિંદુ સિપાઈઓએ બ્રહ્મી યુદ્ધ વખતે રંગૂન જવાની

ના પાડી હતી અને તેઓએ બંડ કર્યું હતું. તોપનો મારો ચલાવીને બંડ શમાવી દેવામાં આવ્યું.

**ભરતપુરનો ઘેરો ( ૧૮૨૬ ):**—ભરતપુર અને દિગના બે મજબૂત કિલ્લા બાંધી જાટ રાજા સુરજમલે પોતાનાં રાજ્યને બળવાન બનાવ્યું હતું. સુરજમલ પછી ગાદીને માટે બે પિતરાઈ ભાઈઓ વચ્ચે તકરાર થઇ. બળવંતસિંગ નામના એક ભાઈનો પક્ષ લઈ અંગ્રેજોએ ભરતપુરને ઘેરો ઘાલ્યો. તોપોનો મારો કિલ્લાપર કંઈ અસર ન કરી શકયો ત્યારે સુરંગથી કિલ્લાને ઉડાવી દેવામાં આવ્યો. અંગ્રેજોએ ભરતપુર સર કર્યું અને બળવંતસિંગને ગાદીપર બેસાડ્યો. આ યુદ્ધથી ચારે દિશામાં અંગ્રેજોની છાપ પડી.



ભરતપુરનો કિલ્લો.

ઍમ્હર્સ્ટના વખતથી ગવર્નર જનરલો ઉનાળામાં સિમલે રહેવા લાગ્યા. લૂંટફાટ કરનારા ભીલ લોકોને સુધારવા માટે ઍમ્હર્સ્ટે ભીલ લોકનાં ખાસ સંસ્થાન સ્થાપ્યાં હતાં.

# પ્રકરણ ૨૫ મું.

## લૉર્ડ વિલિઅમ બૅંટિક (૧૮૨૮–૧૮૩૫).

**કારકિર્દીનું સ્વરૂપઃ**—ઍમ્હર્સ્ટ પછી લૉર્ડ વિલિઅમ બૅંટિક ગવર્નર જનરલ થયો. તેની કારકિર્દીમાં દેશમાં શાંતિ હતી. એ સમયમાં ઇંગ્લંડમાં ઘણા રાજકીય અને સામાજિક સુધારા થયા. તેની અસર કંપનીના કારભારપર પણ થઈ. રશિઆની સરહદ ઈરાન અને અફ્ગાનિસ્થાનને લાગેલી હતી. તેથી રશિઆ તરફથી હિંદુસ્થાનપર હુમલો આવવાની ભીતિ અંગ્રેજોને લાગવા માંડી. તેથી સિંધના અમીર અને શીખરાજા રણજીતસિંગ જોડે નવી સંધિ કરવામાં આવી.



લૉર્ડ વિલિઅમ બૅંટિક

**મ્હૈસૂર અને કૂર્ગની વ્યવસ્થાઃ**—દેશી રાજાઓ સહાયકારી સૈન્યના જોરે પોતાની પ્રજાપર જુલમ કરતા થયા હતા તેથી તેમની સાન ઠેકાણે લાવવાની જરૂર માલમ પડી. મ્હૈસૂરનો રાજા કૃષ્ણરાજ અવ્યવસ્થિતપણે રાજ ચલાવતો હતો તેથી ત્યાંનો કારભાર બૅંટિકે પોતાના હાથમાં લીધો. તેમજ કૂર્ગના જુલમી રાજાને પદચ્યુત કરી તે રાજ્યને બૅંટિકે ખાલસા કર્યું.

**સુધારાઃ**—બૅંટિકે જાતજાતના સુધારા દાખલ કર્યા. ન્યાયકચેરીનું કામ હવેથી ફારસી ભાષાને બદલે દેશી ભાષામાં ચાલવા લાગ્યું. તેણે દેશીઓને તેમની લાયકાત પ્રમાણે મુલ્કી અને ન્યાય ખાતામાં નોકરીએ રાખવા

માંડ્યા. સરકારની ઉપજ વધારવા માટે બેંટિંકે અફીણ વેચવાના ઇજારા આપવા માંડ્યા. ઈ. સ. ૧૮૨૯ માં સતી થવાનો રિવાજ તેણે બંધ પાડ્યો. તે કાળમાં કાલીદેવીના ભકત ઠગ લોકો પ્રવાસીઓને ફાંસો નાંખી મારી નાંખતા હતા અને લૂંટી લેતા હતા. તે લોકોનો નાશ કરી બેંટિંકે પ્રજાનું રક્ષણ કર્યું. ઈ. સ. ૧૮૩૩ ની સાલથી શાળાઓમાં અંગ્રેજી ભાષાદ્વારા પાશ્ચાત્ય ધોરણપર કેળવણી આપવાની શરૂઆત થઈ.

**કંપનીની નવી સનદઃ**—ઈ. સ. ૧૮૩૩ માં કંપનીની સનદ નવી કરી આપવાનો પ્રસંગ આવ્યો. આ સનદથી ચીન સાથેનો વેપાર સર્વેને માટે ખુલ્લો મૂકવામાં આવ્યો. એટલે કંપનીનું વેપારી સ્વરૂપ નષ્ટ થયું અને એકલું રાજકીય સ્વરૂપ રહ્યું. વિલાયતની સરકાર પ્રમાણે કંપની સરકારને પણ ગુલામગીરીનો રિવાજ બંધ કરવો પડ્યો.

**નવા દોસ્તીના કરારઃ**—બેંટિંકે સિંધના અમીર અને પંજાબના રણજીતસિંગસાથે દોસ્તીના નવા કરાર કર્યા. આ કરારથી સિંધના અમીરે અંગ્રેજોને સિંધુ નદીને માર્ગે વેપાર કરવાની છૂટ આપી. ઈ. સ. ૧૮૩૦ માં બેંટિંકે સતલજ નદીને કિનારે એક દરબાર ભરી રણજીતસિંગની મુલાકાત લીધી, અને તેની સાથે દોસ્તીના નવા કરાર કર્યા. અફગાનિસ્તાનનો પદભ્રષ્ટ થયેલો અમીર શાહસુજા લુધીઆણામાં રહેતો હતો. બેંટિંકે રણજીતસિંગ પાસે તેને મદદ અપાવી પોતાના પક્ષનો કરી લીધો. આવી રીતે સિંધ, પંજાબ અને અફગાનિસ્તાન સાથે અંગ્રેજોને સંબંધ બંધાયો.

**બેંટિંકની યોગ્યતાઃ**—દોસ્તીના કરાર કરી બેંટિંકે સરહદના રક્ષણ માટે વ્યવસ્થા કરી. રાજકારભારમાં પણ યોગ્ય ફેરફાર કરી તેણે લોકનું હિત સાધ્યું. સામાજિક અને શિક્ષણવિષયક સુધારા કરી તેણે લોકની ઉન્નતિ કરી. તેણે દાખલ કરેલા સુધારા માટે તેનું નામ હિંદુસ્થાનમાં ચિરસ્મરણીય થયું છે.

---

# પ્રકરણ ૨૬ મું.

## લૉર્ડ ઑકલંડ ( ૧૮૩૬-૧૮૪૨ ).

**સર ચાર્લ્સ મેટકાફ ( ૧૮૩૫-૧૮૩૬ ):**—બૅંટિક પછી સર ચાર્લ્સ મેટકાફે એક વર્ષ કારભાર ચલાવ્યો. મેટકાફ અનુભવી અને ઉદાર વૃત્તિનો હતો. કંપની સરકારે વખતોવખત કાયદા કરી વર્તમાનપત્ર અને છાપખાનાંની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકયા હતા. સરકારના કારભારપર ટીકા થયા વિના તેના ગુણદોષ બહાર આવી શકતા નથી એવો મેટકાફનો મત હતો. તેથી ઈ. સ. ૧૮૩૫ માં તેણે છાપખાનાંની છૂટનો કાયદો કર્યો. એ કાયદો ઇંગ્લંડની સરકારને નાપસંદ પડવાથી મેટકાફે રાજીનામું આપ્યું.

મેટકાફ પછી ઇંગ્લંડની સરકારે લૉર્ડ ઑકલંડને ગવર્નર જનરલ કરી મોકલ્યો. તે સામાન્ય બુદ્ધિનો માણસ હતો. ઇંગ્લંડના રાજ્યતંત્રીઓના હુકમ પ્રમાણે રશિઆ વિરુદ્ધ વર્તવા તે તૈયાર હતો. રશિઆની બીકથી તેણે અફગાનિસ્તાન સાથે યુદ્ધ આરંભ્યું અને કંપનીને નાહક ખર્ચમાં નાંખી.

**સરહદની પારસ્થિતિઃ**—યુરોપમાં આ વખતે ફ્રેંચોની સંપૂર્ણ હાર થઈ હતી તેથી હવે તેમના તરફની ભીતિ ટળી હતી. પણ રશિઅન સરકાર આ વખતે ઇરાન અને અફગાનિસ્તાનની સરહદ ઉપર ધમપછાડ કરી રહી હતી. તેથી સરહદ તરફ લક્ષ આપવાની જરૂર હતી. ઇરાનમાંથી અફગાનિસ્તાનમાં ઘૂસવાનો માર્ગ હેરાત શહેર પાસેથી હતો. અફગાનિસ્તાનમાંથી હિંદુસ્તાનમાં આવવાના બે માર્ગ છે. એક જલાલાબાદથી ખૈબર ઘાટમાં થઈ પેશાવરને રસ્તે પંજાબમાં દાખલ થવાનો, અને બીજો કંદહારથી કવેટાને માર્ગે બોલન ઘાટમાં થઈ સિંધમાં દાખલ થવાનો. પંજાબમાં રણજીતસિંગ બળવાન હોવાને લીધે ત્યાંથી સ્વારી આવવાની બીક નહોતી. પણ સિંધના અમીરો નબળા હોવાને લીધે તે તરફ લક્ષ આપવાની જરૂર હતી.

**અફગાનિસ્તાનમાં ક્રાંતિઃ**—ઈ. સ. ૧૭૭૩ માં અહંમદશાહ અબદલી મરણ પામ્યો. ત્યારે તેનો પૌત્ર ઝમાનશાહ અમીર થયો. ઈ. સ. ૧૮૧૦ માં તેનો વઝીર ફત્તેખાન તેની આંખો ફોડી નાંખી તેને પદભ્રષ્ટ કરી ગાદી

પચાવી પડ્યો. ત્યારે ઝમાનશાહ અને તેનો ભાઈ શાહસુજા અંગ્રેજોના આશ્રયમાં આવી રહ્યા. પછી ફત્તેખાનનું ખૂન થયું ત્યારે તેનો ભાઈ દોસ્તમહંમદ ગાદીપર આવ્યો. શાહસુજા અને દોસ્તમહંમદની ભાંજગડમાં વચ્ચે પડી રશિઆનો ઝાર, ઈરાનનો શાહ, પંજાબનો રણજીતસિંગ અને અંગ્રેજો પોતપોતાનું હિત સાધવા મથી રહ્યા હતા.

**દોસ્તમહંમદની રાજ્યનીતિઃ**—ઈ. સ. ૧૮૨૮ માં ઈરાનના શાહે રશિઆ સાથે કોલકરાર કરી હેરાતને ઘેરો નાંખ્યો. શાહસુજાએ રણજીત-સિંગની મદદ લઈને દોસ્તમહંમદપર બે સ્વારીઓ કરી. પરંતુ તેમાં તે સફળ થયો નહિ. મદદના બદલામાં રણજીતસિંગ પેશાવર પ્રાંત પચાવી પડ્યો. હેરાત અને પેશાવર પાછાં મેળવવા દોસ્તમહંમદને મદદની જરૂર હતી. રશિઆનો એલચી દોસ્તમહંમદની દોસ્તી માટે ઉત્સુક તો હતોજ. એ બાબતમાં દોસ્તમહંમદે રશિઆ અને અંગ્રેજ બંને સાથે સંદેશા ચલાવ્યા.

**શાહસુજાને મદદ: લાહોરનું તહનામું:**—ઑકલંડ સામે મોટું સંકટ આવી ઉભું. રણજીતસિંગ મિત્ર હોવાથી તેની પાસેથી પેશાવર ખૂંચવી લઈ તેને દુભવવા ઑકલંડ તૈયાર નહોતો. પણ રશિઆને આવતું અટકાવવા માટે ઈરાનના શાહ પાસેથી હેરાત ખૂંચવી લેવા તે કબૂલ થયો. તેનાં બંને કામો કરવા અંગ્રેજ તૈયાર ન હોવાથી દોસ્તમહંમદે રશિઆ સાથે સંદેશા શરૂ કર્યા. આવી પરિસ્થિતિ હતી ત્યારે મૂળવંશના શાહસુજાને અફગાનિસ્તાનનો અમીર બનાવી સર્વે મુસીબતો દૂર કરવાનો ઑકલંડે નિશ્ચય કર્યો. ઇંગ્લંડની સરકારને પણ ઑકલંડનું ધોરણ પસંદ પડવાથી ઈ. સ. ૧૮૩૭ માં શાહસુજા, અંગ્રેજ અને રણજીતસિંગ વચ્ચે ત્રિપક્ષીય સંધિ થઇ. એ સંધિમાં એવું ઠર્યું હતું કે અંગ્રેજોએ અને રણજીતસિંગે શાહસુજાને ગાદીપર બેસાડવો; પેશાવર પ્રાંત રણજીતસિંગ કને રહેવા દેવો; રણજીતસિંગે સિંધના અમીર પાસેથી ખંડણી લઈ બીજા હકો છોડી દેવા; શાહસુજાએ રશિઆનો વિરોધ કરવો અને અંગ્રેજ એલચી કાબુલમાં રાખવો.

**કાબુલપર સ્વારી: શાહસુજાની સ્થાપના:**—અંગ્રેજી નૌકાસૈન્ય ઈરાની અખાતમાં ગયું કે તરતજ શાહે હેરાતનો ઘેરો ઉઠાવ્યો (૧૮૩૮). આમ થવાથી રશિઆનો માર્ગ બંધ થયો એટલે અફગાનિસ્તાનપર ચઢાઈની

હવે જરૂર નહોતી. પણ વિલાયતની સરકારના આગ્રહથી ઑકલંડે યુદ્ધની તૈયારી કરી. અફ્ગાનિસ્તાનપર સ્વારી કરવા બંગાળા અને મુંબઈથી સૈન્યો મંગાવ્યાં. ખૈબરઘાટનો રસ્તો સીધો અને પાસેનો હતો. પણ અંગ્રેજી લશ્કરને પોતાનાં રાજ્યમાંથી પસાર થવા દેવા રણજીતસિંગ તૈયાર નહોતો. તેથી બળજબરી વાપરીને સિંધના અમીરના મુલકમાંથી બોલનઘાટને લાંબે રસ્તેથી અંગ્રેજ સૈન્ય અફ્ગાનિસ્તાનમાં પેઠું. અંગ્રેજોએ કંદહાર કબજે કરી ત્યાં શાહસુજાની દુવાઈ ફેરવી. આગળ વધી અંગ્રેજોએ ગીઝની જીત્યું. ત્યારે દોસ્તમહંમદ સલાહ કરવા તૈયાર થયો. તોપણ આગળ વધી અંગ્રેજ ફોજ શાહસુજાને લઈ કાબુલ જઈ પહોંચી ( ૧૮૩૯ ). એટલે દોસ્તમહંમદ ત્યાંથી નાઠો.

**અકબરખાનનું બંડઃ**—પછી ત્રણ વર્ષસુધી અંગ્રેજ સેનાપતિ ફોજ સહિત કાબુલમાં રહ્યો. ત્યાં તેણે તેનાં કુટુંબને પણ બોલાવ્યું હતું. ઈ. સ. ૧૮૪૦ માં દોસ્તમહંમદ શરણે આવ્યો. તેને કલકત્તે મોકલી દેવામાં આવ્યો. ઈ. સ. ૧૮૪૧ થી અંગ્રેજોપર સંકટ આવવા માંડ્યું. રણજીતસિંગના મરણ પછી લાહોરમાં બે પક્ષ પડ્યા હતા. તેમાંનો એક પક્ષ અંગ્રેજોની વિરુદ્ધ હતો. અંગ્રેજ તરફથી પૈસા મળતા બંધ થવાથી અફ્ગાન સરદારો પણ વીફર્યા. જૂનો સેનાપતિ રજાપર જવાથી એલફિન્સ્ટન નામના એક વૃદ્ધ સેનાપતિની નિમણૂક થઈ. પરિસ્થિતિ આવી હતી ત્યારે દોસ્ત મહંમદના છોકરા અકબરખાને બંડ કર્યું. તેણે બ્રિટિશ સૈન્યને ઘણું હેરાન કર્યું. વાટાઘાટ કરવા ગયેલા બે અમલદારોનો તેણે વધ કર્યો. તે વખતે અફ્ગાનિસ્તાનમાં આવવાના રસ્તા બરફથી ઢંકાયેલા હતા, તેથી મદદ મળી શકે એમ નહોતું. આવાં સંકટોને લીધે અંગ્રેજો તાબે થયા. અકબરખાન તરફથી અભયવચન મળતાં તેઓએ અફ્ગાનિસ્તાન છોડી જવાનું કબૂલ કર્યું. અંગ્રેજોએ અકબરખાનનાં વચનપર વિશ્વાસ રાખી પોતાનાં બૈરાં છોકરાં તેને સોંપ્યાં. પછી પોતે જલાલાબાદ આવવા નીકળ્યા. તેઓ બધા મળી પંદર હજાર હતા; પાંચ હજાર સૈનિકો અને દસ હજાર છાવણીના સેવકો વગેરે. કડકડતી ઠંડીથી તેઓ હેરાન હેરાન થઈ ગયા. ઘણાક તો માર્યા ગયા. અકબરખાનના માણસો તેમની પાછળજ હતા. સાંકડી ખીણમાંથી પસાર થતી વખતે ટેકરીઓ ઉપરથી અફ્ગાનોએ તેમને

ગોળીઓથી વીંધી નાંખ્યા. પંદર હજારમાંથી ડા. બ્રાઇડન નામનો એકજ માણસ જીવતો જલાલાબાદ પહોંચવા પામ્યો ( ૧૮૪૨ ).

આ ભયંકર પરિણામથી ઑકલંડની કમ્મરજ ભાંગી ગઈ. અકબરખાને જલાલાબાદને પણ ઘેરો ઘાલ્યો. અધૂરામાં પૂરૂં પેશાવરમાં શીખ સૈન્યે બંડ કર્યું. સમય આમ અણીનો હતો ત્યારે મુદ્દત પૂરી થતાં ઑકલંડ સ્વદેશ ગયો.

---

# પ્રકરણ ૨૭ મું.

## લૉર્ડ એલેનબરો ( ૧૮૪૨–૧૮૪૪ ).

**અફ્ગાન વિગ્રહનો અંતઃ**—અફ્ગાનિસ્તાનમાં થયેલી અપકીર્તિ ધોઈ નાંખવા માટે અનુભવી લૉર્ડ એલેનબરો ગવર્નર જનરલ નીમાઈ આવ્યો. એકવાર અફ્ગાનોને હરાવી ગયેલી આબરૂ પાછી મેળવવી, પછી અફ્ગાનિસ્તાનના મામલામાં વચ્ચે ન પડવું એવો ઠરાવ એલેનબરોએ કર્યો. કંદહાર અને જલાલાબાદમાં હજુ અંગ્રેજી છાવણી હતી. પોલૉક નામના સેનાપતિને જલાલાબાદ મોકલવામાં આવ્યો. ત્યાં જઈ ત્યાંની ફોજને ધીરજ આપી તેણે અફ્ગાનોને હરાવ્યા. દરમ્યાન શાહસુજાનું ખૂન થયું. એટલે હવે કોઈને મદદ કરવાનું ન રહેવાથી એલેનબરોએ યુદ્ધ બંધ પાડવાનું વિચાર્યું. પણ બ્રિટિશ બૈરાં છોકરાં હજુ કાબુલમાં હતાં. તેમને છોડાવવાનાં હતાં. તેથી પોલૉક અફ્ગાનોને પાછા હઠાવતો હઠાવતો કાબુલ ગયો. ત્યાં કંદહારનું સૈન્ય પણ તેને આવી મળ્યું. ત્યારે અકબરખાને અંગ્રેજ બૈરાં છોકરાંને સુખરૂપ પોલૉક પાસે મોકલી આપ્યાં. પછી કાબુલના બજારનો નાશ કરી અંગ્રેજી સૈન્ય પાછું ફર્યું. ત્યારપછી અફ્ગાનિસ્તાનની ભાંજગડમાં વચ્ચે પડવું નહિ એવું જાહેર કરી એલેનબરોએ દોસ્તમહંમદને છૂટો કર્યો. દોસ્તમહંમદ અફ્ગાનિસ્તાન પાછો ફર્યો. ત્યાં તેણે ઈ. સ. ૧૮૬૩ સુધી રાજ્ય કર્યું.

અફ્ગાનિસ્તાનના મામલામાં વચ્ચે પડ્યા તેમાં અંગ્રેજોની મોટી ભૂલ હતી. ત્યાંના રસ્તા વિકટ છે અને ત્યાંના લોકો પણ શૂરા અને સ્વાતંત્ર્યપ્રેમી છે. વાસ્તવિક રીતે દોસ્તમહંમદ એક સ્વતંત્ર રાજા હતો. શાહસુજા પ્રજાને

અપ્રિય હતો. રશિઆની બીકથી તેનો પક્ષ લેવો જોઈતો નહોતો. આ વિગ્રહથી વિનાકારણુ ઘણો ખર્ચ અને મોટી પ્રાણહાનિ થઈ.

**સિંધના અમીરો સાથે ટંટો**:—ઈ. સ. ૧૭૮૬ માં બલુચી સરદારોએ સિંધ પ્રાંતમાં ખૈરપુર, મીરપુર અને હૈદરાબાદમાં પોતાનાં રાજ્ય સ્થાપ્યાં હતાં. આ રાજાઓ અમીર કહેવાતા હતા. પ્રથમ મિંટોની કારકિર્દીમાં અંગ્રેજો આ અમીરના સમાગમમાં આવ્યા હતા. ઇ. સ. ૧૮૩૨ માં અંગ્રેજોએ તેમની સાથે વેપારી સંધિ કરી. અફગાન વિગ્રહ વખતે બ્રિટિશ ફોજ વગર રજાએ સિંધમાંથી પસાર થઈ હતી. તે કારણથી અમીરો સાથે અંગ્રેજોને અણુબનાવ થયો હતો. સિંધપર અંગ્રેજોનો ડોળો તો હતોજ. તેથી ઈ. સ. ૧૮૩૯ માં અંગ્રેજોએ અમીરોને સહાયકારી યોજનામાં દાખલ થવાની ફરજ પાડી. અફગાન વિગ્રહ શરૂ થતાં અંગ્રેજોએ કરાંચી બંદર એકદમ કબજે કરી લીધું. અફગાન વિગ્રહ ચાલતો હતો ત્યારે અમીરો અંગ્રેજો સામે અફગાનો સાથે કાવતરૂં કરતા હતા એવી ખોટી વાત એલેનબરોને કાને આવી. એ બાબતની તપાસ કરવા તેણે સર ચાર્લ્સ નેપિઅરને સિંધ મોકલ્યો. નેપિઅર અમીરોનો દ્વેષી હોવાથી તેણે વીસ લાખ રૂપીઆની ઉપજનો અમીરોનો મુલક ખાલસા કર્યો અને તેમના પર વધારે દાબ બેસાડ્યો.

**અમીરો સાથે લડાઈ**:—બલુચી લોક પોતાના રાજાપર થતો આ જુલમ સાંખી શક્યા નહિ. એકદમ બંડ કરી હૈદરાબાદના અંગ્રેજ એલચીનું તેઓ હરણ કરી ગયા. પછી મિઆની આગળ યુદ્ધ થયું. તેમાં બલુચીઓની હાર થઈ. ત્યારપછી નેપિઅરે હૈદરાબાદ આગળ તેઓને હરાવી હૈદરાબાદમાંનો ખજાનો લૂંટી લીધો. ત્યારપછી અમીરોને પદચ્યુત કરી સિંધપ્રાંત અંગ્રેજોએ ખાલસા કર્યો, અને નેપિઅરને ત્યાંનો કારભાર ચલાવવા નીમ્યો. અફગાનિસ્તાન પ્રમાણે સિંધમાં પણ અંગ્રેજોની આ જબરદસ્તીજ હતી.

**સિંધિઆ સાથે યુદ્ધ—( ૧૮૪૩ )**:—દોલતરાવ સિંધિઆનો છોકરો જનકોજી ઈ. સ. ૧૮૪૩ માં મરણ પામ્યો. ત્યારે તેની રાણી તારાબાઈ જયાજીરાવને દત્તક લઈ કારભાર કરવા લાગી. તેને કારભારનો અનુભવ ન હોવાથી રાજ્યમાં ઘોટાળો થવા લાગ્યો અને સર્વ સત્તા લશ્કરના હાથમાં

ગઈ. સિંધિઆનું સૈન્ય મોટું હતું અને તેનું તોપખાનું જબરૂં હતું. ઈ. સ. ૧૮૪૦ માં રણજીતસિંગ મરણ પામ્યો, પછી સીખ લોકમાં પણ બખેડા થવા લાગ્યા હતા. તેથી વેળાસર બંદોબસ્ત કરવા માટે એલેનબરોએ સિંધિઆના લશ્કરને મહારાજપુર અને પન્યારની લડાઈમાં હરાવ્યું. ત્યારે તારાબાઈએ અંગ્રેજી સહાયકારી સન્ય ગ્વાલિઅરમાં રાખવા કબૂલ કર્યું.

**યોગ્યતાઃ**—અફગાન વિગ્રહ સમાપ્ત કરી એલેનબરોએ અંગ્રેજોની ગયેલી આબરૂ પાછી મેળવી. તેણે સિંધના અમીરોનો મુલક લીધો એ તેનો અન્યાય હતો. સિંધિઆના લશ્કરને તાબે કરવામાં તેણે દૂરદૃષ્ટિ વાપરી હતી. તેનું લડાઈનું ધોરણ કંપની સરકારને નાપસંદ પડવાથી બે વર્ષમાંજ તેને ઇંગ્લંડ પાછા જવું પડ્યું.

---

# પ્રકરણ ૨૮ મું.

## લૉર્ડ હાર્ડિંજ ( ૧૮૪૪–૧૮૪૮ ).

**શીખ સત્તાની વૃદ્ધિઃ**—એલેનબરો પછી લૉર્ડ હાર્ડિંજ ગવર્નર જનરલ થઈને આવ્યો. આ ઉત્સાહી ગવર્નર જનરલને લશ્કરી અનુભવ પણ હતો. પાદશાહ શાહઆલમની કારકિર્દીમાં પંજાબમાં શીખ સરદારોનાં રાજ્યો સ્થપાયાં હતાં. ઈ. સ. ૧૭૯૨ પછી શીખ સરદાર રણજીતસિંગે સતલજ નદી સુધી આખા પંજાબમાં એકહથ્થુ સત્તા સ્થાપન કરી હતી. પોતાનાં રાજ્યનું રક્ષણ કરવા માટે તેણે ફ્રેંચ સેનાપતિઓ પાસે કવાયદી લશ્કર અને તોપખાનું તૈયાર કરાવ્યું હતું અને તેને ફ્રેંચ અમલદારોના હાથ નીચે મૂક્યું હતું. સતલજ નદીની પૂર્વ તરફનાં શીખ સંસ્થાનો પણ પોતાનાં છત્ર નીચે લાવવા રણજીતસિંગનો વિચાર હતો. પણ તેમ કરતાં તે સંસ્થાનોનો પક્ષ લઈ અંગ્રેજ વચ્ચે પડશે એ રણજીતસિંગ જાણતો હતો. તેથી ઈ. સ. ૧૮૦૯ ના અમૃતસરના કરાર પ્રમાણે તેણે સતલજ નદીને પોતાની પૂર્વ સરહદ ઠેરવી. પછી તેણે કાશ્મીર અને પેશાવર સુધી પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો. અંગ્રેજોનાં સામર્થ્યની તેને પૂરી કલ્પના હતી તેથી પોતાની

હયાતી દરમ્યાન તેણે અંગ્રેજો સાથે વેર થવા દીધું નહિ. રણજીતસિંગના મરણ પછી રાજ્યની લગામ લશ્કરે નીમેલી ખાલસા એટલે પંચના હાથમાં ગઈ. જોર જુલમથી અંગ્રેજોએ સિંધ પ્રાંત લીધો તે જોઈ શીખ લોકોને અંગ્રેજોને વિષે વહેમ જવા લાગ્યો. એટલામાં લાહોરમાં ખૂન અને મારામારી શરૂ થયાં. એ મારામારીમાં રણજીતસિંગનો છોકરો અને પૌત્ર માર્યા ગયા. છેવટે તેનો અનૌરસ પુત્ર દુલિપસિંગ ગાદીપર બેઠો. અને સરદારોની મદદથી તેની મા લાહોર દરબારનો કારભાર કરવા લાગી.

**પહેલો શીખ વિગ્રહઃ**—શીખ લશ્કર શિરજોરી કરવા લાગ્યું હતું. તેને કામકાજ નહિ હોવાથી તે બખેડા કરશે એમ રાણીને લાગ્યું. જો તેને કામ આપીશ તો તેને બખેડા કરવાનો અવસર મળશે નહિ. જો તેની જીત થશે તો રાજ્યનો વિસ્તાર વધશે અને જો તેની હાર થશે તો આપણે સુખે રહી શકીશું એવા ત્રણ વિચારથી રાણીએ સૈન્યને સતલજ નદીની પૂર્વ તરફના અંગ્રેજી મુલકપર સ્વારી કરવા મોકલ્યું. વહેલી મોડી શીખ લોકની સ્વારી આવશેજ એવી ત્યાંના અંગ્રેજ સેનાપતિ સર હ્યૂ ગૉફની ખાતરી હતી. પણ સરહદપર આપણે સૈન્યનો જમાવ કરીશું તો તે લડાઈનું નિમિત્ત ગણાશે એમ વિચારી હાર્ડિંજે તૈયારી કરી નહિ. પચાસ હજારનું શીખ સૈન્ય એકદમ અંગ્રેજ મુલકપર ચઢી આવ્યું. ત્યારે અંગ્રેજોની ઉંઘ ઉડી. યુદ્ધની શરૂઆત થઈ. અંગ્રેજી છાવણી ફિરોજપુરમાં હતી. ત્યાં તેઓએ પોતાનાં સૈન્યોનો જમાવ કર્યો. આ વિગ્રહ લગભગ બે માસ ચાલ્યો. તેમાં સતલજ નદીની આસપાસ મુદકી, ફિરોજપુર, અલિવાલ અને સોબ્રાન આગળ લડાઈઓ થઈ. આ લડાઈઓમાં બંને પક્ષોને બહુ નુકસાન થયું. પણ છેવટે શીખોની હાર થઈ ( ૧૮૪૬ ).

શીખ સૈન્યોની હાર થયા પછી હાર્ડિંજ લાહોર ગયો. અને ત્યાં તેણે રાણી સાથે સલાહ કરી. આ સલાહથી બિઆસ અને સતલજ વચ્ચેનો જાલંધર દોઆબ અને લડાઈના ખર્ચ પેટે દોઢ કરોડ રૂપીઆ અંગ્રેજોને મળ્યા. કાશ્મીર સ્વતંત્ર થયું. શીખ લશ્કરનું તોપખાનું લઈ અંગ્રેજોએ શીખ લશ્કરનું જોર તોડ્યું. એક વર્ષ સુધી સર હેન્રી લૉરેન્સ લશ્કર સાથે લાહોરમાં રહ્યો.

**વિગ્રહનું પરિણામ:**—શીખનું રાજ્ય સંકુચિત થઈ તેનું બળ કમી થયું. દરબારમાં ખટપટ ચાલુ રહેવાથી લૉરેન્સને લાહોરમાં કાયમનું રહેવાનું થયું. રાણી અને તેના સાથીદારો અંગ્રેજો વિરુદ્ધ ઉશ્કેર્યાથી તેમને નાસી જવું પડ્યું. અને શીખ લોકના મનમાં અંગ્રેજો વિરુદ્ધ દ્વેષાગ્નિ ઘૂમરાયાં કરતો રહ્યો. ફુરસદે કેટલાક સુધારા કરી હાર્ડિંજ ઇંગ્લંડ ગયો. ત્યારપછી લૉર્ડ ડલહાઉસી ગવર્નર જનરલ થયો.

---

# પ્રકરણ ૨૯ મું.

## લૉર્ડ ડલહાઉસી ( ૧૮૪૮–૧૮૫૬ ).

**બીજો શીખ વિગ્રહ (૧૮૪૮–૧૮૪૯):**—ડલહાઉસીના આવ્યા પછી તરતજ બીજો શીખ વિગ્રહ શરૂ થયો. મુલતાનનો સૂબેદાર મૂળરાજ વસૂલનો હિસાબ આપતો નહિ હતો. હિસાબ માગવા આવેલા બે અંગ્રેજ અમલદારોનું કિલ્લેદારોએ ખૂન કર્યું. મૂળરાજ પાસેથી અંગ્રેજો મુલતાન શહેર સહેલાઈથી લઈ શકયા નહિ; તેથી શીખ સૈન્યને ઉત્તેજન મળ્યું. તેમજ રાણીએ પણ તેમને ઉશ્કેર્યા. એટલે બીજો શીખ વિગ્રહ શરૂ થયો.

ઈ. સ. ૧૮૪૮ માં મુલતાનનો કિલ્લો પડ્યો અને મૂળરાજને દેશનિકાલની સજા થઈ. ત્યારપછી સર હ્યૂ ગૉફ મોટા સૈન્યસહિત પંજાબમાં ઘૂસ્યો. ઈ. સ. ૧૮૪૮ માં રામનગર અને ચિલિઅનવાલાની લડાઈઓ થઈ. તેમાં અંગ્રેજોની હાર થઈ અને તેમની એક આખી પલટણ મારી ગઈ. બીજે વર્ષે સર હ્યૂ ગૉફે જબરી તૈયારી કરી તોપખાનાંના જોરે ગુજરાત આગળ શીખોને પૂરેપૂરા હરાવ્યા.

**પંજાબની વ્યવસ્થા:**—શીખ રાજ્ય ખાલસા કરવામાં આવ્યું. દુલિપસિંગને વર્ષાસન આપી ઇંગ્લંડ રવાના કરી દીધો. પછી પંજાબનો કારભાર જૉન અને હેન્રી લૉરેન્સ, એ બે ભાઈઓએ સારી રીતે ચલાવ્યો. શીખ લોકોએ અંગ્રેજોના લશ્કરમાં નોકરી સ્વીકારી અને તેઓ તેમની તરફથી વફાદારીથી લડ્યા.


શીખ યુદ્દ્દોની
જગા બતાવનારો
નકશો
યુદ્દ્દોના ઠેકાણાં
અટક
મુલતાન
લુધિયાના
પાનિપત
મુડકી
લાહોર

**બીજો બ્રહ્મી વિગ્રહ (૧૮૫૨)**:—યેંદાબૂની સંધિમાં ઠર્યા પ્રમાણે અંગ્રેજ વકીલ બ્રહ્મી દરબારમાં રહેતો હતો. તેનો અને દરબારનો કદી મેળ બેસતોજ નહિ. તેમજ અંગ્રેજોના વેપારમાં પણ ઉપરાઉપરી હરકતો થયાં કરતી હતી. સમજાવટના પ્રયત્નો ફોગટ ગયા ત્યારે લડાઈ શરૂ કરવામાં આવી. સૈન્ય અને અરમાર બંને મોકલીને ડલહાઉસીએ ચઢાઈનો બંદોબસ્ત સારો કર્યો હતો. પ્રથમ અંગ્રેજોએ માર્તાબાન બંદર કબજે કર્યું. ત્યારપછી તેમણે રંગૂન અને પ્રોમ શહેરો જીતી લીધાં. તોપણ બ્રહ્મી રાજા સલાહ કરવા રાજી નહોતો. ત્યારે હસ્તગત કરેલો ફળદ્રુપ પેગુ પ્રાંત ડલહાઉસીએ ખાલસા કર્યો. આમ ચિતગામથી સિંગાપુર સુધીનો આખો કિનારો અંગ્રેજો માટે ખુલ્લો થયો અને સમુદ્ર સાથે સંબંધ તૂટ્યાથી બ્રહ્મી લોકને ઘણી હાડમારી વેઠવી પડી.

**ડલહાઉસીનું નવું ધોરણ**:—ડલહાઉસીની કારકિર્દીમાં કંપની સરકારની સત્તા સાર્વભૌમ થઈ. કંપનીસરકારના જુદાજુદા પ્રાંતોની વચ્ચે વચ્ચે દેશી રાજ્યોના મુલક આવેલા હતા. તેથી છૂટા છૂટા આવેલા બ્રિટિશ મુલક વચ્ચે વહેવાર સુલભ થાય તે માટે આગગાડી અને તારથી તેમને જોડી દેવાની જરૂર લાગવા માંડી. હવે શાંતિનો વખત આવ્યાથી કારભાર સુધારી લોકની ઉન્નતિ કરવા તરફ કંપનીનું લક્ષ ગયું. દેશી રાજ્યોમાં કારભાર અવ્યવસ્થિત હોવાને લીધે ત્યાંની પ્રજાને પુષ્કળ હેરાનગતિ થતી હતી. એવી પરિસ્થિતિમાં સંસ્થાન ખાલસા કરવાનો વખત આવે તો લોકહિતની દૃષ્ટિએ તેમ કરવું ડલહાઉસીને




લૉર્ડ ડલહાઉસી.

ઇષ્ટ લાગવા માંડ્યું. વધતી જતી સત્તાથી અંગ્રેજોને આત્મવિશ્વાસ આવવાથી

દેશી રાજ્યોની બાબતમાં નવું ધોરણ સ્વીકારી ડલહાઉસીએ ઘણાં રાજ્યો ખાલસા કર્યાં. તે કાળે સુરાજ્ય કરતાં સ્વરાજ્યપર દેશી રાજાઓની પ્રજાની ભક્તિ વિશેષ હોવાથી ડલહાઉસીના હેતુનું વિપરીત પરિણામ આવ્યું. એકાદ દેશી રાજ્ય ખાલસા થતું ત્યારે ત્યાંની પ્રજાના મનમાં અંગ્રેજો વિરુદ્ધ ગાંઠ વળતી.

**દત્તક વારસનો પ્રશ્નઃ**—બૅંટિકની કારકિર્દીમાં દત્તક પુત્રનો રાજાની ખાનગી મિલ્કતપર હક રહેશે પણ રાજ્યની ગાદીપર હક રહેશે નહિ એવું ઠરાવવામાં આવ્યું હતું. દુર્દૈવે ડલહાઉસીની કારકિર્દીમાં ઘણા દેશી રાજાઓ અપુત્ર મરણ પામવાથી ગાદીના વારસાનો પ્રશ્ન ઉદ્ભવ્યો. નિરનિરાળા રાજાઓ સાથે જુદેજુદે વખતે તહનામાં થયાં હતાં. એ તહનામાંપ્રમાણે કેટલાક રાજા કંપની સરકારના "મિત્ર" અને કેટલાક રાજા 'માંડળિક' ગણાતા હતા. 'મિત્ર' રાજાઓની બાબતમાં દત્તક વારસનો પ્રશ્ન કાઢવો એ કંપની સરકારના અધિકારની બહાર હતું. પરંતુ ડલહાઉસીએ બધા રાજાઓને માંડળિકપ્રમાણે ગણવાની શરૂઆત કરી.

**ખાલસા રાજ્યોઃ**—સતારા–સતારાનો રાજા શાહજી ઈ. સ. ૧૮૪૮ માં અપુત્ર મરણ પામ્યો. ત્યારે સતારાનું નવું રાજ્ય અંગ્રેજોએ સ્થાપી આપ્યું હતું એમ કહી શાહજીના દત્તક પુત્રનો હક ન સ્વીકારી ડલહાઉસીએ સતારાનું રાજ્ય ખાલસા કર્યું.

**ઝાંસીઃ**—પેશ્વાઈનો અંત આવ્યો ત્યારે નવીન કરાર કરી ઝાંસીનું રાજ્ય અંગ્રેજોએ નેવાળકરના જૂના સૂબેદાર વંશને આપ્યું હતું. તે વંશનો ગંગાધરરાવ મહારાજ ઈ. સ. ૧૮૫૩ માં પુત્રવિના મરણ પામ્યો. ત્યારે તેના દત્તક પુત્રને ગાદી ન આપતાં ડલહાઉસીએ ઝાંસીનું રાજ્ય પણ ખાલસા કયુ.

**પેશ્વાનું વર્ષાસનઃ**—બાજીરાવ બીજો ઈ. સ. ૧૮૫૧ માં બિથૂરમાં મરણ પામ્યો ત્યારે તેના દત્તક પુત્ર નાનાસાહેબને વર્ષાસન આપવું ડલહાઉસીએ બંધ કર્યું.

**નાગપુરઃ**—નાગપુરનો ભોંસલે પણ ઈ. સ. ૧૮૫૩ માં અપુત્ર મરણ પામ્યો. ત્યારે દત્તક લેવાની પરવાનગી ન આપતાં નાગપુર પણ ખાલસા કરવામાં આવ્યું.

**તાંજોરઃ**—તાંજોરનો રાજા શિવાજી ઈ. સ. ૧૮૫૫ માં પુત્રવિના મરણ પામ્યો, એટલે તેની જાગીર પણ ડલહાઉસીએ ખાલસા કરી.

આમ વારસના અભાવે અથવા અવ્યવસ્થિત કારભારના કારણે ડલહાઉસીએ કેટલાંક રાજ્યો બ્રિટિશ મુલકસાથે જોડી દીધાં.

**બીજાં ખાલસા રાજ્યોઃ—સંબલપુર**—બંગાળામાં સંબલપુર નામના સંસ્થાનનો રાજા પુત્ર મૂકયાવિના મરણ પામવાથી તે પણ ખાલસા થયું.

**કર્ણાટકઃ**—કર્ણાટકનો નામનો નવાબ ગાઉઝખાન ઈ. સ. ૧૮૫૩ માં મરણ પામ્યો. તેને છોકરો ન હોવાથી તેના વંશનું વર્ષાસન બંધ થયું.

**સિક્કીમઃ**—ઈ. સ. ૧૮૫૦ માં સિક્કીમના રાજાએ બે અંગ્રેજોને પકડી કેદ કર્યા. રાજાના આ કૃત્યમાટે દાર્જિલિંગ વગેરે મુલક બ્રિટિશ મુલકસાથે જોડી દેવામાં આવ્યો.

**ખૈરપુર ( સિંધ )ઃ**—ખૈરપુર સંસ્થાનના અમીર અલીમુરાદે કંપની સરકાર સાથે ટંટો કર્યો. તેનો કારભાર અવ્યવસ્થિત છે એમ કહીને એ સંસ્થાન પણ ડલહાઉસીએ ખાલસા કર્યું.

**વરાડઃ**—સહાયકારી સેનાના ખર્ચનાં નાણાં નિઝામપર ચઢી ગયાં હતાં તે દેવાં પેટે ઈ. સ. ૧૮૫૩ માં વરાડપ્રાંત તાબામાં લેવામાં આવ્યો.

**અયોધ્યાઃ**—અયોધ્યાના નવાબનો કારભાર પણ બગડી ગયો હતો. તેથી ડલહાઉસીએ અયોધ્યા ખાલસા કરી નવાબને વર્ષાસન બાંધી આપ્યું.

**રાજ્યકારભાર અને સુધારાઃ**—સરકારી કામકાજ ઘણું વધી જવાથી ડલહાઉસીએ કામવાર જુદાં ખાતાં કાઢી કામની વહેંચણી કરી. હવે પંજાબપ્રાંત તાબામાં આવ્યો તેથી મધ્યમાં આવેલાં મીરત શહેરમાં એક મોટી લશ્કરી છાવણી રાખવામાં આવી. તેણે વાયવ્ય સરહદની લશ્કરી તપાસ કરાવી સરહદને મજબૂત બનાવી. રસ્તા, નહેર, વગેરે કામો માટે ‘પબ્લિક વર્ક્સ’—જાહેર બાંધકામ ખાતું ઉઘાડવામાં આવ્યું. હિંદીઓને ‘સિવિલ સર્વિસ’—મુલ્કી નોકરીની પરીક્ષામાં બેસવાની છૂટ આપવામાં આવી અને તેમને ઉંચા હોદ્દાપર નીમવાની શરૂઆત થઈ. ઈ. સ. ૧૮૫૪ માં ડલહાઉસીએ કેળવણી ખાતું કાઢી કેળવણીને ઉત્તેજન આપ્યું.

ખાનગી શાળાઓને ગ્રાંટ—પૈસાની મદદ આપવાનો ધારો તેણે ચાલુ કર્યો. તેના વખતમાં ઈ. સ. ૧૮૫૩ માં મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં પહેલ-વહેલી આગગાડી ચાલવા માંડી. ડલહાઉસીએ અર્ધા આનાની ટિકિટે એક સ્થળેથી બીજે સ્થળે કાગળો લઈ જવાની સગવડ કરી ટપાલ ખાતાંની શરૂઆત કરી. ઈ. સ. ૧૮૫૩ માં કંપનીની સનદની મુદ્દત પૂરી થતાં તેને નવી સનદ કરી આપવામાં આવી. આ સનદમાં મુદ્દત ઠરાવવામાં આવી નહોતી.

**યોગ્યતાઃ**—નિરનિરાળે માર્ગે કંપનીના રાજ્યનો વિસ્તાર કરી ડલહાઉસીએ કારભારમાં ઘણા સુધારા કર્યા. તેણે આવજાના સાધનો પૂરાં પાડી દૂરદૂરના બ્રિટિશ પ્રાંતોને એકએકની પાસે આણ્યાં. ઉંચી ઉંચી જગા ઉપર લાયક હિંદીઓની નિમણૂક કરી તેમની બુદ્ધિની કદર કરી. જીતાયેલા પંજાબ પ્રાંતમાં સુરાજ્ય સ્થાપી તેણે શીખ લોકોને શત્રુને બદલે મિત્ર બનાવી દીધા. કંપની સરકારનાજ અમલમાં પ્રજાને ખરૂં સુખ મળશે એવો એનો દ્રઢ અભિપ્રાય થવાથી તેણે તક મળતાં દેશી રાજ્યો ખાલસા કરવામાં ઘણી ઉતાવળ કરી. તેથી પ્રજામાં ઉત્પન્ન થયેલો ક્ષોભ ભવિષ્યના બંડને માટે કેટલેક અંશે કારણભૂત હતો.

---

# પ્રકરણ ૩૦ મું.

## લૉર્ડ કૅનિંગ (૧૮૫૬–૧૮૬૨).

**અમીરસાથે સ્નેહઃ**—ડલહાઉસી પછી અનુભવી અને પ્રેમાળ લૉર્ડ કૅનિંગ ગવર્નર જનરલ થયો. તે વખતે ઈરાન અને અફગાનિસ્તાન વચ્ચે હેરાતને માટે ટંટો ચાલતો હતો. અફગાનિસ્તાનના અમીરનો પક્ષ લઈ કૅનિંગે ઈરાની અખાતમાં એક સૈન્ય મોકલ્યું. તેણે ઈરાનનો ઘણો મુલક કબજે કર્યો. ત્યારે ઈ. સ. ૧૮૫૬ માં હેરાત શહેર છોડી દઈ ઈરાનના શાહે સલાહ કરી. આ મદદથી દોસ્તમહંમદ અંગ્રેજનો સ્નેહી થઈ રહ્યો.

**અશાંતિનાં કારણોઃ**—ઈરાનમાં અને ચીનમાં અંગ્રેજ લશ્કર રોકાયું હતું. તેથી હિંદી સૈન્યમાં ગોરાં લશ્કરનું પ્રમાણ કમી થયું હતું. તેમાંનો પણ મોટો ભાગ તરતના તાબે થયેલા પંજાબ પ્રાંતમાં હતો. દિલ્હીથી કલકત્તા


બ્રિટિશ હિંદુસ્તાન
ઈ. સ. ૧૭૮૩
બ્રિટિશ હિંદુસ્તાન
ઈ. સ. ૧૮૦૮.
બ્રિટિશ હિંદુસ્તાન
ઈ. સ. ૧૮૩૩
બ્રિટિશ હિંદુસ્તાન
ઈ. સ. ૧૮૫૮

સુધીની ઘણીખરી છાવણીમાંનું દારૂખાનું અને તોપખાનું હિંદી સિપાઈ-ઓના તાબામાં હતું.

ઘણાં હિંદુ મુસલમાન રાજ્યો ખાલસા થવાથી પ્રજાના મોટા ભાગમાં બેદિલી ઉત્પન્ન થઈ હતી. નવી નોકરશાહી નીમાવાથી જૂના હોદ્દેદારોના કુટુંબો પડતી સ્થિતિમાં આવવા લાગ્યાં. મિશનરી લોકના ધર્મપ્રચારના કામથી પણ લોક શંકાશીલ થયા હતા.

**બળવાનો ઉદ્ભવઃ**—એ ચાર વર્ષ થયાં લશ્કરના હિંદી સિપાઈઓમાં અસંતોષ ઉત્પન્ન તો થયોજ હતો. તેમાં આ વખતે નવી તરેહની બંદુક દાખલ કરવામાં આવી હતી. આ બંદુકોની કારટુસોની બનાવટમાં ચરબી વપરાય છે તે વાત અંગ્રેજ અમલદારોના લક્ષમાં રહી નહિ. પ્રથમ કલકત્તાની પાસે બરાકપુરની છાવણીના સિપાઈની જાણમાં આ વાત અચાનક આવી. તાબડ-તોબ આ વાતની ચવચવ થઈ અને સિપાઈઓમાં ઘણો રોષ ઉત્પન્ન થયો. બરેલી, દિલ્હી, કાનપુર, લખનૌ અને ઝાસીમાં પદભ્રષ્ટ થયેલાં રાજ્યકુટુંબો રહેતાં હતાં. તે ઠેકાણાં બળવાનાં કેંદ્રસ્થાન બન્યાં.

**બળવાનો ફેલાવોઃ**—ઈ. સ. ૧૮૫૭ ના મે મહિનાની દસમી તારીખે મીરતના સિપાઈઓએ પ્રથમ બંડની શરૂઆત કરી. તેઓ લાગલાજ દિલ્હી ગયા અને ત્યાંના સિપાઈઓને વશ કરી તેમણે મોગલ પાદશાહ બહાદુર-શાહને નામે દિલ્હી શહેર તાબે કર્યું. દારૂગોળાનો કોઠાર બળવાખોરોના હાથમાં જાય નહિ એ હેતુથી ત્યાંના અંગ્રેજ રખેવાળોએ પોતાના જાનની દરકાર ન કરતાં તે કોઠારને આગ લગાડી ઉરાડી દીધો. તે વખતે અફગાન અને શીખ લોક અંગ્રેજો વિરુદ્ધ કદાચ ઉઠે એવી બીક હોવાથી પંજાબમાંનું બ્રિટિશ સૈન્ય તાબડતોબ આવી શકયું નહિ. તેથી દિલ્હી એકદમ પાછું લઈ બંડને સત્વર બેસાડી દેવાનું બની શકયું નહિ. આમ વખત મળવાથી જુન મહિનામાં બરેલી, લખનૌ, કાનપુર અને ઝાંસી વગેરે ઠેકાણે પણ બંડખોરોએ માથું ઉંચકયું. ઘણાખરા બળવાખોરો બંડ કરી દિલ્હી તરફ રવાના થતા. કાનપુરમાં નાનાસાહેબ પેશ્વા રહેતો હતો. તેને ત્યાંના બળવાખોરોએ પોતાનો સરદાર બનાવ્યો, અને ત્યાંની છાવણીને ઘેરો ઘાલી નાનાસાહેબ ત્યાંજ રહ્યો. લખનૌના બંડખોરોએ ત્યાંની રેસિડન્સીને ઘેરો ઘાલ્યો.

**દિલ્હીનું પડવું:**—જુનની શરૂઆતમાં પંજાબના કમિશ્નર સર જૉન લૉરેન્સે પંજાબથી લશ્કર દિલ્હી તરફ રવાના કર્યું. પરંતુ બળવાખોરોએ શહેરના રક્ષણ માટે બચાવના બાંધકામો ઉભાં કરેલાં હોવાથી બે મહિના સુધી પંજાબનાં લશ્કરનું કંઈ ચાલ્યું નહિ. પણ સપ્ટેમ્બર મહિનામાં તોપખાનું આવી પહોંચ્યું, એટલે તોપોનો મારો ચલાવી અંગ્રેજ સેનાએ દિલ્હી શહેરનો કબજો લીધો. પણ એ લડાઈમાં અંગ્રેજ સેનાપતિ નિકલસન માર્યો ગયો.

**કાનપુરની હકીકત** ( ઈ. સ. ૧૮૫૭ ):—કાનપુરમાં ઘેરાયલા અંગ્રેજો તેમનાં બૈરાં છોકરાંસાથે ત્રણ અઠવાડીઆં પછી નાનાસાહેબને શરણે ગયા. નાનાસાહેબે તેમને અલાહબાદ સહીસલામત જવા દેવાનું અભયવચન આપ્યું. જ્યારે તેઓ ગંગા નદીમાં હોડીમાં બેઠા હતા ત્યારે બંડખોરોએ તેમના ઉપર ગોળીઓ છોડી ઘણાંને ઠાર કર્યા. કેટલાકને કેદખાને સડવા નાંખી બાકીના અંગ્રેજોને બંડખોરોએ કતલ કર્યા. પછી સેનાપતિ હૅવલૉક ઇરાનથી આવી પહોંચ્યો. તેણે જુલાઈમાં કાનપુર પાછું હસ્તગત કર્યું. ત્યારપછી નાનાસાહેબ બરેલી ગયો અને તેનો સેનાપતિ તાત્યા ટોપી ગ્વાલિઅર ગયો. કાનપુરથી વીસ માઈલપર આવેલાં લખનૌને પણ બળવાખોરોએ ઘેરો ઘાલ્યો હતો. મેજર ઑટ્રૅમ કુમક લઈ આવ્યો ત્યારે હૅવલૉક તેને મળ્યો અને બંને લખનૌ ગયા. ત્યારપછી નવેંબર મહિનામાં ગ્વાલિઅરના બળવાખોરોને લઈ તાત્યા ટોપી કાનપુર ગયો અને તે તેણે પાછું જીતી લીધું. એજ મહિનામાં સર કૉલિન કૅમ્બેલ ઇંગ્લંડથી આવ્યો. અને ડીસેંબર મહિનામાં બળવાખોરોને હરાવી તેણે કાનપુર પાછું સર કર્યું. ત્યારે તાત્યા ટોપી ઝાંસી તરફ ચાલી ગયો.

**લખનૌનો ઘેરો** ( જુલાઈ ૧૮૫૭ થી માર્ચ ૧૮૫૮ ):—બળવાખોરોએ લખનૌની રેસિડન્સીને ઘેરો નાંખ્યો હતો. પછી કેટલેક દિવસે ત્યાંનો કમિશ્નર સર હેન્રી લૉરેન્સ જખમી થઈ મરણ પામ્યો. સપ્ટેમ્બર મહિનામાં મેજર ઑટ્રૅમ અને હૅવલૉકે કાનપુરથી નીકળી લખનૌ શહેરનો કબજો લીધો. જે બળવાખોરો રેસિડન્સીને ઘેરો નાંખી પડ્યા હતા તેઓ જોસથી સામે થયા અને તેમણે બંને સેનાપતિને ઘેરી લીધા. પણ સર કૉલિન કૅમ્બેલ કાનપુર જતાં પહેલાં લખનૌ ગયો અને તેણે બંને સેનાપતિનો છૂટકો કર્યો. તોપણ બંડવાળાઓ લખનૌ આગળથી ખસ્યા નહિ. હૅવલૉક

મરણ પામ્યો અને ઑટ્રૅમે શહેર બહાર છાવણી નાંખી. છેવટે ઈ. સ. ૧૮૫૮ ના માર્ચ મહિનામાં ગુરખા લોકની મદદથી કૅમ્બેલે લખનૌ જીતી લીધું.

**ઝાંસી અને ગ્વાલિઅરની હકીકત** ( જુન ૧૮૫૭ થી જુન ૧૮૫૮ ):—ઝાંસીના બળવાખોરોએ ત્યાંના અંગ્રેજોને મારી નાંખી શૂરી રાણી લક્ષ્મીબાઈની દુવાઈ ફેરવી. ડીસેંબરમાં તાત્યા ટોપી કાનપુરથી આવી તેને મળ્યો. ઈ. સ. ૧૮૫૮ ના માર્ચમાં મહુની છાવણીના સેનાપતિ સર હ્યૂ રોઝે ઝાંસીને ઘેરો ઘાલ્યો. રાણી લક્ષ્મીબાઈએ ઘણું શૌર્ય બતાવી કિલ્લાનું રક્ષણ કર્યું. પરંતુ છેવટે ઝાંસી રોઝના કબજામાં ગયું. ત્યારે લક્ષ્મીબાઈ અને તાત્યા ટોપી ત્યાંથી નીકળી ગ્વાલિઅર ગયાં. તેમણે સિંધિઆનાં લશ્કરને ફોસલાવી નાનાસાહેબ પેશ્વાની દુવાઈ ફેરવી. પછી ૧૮૫૮ ના જુન મહિનામાં સર હ્યૂ રોઝ ગ્વાલિઅર ગયો અને તેણે બળવાખોરોને હરાવ્યા. શૂરી રાણી લક્ષ્મીબાઈ લડતાં લડતાં પતન થઈ. તાત્યા ટોપી પકડાઈ ગયો. તેને ફાંસીએ ચઢાવવામાં આવ્યો. નાનાસાહેબ નેપાળ તરફ નાસી ગયો. ત્યારપછી તેનું શું થયું તેનો પત્તો મળ્યો નથી. બહાદુરશાહ પણ પકડાઈ ગયો. તેને રંગૂન મોકલવામાં આવ્યો. આવી રીતે ૧૮૫૮ ના જુન માસમાં બળવાખોરોની હાર થઈ સર્વત્ર સ્થિરતા સ્થાવરતા થઈ. બળવો શમાવી દેવાના કામમાં કંપની સરકારને ચાળીસ કરોડ રૂપીઆનો ખર્ચ થયો હતો.

**રાણીનું જાહેરનામું**:—બળવા પછી કંપની સરકારનો અધિકાર લઈ લેવામાં આવ્યો અને વિક્ટોરિઆ રાણીનું રાજ્ય ચાલુ થયું. હિંદુસ્થાનનો રાજ્યકારભાર ચલાવવા માટે એક ખાસ ભારતમંત્રી અને સભાની નિમણૂક થઈ. હવેથી ગવર્નર જનરલ વાઈસરૉય પણ કહેવાવા લાગ્યા. અલાહબાદમાં દરબાર ભરી લૉર્ડ કૅનિંગે વિક્ટોરિઆ રાણીનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. તેમાં એવું જાહેર કરવામાં આવ્યું કે દેશી રાજાઓના દત્તક પુત્ર ગાદીપર બેસી શકશે; ધાર્મિક બાબતમાં અંગ્રેજ સરકાર હાથ ઘાલશે નહિ. નાતજાતના કે રંગ અને ધર્મના તફાવતવિના ગુણ અને લાયકાત પ્રમાણે સર્વને સરકારી નોકરી મળશે. આ ઢંઢેરાથી દેશમાં સર્વ સ્થળે શાંતિ પથરાઈ.

**કાઉન્સિલ ઍક્ટ** ( ૧૮૬૧ ):—ઈ. સ. ૧૮૬૧ માં પાર્લમેન્ટે હિંદુસ્થાનની રાજ્યવ્યવસ્થા માટે પહેલો કાઉન્સિલ ઍક્ટ પસાર કર્યો. આ

કાયદાથી મુંબઈ અને મદ્રાસમાં ધારાસભા સ્થાપવામાં આવી. વરિષ્ટ ધારાસભામાં સરકારી અને બીન સરકારી સભાસદો નીમવામાં આવ્યા. તેથી લોકમત સરકારને પહોંચાડવાની સોઈ થઈ.

**કારભાર અને યોગ્યતા:**—ઉપજ ખર્ચનો મેળ બેસાડવા માટે કૅનિંગની કારકિર્દીમાં કર મૂકવાની શરૂઆત થઈ. કલકત્તા, મદ્રાસ અને મુંબઈમાં વિશ્વવિદ્યાલયોની સ્થાપના થઈ. તેમજ એ ત્રણે શહેરમાં હાઇ કોર્ટ–વરિષ્ટ ન્યાયાધીશીઓ સ્થાપવામાં આવી. કૅનિંગ સ્વભાવે શાંત અને ઉદ્યોગી હતો. બળવો થવાને લીધે તેના ગુણોને બહાર પડવાનો અવસરજ મળ્યો નહિ. બળવામાટે વેર લેવાનો સર્વ અંગ્રેજ તરફથી ઘણો આગ્રહ થયો હતો, પણ દયાળુ કૅનિંગે અત્યાચાર થવા દીધો નહિ. બંડ પછી શાંતિ પાથરવા માટે તેણે અથાગ મહેનત કરી અને રાજારજવાડા અને પ્રજાનો વિશ્વાસ તેણે સંપાદન કર્યો.

## વાઇસરૉયોની કારકિર્દી.

**દેશની પ્રગતિ:**—ઇંગ્લંડની સરકારે હિંદુસ્થાનનો કારભાર હાથમાં લીધા પછી દેશની સ્થિતિ ફેરવાવી લાગી. ઇંગ્લંડની સરકારની રાજ્યનીતિ રશિઆ વિરુદ્ધની હોવાથી હિંદુસ્થાનની વાયવ્ય સરહદનો પ્રશ્ન બહુ મહત્ત્વનો થયો. હવે પછી આખા દેશમાં સંપૂર્ણ શાંતિ પથરાઈ. નહેરો ખોદાવાથી ખેતીમાં ઘણો સુધારો થયો. સામાજિક, ઔદ્યોગિક અને રાજકીય પ્રગતિ ઝપાટાબંધ થતી ચાલી. મુંબઈ, કલકત્તા વગેરે શહેરોમાં કાપડનાં અને શણનાં કારખાનાં ઉભાં થવા લાગ્યાં. આગગાડી અને આગબોટ મારફત દેશનો આયાત નિકાસ વેપાર વધવા લાગ્યો. તેમજ લોકની રાજ્યદ્વારી આકાંક્ષા પણ વધતી ગઈ. આપણા લોકો ઇંગ્લંડ જઈ પાશ્ચિમાત્ય વિદ્યાનો અભ્યાસ કરી દેશમાં પાછા આવવા લાગ્યા. એકચક્રી રાજ્યનીચે રહેવાથી હિંદીઓમાં એકતા ઉત્પન્ન થઈ. ઈ. સ. ૧૮૮૫ માં હિંદી રાષ્ટ્રીય સભાની સ્થાપના થઈ. તે દ્વારા પ્રજાની માગણી અને ફરીઆદ સરકારને કાને જવા લાગી. સરકારે પણ ઈ. સ. ૧૮૯૩ માં કાઉન્સિલ ઍક્ટ પસાર કરી કારભારમાં પ્રજામતને દાખલ કર્યો. મહાન યુદ્ધ પછી પ્રજાસંઘમાં હિંદને સ્વતંત્ર સભ્ય તરીકે મહત્ત્વનું સ્થાન મળ્યું.

## સર જૉન લૉરેન્સ ( ૧૮૬૪–૧૮૬૯ ).

**નિમણૂકઃ**—કૅનિંગ પછી વાઇસરૉય તરીકે લૉર્ડ એલ્જિનની નિમણૂક થઈ. પણ તે એક વર્ષમાંજ મરણ પામવાથી તેની જગાએ અનુભવી લૉર્ડ લૉરેન્સ નીમાયો. ચીફ કમિશ્નર તરીકે પંજાબમાં તેણે સારો કારભાર ચલાવ્યો હતો. તેણે બળવા વખતે ઘણી ખૂબીથી શીખ લોકોને આવરી રાખ્યા હતા એટલુંજ નહિ, પણ બંડને શમાવવામાં તેમની ઘણી મદદ લીધી હતી. તેની કારકિર્દીના આરંભમાં તેણે ભૂતાન પર સ્વારી મોકલી તેને વફાદાર દેશી રાજ્ય બનાવ્યું.

**તટસ્થપણાંની રાજ્યનીતિઃ**—એનીજ કારકિર્દીમાં દોસ્તમહંમદ મરણ પામ્યો. ત્યારે તેના છોકરાઓ ગાદીને માટે લડવા લાગ્યા. પણ લૉરેન્સ તેઓના ટંટામાં વચ્ચે પડ્યો નહિ. દોસ્તમહંમદનો નાનો છોકરો શેરઅલી ગાદીપર બેઠો, ત્યારે લૉરેન્સે તેને અમીર તરીકે સ્વીકાર્યો.

**દુષ્કાળ નિવારણઃ**—ઈ. સ. ૧૮૬૬ માં ઓરિસા અને અયોધ્યામાં દુકાળ પડ્યો. તેમાં વીસ લાખ માણસો મરણ પામ્યાં. એક મોટું દુકાળફંડ ઉભું કરી લૉરેન્સે દુકાળ પીડિત લોકોને બની શકી તેટલી મદદ કરી.

**સુએઝની નહેરઃ**—ઈ. સ. ૧૮૬૯ માં એક ફ્રેંચ ઇજનેરે સુએઝની નહેરનું કામ પૂરૂં કર્યું. તેથી ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રનું જોડાણ થવાથી ઇંગ્લંડ સાથેનો દરીઆઈ વહેવાર સુલભ થયો અને વેપારને પણ ઘણો ફાયદો થયો.

## લૉર્ડ મેયો ( ૧૮૬૯–૧૮૭૨ ).

**પરદેશો સાથે સ્નેહસંબંધઃ**—લૉરેન્સ પછી લૉર્ડ મેયો ગવર્નર જનરલ થયો. ઈ. સ. ૧૮૬૯ માં તેણે અંબાલામાં શેરઅલીનું સ્વાગત મોટા ઠાઠમાઠથી કર્યું. અને અફગાનિસ્તાન સાથે દોસ્તી બાંધી. તેજ પ્રમાણે તેણે બલુચિસ્તાન અને ઈરાન સાથે પણ સ્નેહસંબંધ કરી વેપારની વૃદ્ધિ કરી.

**રાજપુત્રની મુલાકાતઃ**—મેયોની કારકિર્દીમાં વિક્ટોરિઆ રાણીનો બીજો છોકરો ડ્યૂક ઑફ એડિનબરો આપણા દેશની મુલાકાતે આવ્યો. ઇંગ્લંડના

રાજકુટુંબના પુરુષની આ પહેલીજ મુલાકાત હતી તેથી દેશી રાજા અને પ્રજાની લાગણી રાજકુટુંબ તરફ ઘણી આકર્ષાઈ.

**આર્થિક સુધારાઃ**—ડલહાઉસીના વખત પછી ઉપજ કરતાં ખર્ચ ઘણો વધ્યો હતો. તેથી ઉપજ વધારવા માટે મેયોએ જરૂર જોગા કર મૂકયા. તે ઉપરાંત પ્રાંતિક સરકારને પણ ઉપજ વધારવા તાકીદ આપી અને તેમનો ખર્ચ કમી કરાવ્યો. ઈ. સ. ૧૮૭૨ માં આંદામાન બેટમાં તુરંગોની વ્યવસ્થા જોવા લૉર્ડ મેયો ગયો હતો ત્યાં એક કેદીએ તેનું ખૂન કર્યું.

## લૉર્ડ નૉર્થબ્રૂક ( ૧૮૭૨–૧૮૭૬ ).

**દુકાળનાં બાંધકામઃ**—મેયો પછી લૉર્ડ નૉર્થબ્રૂક ગવર્નર જનરલ થયો. એની કારકિર્દીમાં ઈ. સ. ૧૮૭૪ માં બંગાળામાં ભયંકર દુકાળ પડ્યો. આઠ કરોડ રૂપીઆ ખરચી સરકારે પુષ્કળ બાંધકામો શરૂ કરી ઘણાં માણસોને બચાવ્યાં.

**સયાજીરાવ ગાયકવાડઃ**—વડોદરામાં મલ્હારરાવ ગાયકવાડના કારભારમાં ઘણી અવ્યવસ્થા થઈ ગઈ હતી. તેથી તેને પદભ્રષ્ટ કરી બ્રિટિશ સરકારે સયાજીરાવને વડોદરાની ગાદી આપી. ત્યારપછી વડોદરા રાજ્યની પ્રગતિ ઝપાટાભેર ચાલવા લાગી.

**પાટવી કુંવરનું આગમનઃ**—ઈ. સ. ૧૮૭૫ માં પાટવી કુંવર એડવર્ડે હિંદની મુલાકાત લીધી. તે પ્રસંગે આખા દેશે પોતાની રાજ્યભક્તિ પ્રદર્શિત કરી હતી. અફગાનિસ્તાનની બાબતમાં મતભેદ થવાથી નૉર્થબ્રૂકે રાજીનામું આપ્યું. પછી તેની જગાએ લૉર્ડ લિટન ગવર્નર જનરલ નીમાઈ આવ્યો.

## લૉર્ડ લિટન ( ૧૮૭૬–૧૮૮૦ ).

**દિલ્હી દરબારઃ**—લિટનની કારકિર્દીની શરૂઆતમાં વિકટોરિઆ રાણીએ 'મહારાણી' પદ ધારણ કર્યું. તે માટે લૉર્ડ લિટને દિલ્હીમાં મોટા ઠાઠમાઠથી દરબાર ભર્યો હતો.

**મદ્રાસમાં દુકાળઃ**—એના વખતમાં મદ્રાસમાં વરસાદ ન પડવાથી ભયંકર દુકાળ પડ્યો. આગગાડીની હાલના જેટલી સગવડ ન હોવાથી અનાજ પૂરૂં પાડી શકાયું નહિ. તેથી પચાસ લાખ માણસ મરી ગયાં.

**નવા કાયદા:**—લિટનનો કારભાર કડક હતો. દેશી ભાષામાં છપાતાં વર્તમાનપત્રોને મોઢે ડૂચો મારનારો કાયદો લિટને પસાર કર્યો. તેજ પ્રમાણે તેણે પરવાના વગર હથિયાર રાખવાની બંધી કરી.

**અફગાન વિગ્રહ:**—અફગાનિસ્તાનની બાબતમાં લિટને ચઢાઈની રાજનીતિ સ્વીકારી. સરહદના સવાલે ઘણું તીવ્ર સ્વરૂપ ધારણ કરવાથી અંગ્રેજોએ બલુચિસ્તાનમાં કવેટા શહેર કબજે કર્યું. લિટનના આ કૃત્યથી નાખુશ થઈ શેરઅલીએ રશિઅન એલચીને પોતાના દરબારમાં રાખ્યો. ત્યારે લિટને બ્રિટિશ સૈન્ય મોકલી શેરઅલીને હરાવી તેના છોકરા યાકુબખાનને ગાદીએ બેસાડ્યો. હવે અંગ્રેજ એલચી કાબુલમાં રહેવા લાગ્યો. થોડા સમય પછી અફગાન લોકોએ એકદમ બંડ કર્યું અને બ્રિટિશ એલચીનું ખૂન કર્યું. એટલે અફગાનિસ્તાન સાથે લડાઈ શરૂ થઈ. અંગ્રેજી લશ્કરે કાબુલ અને કંદહાર જીતી લીધાં. ત્યારે યાકુબખાને ગાદીનો ત્યાગ કર્યો. ત્યારપછી લિટન સ્વદેશ પાછો ફર્યો.

## લૉર્ડ રિપન (૧૮૮૦–૧૮૮૪).

**અફગાન યુદ્ધનો અંત:**—લિટન પછી ઉદારમતવાદી રિપન આવ્યો. તે વખતે અફગાન વિગ્રહ ચાલુજ હતો. અફગાનોએ મઈવાંડ આગળ અંગ્રેજોને હરાવ્યા અને બ્રિટિશ સૈન્ય કંદહારમાં ભરાયું. અફગાનોએ કંદહારને ઘેરો ઘાલ્યો. લૉર્ડ રિપને એક જબરૂં સૈન્ય આપી સર ફ્રેડરિક રૉબર્ટ્સ નામના સેનાપતિને અફગાનિસ્તાન મોકલ્યો. તેણે કાબુલ જીતી લીધું. પછી તેણે કંદહારને ઘેરો ઘાલનારાને હરાવી ત્યાં ઘેરાઇ રહેલાં બ્રિટિશ સૈન્યને છોડવ્યું. પછી દોસ્તમહંમદના વંશના અબ્દુલ રહેમાનને અમીરપદ આપી અંગ્રેજસૈન્ય અફગાનિસ્તાનમાંથી પાછું ફર્યું.

**સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના:**—સ્થાનિક સ્વરાજ્યનો કાયદો પસાર કરી રિપને મ્યુનિસિપૅલિટી અને લોકલ બોર્ડ—શહેર અને ગ્રામ્ય-સુધરાઈ ખાતાંની સ્થાપના કરી. તેમાં લોકનિયુક્ત સભાસદો નીમાવા લાગ્યા. તેથી સાર્વજનિક કામો અને પ્રતિનિધિતત્ત્વવાળી રાજ્યપદ્ધત્તિ માટે લોકોને શોખ ઉત્પન્ન થયો. જકાત, ઘરવેરા વગેરે કરો મૂકી આરોગ્ય, પાણીનો બંદો-

બસ્ત, રસ્તા, રસ્તે દીવાબત્તી વગેરે સાર્વજનિક કામકાજ મ્યુનિસિપૅલિટીઓ કરવા લાગી. ગામ ગામ વચ્ચે રસ્તા, ધર્મશાળા વગેરે લોકહિતનાં બાંધકામો ગ્રામ્ય સુધરાઈખાતાં–લોકલબોર્ડો કરવા લાગી. બંને સંસ્થાઓએ પ્રાથમિક શિક્ષણનું કામ પોતાને માથે રાખ્યું.

**લોકપ્રિય કામોઃ**—વેલેસ્લીના વખતથી મ્હૈસૂરના રાજ્યનો કારભાર બ્રિટિશોને હસ્તક ચાલતો હતો. ઇ. સ. ૧૮૮૧ માં લૉર્ડ રિપને મ્હૈસૂરના રાજાને રાજ્યનો કારભાર પાછો સોંપ્યો. તેણે વર્તમાનપત્રોને ગુંગળાવનારો કાયદો રદ કરી દેશી ભાષામાં છપાતાં વર્તમાનપત્રોને સરકારી કારભાર પર યોગ્ય ટીકા કરવાની છૂટ આપી. રિપને શિક્ષણ વિષય માટે એક કમિશન નીમી તે બાબતની અગત્યની ચર્ચા ચલાવી. તેણે ખાનગી શાળાઓને સરકારી મદદ આપી માધ્યમિક કેળવણીનો ફેલાવો કર્યો. ફોજદારી ગુનાવાળા યુરોપીઅન આરોપીનો ઈન્સાફ હિંદી ન્યાયાધીશો કરી શકે તે માટે ઇલ્બર્ટ બિલ નામનો કાયદાનો ખરડો તેણે ધારાસભામાં રજુ કર્યો, પણ દેશમાં વસતા સર્વ યુરોપીઅનોએ તે ખરડાની વિરુદ્ધ જોસભેર ચળવળ ચલાવ્યાથી એ ખરડો રિપનને પડતો મૂકવો પડ્યો. તેના આવાં કામોને લીધે રિપનની કારકિર્દી ઘણી લોકપ્રિય થઈ હતી. તેના પછી લૉર્ડ ડફરીન ગવર્નર જનરલ અને વાઇસરૉય તરીકે નીમાઈ આવ્યો.

## લૉર્ડ ડફરીન ( ૧૮૮૪–૧૮૮૮ ).

**રાષ્ટ્રીય મહાસભાઃ**—રિપને સ્થાનિક સ્વરાજ્યનો પાયો નાંખ્યો હતો. ઈ. સ. ૧૮૮૫ માં હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ. તેનું પહેલું અધિવેશન મુંબઈમાં થયું. આ સંસ્થાની સ્થાપના થવાથી રાજકીય વિષયોની ચર્ચા થવા લાગી અને ઘણા રાષ્ટ્રીય નેતાઓ બહાર પડવા લાગ્યા.

**અગત્યની બીનાઓઃ**—ઈ. સ. ૧૮૮૬ ની સાલથી રેલ્વે કંપનીની મુદત પૂરી થતાં રેલ્વેઓ સરકારે લઈ લેવાનું ધોરણ નક્કી થયું. ઈ. સ. ૧૮૮૭ માં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પચાસ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તે દરેક સ્થળે " સુવર્ણ મહોત્સવ " ઉજવવામાં આવ્યો.

**બ્રહ્મી વિગ્રહ** ( ૧૮૮૬ ):—ઉત્તર બ્રહ્મદેશમાં રાજધાની માંડલેમાં થિબા નામનો રાજા રાજ્ય કરતો હતો. અંગ્રેજ વેપારીઓને તે ત્રાસ આપતો હતો. વળી તેણે ફ્રેંચ સરકાર સાથે મૈત્રી કરી. તેથી ડફરીને તેનાપર ચઢાઈ મોકલી. એક પખવાડીઆમાં થિબાની હાર થઈ. ઉત્તર બ્રહ્મદેશ બ્રિટિશ મુલક સાથે જોડી દેવામાં આવ્યો. થિબાને તેનાં કુટુંબ સાથે રત્નાગિરીમાં નજર કેદમાં રાખ્યો.

## લૉર્ડ લૅન્સડાઉન ( ૧૮૮૮–૧૮૯૪ ).

**વાયવ્ય સરહદનો બંદોબસ્ત**:—ડફરીન પછી લૉર્ડ લૅન્સડાઉન આવ્યો. તેણે વાયવ્યસરહદનો પ્રશ્ન પાછો હાથ ધર્યો. સરહદપર કિલ્લેબંદી કરી તેણે સરહદને મજબૂત બનાવી. અફગાનિસ્તાનના અમીરને ઇંગ્લંડનો મિત્ર રાખવા ખાતર લૅન્સડાઉને તેને વરસદહાડે બાર લાખ રૂપીઆનું વર્ષાસન આપવા માંડ્યું. બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણ માટે તેણે હિંદી રાજ્યો પાસે સામ્રાજ્ય સેવાદળ રખાવ્યાં.

**બીજો કાઉન્સિલ ઍક્ટ** ( ૧૮૯૨ ):—સ્થાનિક સ્વરાજ્ય સંસ્થા અને રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાની અસર એ થઈ કે હિંદીઓ સનદશીર રાજ્યબંધારણની માગણી કરવા લાગ્યા. તેથી ૧૮૯૨ માં નવો કાઉન્સિલ ઍક્ટ પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી કાઉન્સિલના સભાસદોની સંખ્યામાં વધારો થયો. અમુક સંખ્યામાં સભાસદો લોકનિયુક્ત નીમાવા લાગ્યા. સભાસદોને વાર્ષિક અંદાજપત્રકપર ટીકા કરવાની છૂટ મળી. અને રાજ્યકારભારસંબંધની માહિતી મેળવવા માટે પ્રશ્ન પૂછવાનો હક તેમને મળ્યો.

## લૉર્ડ એલ્જિન ( ૧૮૯૪–૧૮૯૮ ).

**સંકટની પરંપરા**:—લૅન્સડાઉન પછી લૉર્ડ એલ્જિન આવ્યો. એની કારકિર્દીમાં ઘણાં સંકટ આવી પડ્યાં. ઈ. સ. ૧૮૯૪ માં ઠેકાણે ઠેકાણે હિંદુ મુસલમાન હુલ્લડો થયાં. ઈ. સ. ૧૮૯૫ માં મલબારમાં મોપલા લોકોએ બંડ કરી ઘણો અનર્થ કર્યો. ઈ. સ. ૧૮૯૬ માં મુંબઈમાં મરકીનો રોગ ફાટી નીકળ્યો અને તે આખા દેશમાં ઠેકાણે ઠેકાણે ફેલાયો. ઈ. સ. ૧૮૯૭ માં ઉત્તર હિંદુસ્થાનમાં મોટો દુકાળ પડ્યો અને ધરતીકંપથી ઘણું નુકસાન થયું.

ઈ. સ. ૧૮૯૮ માં વાયવ્ય સરહદપર આફ્રિદી વગેરે જાતોએ બંડ કર્યું તેથી સરહદપર ચઢાઈ લઈ જવી પડી.

**મહત્ત્વની બીનાઓઃ**—ઈ. સ. ૧૮૯૫ થી પ્રાંતિક લશ્કરોનું એકીકરણ થયું અને બધાં પ્રાંતિક લશ્કરોપર એક મુખ્ય સેનાપતિની હકૂમત ચાલવા લાગી. ઇ. સ. ૧૮૯૭ માં મહારાણીને રાજ્ય કરતાં સાઠ વર્ષ થયાં તેથી દિલ્હીમાં એક દબદબા ભરેલો દરબાર ભરી 'હીરક મહોત્સવ' ઉજવવામાં આવ્યો. એલ્જિન પછી લૉર્ડ કર્ઝન ગવર્નર જનરલ અને વાઇસરૉય થઈ આવ્યો.

## લૉર્ડ કર્ઝન (૧૮૯૯–૧૯૦૫).

**સરહદસંબંધે નવી રાજનીતિઃ**—વાયવ્ય સરહદની પેલી તરફ જઈ લશ્કરી છાવણીઓ નાંખવી એ ઘણું મુશ્કેલ અને ખર્ચાળ કામ હતું. તેથી કર્ઝને ત્યાંનાજ લોકોની પલટણો ઉભી કરી સરહદના બચાવની જુમ્મેદારી તેમનાપર નાંખી. વાયવ્ય સરહદનો નવો પ્રાંત બનાવી તે પર એક ચીફ કમિશનર કર્ઝને નીમ્યો. કર્ઝનનીજ કારકિર્દીમાં અફગાનિસ્તાનનો અમીર અબદુલ રહેમાનખાન મરણ પામ્યો. તેની જગાએ તેનો પુત્ર હબીબુલ્લાખાન ગાદીપર આવ્યો.

**સાતમાં એડવર્ડનું રાજ્યારોહણઃ**—ઇ. સ. ૧૯૦૧ ની સાલમાં મહારાણી વિક્ટોરિઆ મરણ પામ્યાં. તેમના પછી તેમના જ્યેષ્ઠ પુત્ર સાતમાં એડવર્ડ ગાદીપર આવ્યા. તેના રાજ્યારોહણ નિમિત્તે કર્ઝને મોટા ઠાઠમાઠથી દિલ્હીમાં દરબાર ભરી એ મહત્ત્વનો પ્રસંગ ઉજવ્યો.

**ઉપયોગી સુધારાઃ**—ઈ. સ. ૧૯૦૧ માં દક્ષિણ, ગુજરાત, સિંધ અને પંજાબમાં નહેરો, બંદો, વગેરેની યોજના કરવામાં આવી. તેથી પ્રજાને પાણીની સોઈ થઈ ખેતી પણ આબાદ થઈ. ખેડુતોને નાણાંની મદદ કરવા માટે પરસ્પર સહાયકારી યોજનાનુસાર સહાયકારી મંડળો સ્થાપવામાં આવ્યાં. દુકાળને વખતે ખેડુતોને મહેસૂલ માફ કરવાનો અને મુલતવી રાખવાનો અધિકાર જિલ્લાના અધિકારીને આપવામાં આવ્યો. મીઠાંપરનો અને પ્રાંતિક સરકારપરનો કર કમી થયો. ઈ. સ. ૧૯૦૪ માં કર્ઝને પ્રાચીન વસ્તુ સંરક્ષણનો કાયદો ઘડી જૂનાં ઐતિહાસિક મકાનોની મરામત કરાવી. વિશ્વવિદ્યા-

લયોની રચના બદલાઈ અભ્યાસક્રમ વધારવામાં આવ્યો. રાજપુત્રોની કેળવણી માટે કર્ઝને નવાં વિદ્યાલયો સ્થાપ્યાં.

**બંગભંગ** ( ૧૯૦૬ ):—બંગાળા પ્રાંત ઘણો મોટો હતો. તેથી કારભારમાં ઘણી હરકત પડતી હતી. તે દૂર કરવા માટે કર્ઝને પૂર્વ બંગાળા અને પશ્ચિમ બંગાળા એવા બે ભાગ કર્યા. આમ થવાથી એકત્ર બંગાળી પ્રજા બે ભાગમાં વહેંચાઈ જતી હતી. તેથી બંગાળી પ્રજામાં ઘણો અસંતોષ ઉત્પન્ન થયો. એ બંગભંગ રદ કરાવી બંગાળાને પાછું એકત્ર કરવા માટે બંગાળીઓએ ઘણી ઝુંબેસ ચલાવી. બૉયકૉટ–બ્રિટિશ માલ બહિષ્કારનું નવું શસ્ત્ર બંગાળી લોકે વાપર્યું. એ બંગભંગની ચળવળમાં બંગાળાના સુરેંદ્રનાથ બૅનરજી, મહારાષ્ટ્રના બાળ ગંગાધર ટિળક અને પંજાબના લાલા લજપતરાય જેવા લોકપ્રિય અને પ્રતિષ્ઠિત નેતાઓએ રાષ્ટ્રીય ચળવળમાં ઘણું જોમ ઉત્પન્ન કર્યું. ઈ. સ. ૧૯૦૬ માં કલકત્તામાં રાષ્ટ્રીય મહાસભાના અધિવેશનના અધ્યક્ષ દાદાભાઈ નવરોજજીએ સ્વરાજ્યને હિંદુસ્થાનનાં ધ્યેય તરીકે જાહેર કર્યું.

**નિઝામ સાથે નવો કરારઃ**—નિઝામનો વરાડ પ્રાંત ઘણા વખતથી અંગ્રેજોના તાબામાં હતો. નિઝામનાં દેવાંની તમામ બાકી હવે વસૂલ થઈ રહ્યાથી તે પ્રાંત નિઝામને પાછો આપવાનો પ્રસંગ આવ્યો. ત્યારે કર્ઝને નિઝામ સાથે નવો કરાર કરી વરાડ પ્રાંત કાયમના ભાડાપટાથી હંમેશને માટે મેળવ્યો. ઈ. સ. ૧૯૦૫ માં યુવરાજ અને યુવરાજ્ઞી હિંદુસ્થાનની મુલાકાતે આવ્યાં. તેમનું સ્વાગત કરી લૉર્ડ કર્ઝન ઇંગ્લંડ ગયો.

## લૉર્ડ મિંટો ( ૧૯૦૫–૧૯૧૦ ).

**અમીરની મુલાકાતઃ**—ઈ. સ. ૧૯૦૭ માં અમીર હબીબુલ્લાખાને હિંદુસ્થાનની મુલાકાત લીધી. એ મુલાકાતથી બંને દેશનો સ્નેહસંબંધ દઢ થયો અને સરહદ સંબંધની ચિંતા ઓછી થઈ.

**મોર્લી મિંટો સુધારાઃ**—બંગભંગ પછી રાષ્ટ્રીય સભાનું કામ જોસભેર ચાલવા લાગ્યું, લોકમાં જાગૃતિ ઘણી આવી અને દેશની રાજકીય આકાંક્ષાને ઘણું બળ મળ્યું. બ્રિટિશ માલના બહિષ્કારના વિષય ઉપર ઈ. સ. ૧૯૦૭ માં સુરતમાં મળેલી કૉંગ્રેસમાં બે તડ પડ્યાં. એક પ્રાગતિક તડના નેતા

સર ફિરોઝશાહ મહેરવાનજી મહેતા અને ગોપાળ કૃષ્ણ ગોખલે હતા અને બીજા રાષ્ટ્રીય પક્ષના નેતા બાળ ગંગાધર ટિળક અને બિપિનચંદ્ર પાલ હતા. સનદશીર પદ્ધત્તિથી ચળવળ ચલાવનારા લોકના મનનું સમાધાન કરવાના હેતુથી ભારતમંત્રી મોર્લી અને લૉર્ડ મિંટોએ સુધારાની એક નવી યોજના તૈયાર કરી. અને તે અન્વયે ઇંગ્લંડની પાર્લમેન્ટે ઈ. સ. ૧૯૦૯ માં 'કાઉન્સિલ ઍક્ટ' પસાર કર્યો. તેમાં મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભામાં લોકનિયુક્ત સભાસદોની સંખ્યા વધારવામાં આવી. અંદાજપત્રક પર વિચાર આપવા સભાસદોને વધુ હક મળ્યા. ગવર્નર અને ગવર્નર જનરલની કારોબારી સભામાં હિંદીઓ નીમાવા લાગ્યા. ધારાસભાઓની ચુંટણી દર ત્રણ વર્ષે કરવી એવું ઠરાવવામાં આવ્યું.

**અરાજક ચળવળઃ**—રાજકીય ચળવળ જોસબંધ ચાલવાને લીધે અરાજક ગુપ્ત કાવતરાં થવા લાગ્યાં. ઈ. સ. ૧૯૦૮ માં બંગાળામાં મુઝફ્ફરપુરમાં પહેલો બૉમ્બ ફૂટ્યો. વર્તમાનપત્રોમાં અને ભાષણો દ્વારા કડક ટીકા થવાને લીધે આ ગુપ્ત કાવતરાં થાય છે એમ કહી ઇ. સ. ૧૯૧૦ માં પ્રેસ ઍક્ટ અને સને ૧૯૧૧ માં સભાબંધીના કડક કાયદા સરકારે ઘડ્યા. કેટલાક નામાંકિત નેતાઓને દેશપાર કરવામાં આવ્યા. અને કેટલાકને કારાગ્રહમાં પૂરવામાં આવ્યા.

**શહેનશાહ પાંચમાં જ્યૉર્જઃ**—ઈ. સ. ૧૯૧૦ માં શહેનશાહ સાતમાં એડવર્ડ સ્વર્ગસ્થ થવાથી તેમના જ્યેષ્ઠ પુત્ર પાંચમાં જ્યૉર્જ હિંદુસ્થાનના સમ્રાટ થયા. એજ સાલમાં લૉર્ડ મિંટોની કારકિર્દી સમાપ્ત થઈ અને લૉર્ડ હાર્ડિંજની શરૂ થઈ.

## લૉર્ડ હાર્ડિંજ ( ૧૯૧૦–૧૯૧૬ ).

**મહારાજા જ્યૉર્જ અને મહારાણી મેરીનું આગમનઃ**—ઇ. સ. ૧૯૧૧ માં શહેનશાહ જ્યૉર્જ અને મહારાણી મેરી હિંદુસ્થાનમાં આવ્યાં. આમ શહેનશાહ તરીકે હિંદુસ્થાનની મુલાકાત લેનાર પાંચમાં જ્યૉર્જ પહેલાજ હતા. તેપરથી નવી રાજનીતિનો આરંભ થશે એમ લોકને લાગવા માંડ્યું. તા. ૧૨ મી ડીસેમ્બરે પોતાના રાજ્યારોહણ પ્રસંગે દિલ્હીમાં

મોટો દરબાર ભરી શહેનશાહે એક અગત્યનું જાહેરનામું કાઢ્યું. એ જાહેરનામાથી બંગભંગ રદ કરવામાં આવ્યો અને તેથી બંગાળીઓને સંતોષ થયો. રાજગાદી કલકત્તેથી દિલ્હી ખસેડવામાં આવી. નવું દિલ્હી શહેર બાંધવાની શરૂઆત થઈ. લડાઈમાં બહાદુરી બતાવવા માટે હિંદી સૈનિકોને 'વિકટોરિઆ ક્રૉસ'નો ચાંદ અપાવા માંડ્યો. રાજ્યારોહણ નિમિત્તે કેળવણીની પ્રગતિ માટે પચાસ લાખ રૂપીઆની વધુ મદદ જાહેર કરવામાં આવી.



બાદશાહ પંચમ જ્યૉર્જ.

**દક્ષિણ આફ્રિકામાં નિઃશસ્ત્ર અવરોધ**:—વેપાર અને નોકરી અર્થે ઘણા હિંદીઓ દક્ષિણ આફ્રિકામાં જઈ વસ્યા છે. ત્યાં નાગરિકત્વના હકને માટે બૅરિસ્ટર ગાંધીએ નિઃશસ્ત્ર અવરોધની શરૂઆત કરી. એ અવરોધથી ત્યાં કેટલાક હક હિંદીઓને મળ્યા.

**મહાયુદ્ધનો આરંભ** (૧૯૧૪):—યુરોપી રાજ્યો લશ્કર અને અરમારના જોરપર સંસ્થાનો સ્થાપવા અને વેપાર વધારવા કેટલાંક વર્ષો થયાં એકબીજા સાથે હરીફાઈ ચલાવી રહ્યાં હતાં. તેને પરિણામે મહાયુદ્ધ થવા પામ્યું. ઈ. સ. ૧૯૧૪ માં ઑસ્ટ્રિઆના રાજપુત્ર ફર્ડિનૅન્ડનું સેરાજેવો શહેરમાં ખૂન થયું. તેમાં સર્વિઆની સરકારનો હાથ છે એમ જાણી ઑસ્ટ્રિઅન સરકારે સર્વિઆ સામે યુદ્ધ જાહેર કર્યું. આ યુદ્ધમાં જર્મનીએ ઑસ્ટ્રિઆનો અને રશિઆએ સર્વિઆનો પક્ષ લીધો. રશિઆ અને ફ્રાન્સ વચ્ચે દોસ્તી હોવાથી જર્મનીએ બેલ્જિઅમ ચીરી ફ્રાન્સપર ચઢાઈ કરી. કેટલાંક વર્ષ ઉપર યુરોપી રાજ્યો વચ્ચે થયેલા કરાર પ્રમાણે કોઈપણ શત્રુસૈન્યે બેલ્જિઅમમાંથી પસાર થવું નહિ એવું ઠર્યું હતું. જર્મનીએ આ કરારનો ભંગ કર્યો માટે બેલ્જિઅમના રક્ષણાર્થે ઇંગ્લંડ યુદ્ધમાં જર્મની સામે પડ્યું. પછી આગળ જતાં ટર્કી અને બલગેરીઆ ઑસ્ટ્રિઆ–જર્મની તરફથી અને ઈટલી, રોમાનીઆ અને ગ્રીસ ઇંગ્લંડ ફ્રાન્સ વગેરે 'મિત્ર' રાજ્યો તરફથી લડાઈમાં ઉતર્યાં. તા. ૪ ઑગસ્ટ ૧૯૧૪ ને દિવસે ઇંગ્લંડે લડાઈની શરૂઆત કરી.

## લૉર્ડ ચેલ્મ્સફર્ડ (૧૯૧૬–૧૯૨૧).

**નિમણૂક:**—ઈ. સ. ૧૯૧૬ માં લૉર્ડ ચેલ્મ્સફર્ડની વાઇસરૉય તરીકે નિમણૂક થઈ. એની કારકિર્દીમાં ઘણી અગત્યની બાબતો બની હતી. જર્મનીની ડૂબકી મારતી આગબોટોએ સમુદ્ર ઉપર કેર વર્તાવ્યો, તેથી અમેરિકા પણ મિત્રરાજ્યો તરફથી લડાઈમાં ઉતર્યું. તેથી છેવટે ઑસ્ટ્રિઆ-જર્મનીની હાર થઈ અને તેઓને વર્સૈલ્સની સંધિ કરવી પડી (નવેંબર ૧૯૧૮).

**હિંદી સિપાઈઓની બહાદુરી:**—કૅનેડા, ઑસ્ટ્રેલિઆ વગેરે બ્રિટિશ સંસ્થાનો પ્રમાણે હિંદુસ્થાને પણ આ મહાયુદ્ધમાં સામ્રાજ્યને ઘણી મદદ કરી હતી. તેણે યુદ્ધના ખર્ચ માટે એક અબજ અને પચાસ કરોડ પાઉન્ડની રકમ મંજૂર કરી લાખો સૈનિકો પણ પૂરા પાડ્યા હતા. દેશી રાજ્યોએ પણ અણમોલ મદદ કરી હતી. લડાઈ શરૂ થતાંજ જર્મન લશ્કરને પૅરિસ પર ધસી જતું અટકાવવાનું ઘણું અગત્યનું કામ હિંદી સિપાઈઓએ બજાવ્યું. ટર્કી સામે મેસોપોટેમિઆમાં પણ હિંદી સિપાઈઓએ લડી ઘણો મુલક કબજે કર્યો. ઈ. સ. ૧૯૧૭ માં પૅલેસ્ટાઈન પ્રાંતમાં હિંદી સૈનિકોએ ટર્કીનાં જેરૂસલમ અને ડમાસ્કસ શહેરો જીતી લીધાં. ત્યારે ટર્કી મિત્રરાજ્યો સાથે સેવરીઝની સંધિ કરીને લડાઈમાંથી નીકળી ગયું. વળી પૂર્વ આફ્રિકામાં પણ હિંદી લશ્કરે ઘણી બહાદુરી કરીને જર્મનીનાં સંસ્થાનો જીતી લીધાં.

**મહાયુદ્ધનું પરિણામ:**—આ યુદ્ધમાં જર્મન નૌકાસૈન્યનો નાશ થયો. હ્રાઈન નદી જર્મની અને ફ્રાન્સની સરહદ ઠરી. જર્મની, ઑસ્ટ્રિઆ અને રશિઆમાં રાજાસત્તાક રાજ્ય નષ્ટ થઈ પ્રજાસત્તાક રાજ્ય થયાં. મહાયુદ્ધમાં સહાય કરવા માટે બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદુસ્થાનનો દરજ્જો ઉંચો થયો. વર્સૈલ્સની સંધિપર હિંદુસ્થાન તરફથી લૉર્ડ સિંહ અને બિકાનેરના મહારાજાએ સહી કરી. પ્રજા સંઘમાં પણ હિંદને સ્વતંત્ર સભાસદ તરીકે સ્થાન મળ્યું.

**ઈન્ફ્લ્યુએન્ઝાનો રોગ:**—મહાયુદ્ધના અરસામાં દુનીઆમાં ઈન્ફ્લ્યુએન્ઝા નામનો તાવનો રોગ ફાટી નીકળ્યો. એ રોગથી ઈ. સ. ૧૯૧૭–૧૯૧૮ માં હિંદુસ્થાનમાં સાઠ લાખ માણસ મરણ પામ્યાં.

**સામ્રાજ્ય પરિષદ** ( ૧૯૧૭ ):—આ વર્ષમાં ઇંગ્લંડમાં જે સામ્રાજ્ય પરિષદ ભરાઈ તેમાં હિંદુસ્થાનના પ્રતિનિધિ તરીકે લૉર્ડ સિંહ અને બિકાનેરના મહારાજાએ ભાગ લીધો. આ વખત પછી સામ્રાજ્યની પરિષદમાં હિંદી પ્રતિનિધિઓનો પણ સમાવેશ થવા લાગ્યો.

**મૉંટેગ્યુ–ચેલ્મ્સફોર્ડ રીપોર્ટ** ( ૧૯૧૯ ):—હિંદી પ્રજાની રાજકીય આકાંક્ષા વધતી ગઈ. ઈ. સ. ૧૯૧૬ માં દેશમાં સ્વરાજ્ય સંઘની સ્થાપના થઇ. એજ વર્ષમાં લખનૌમાં કૉંગ્રેસ મળી. તેમાં કૉંગ્રેસમાં પડેલાં તડ પાછાં સંધાઈ ગયાં અને બધી તરફથી સ્વરાજ્યની માગણીને ટેકો મળવા લાગ્યો. એજ કૉંગ્રેસ વખતે હિંદુ મુસલમાન નેતાઓ વચ્ચે કરાર થયો. તે કરારની રૂએ મુસલમાનોએ પણ સ્વરાજ્યની માગણીને ટેકો આપ્યો. મહાયુદ્ધ પ્રસંગે હિંદુસ્થાને સામ્રાજ્યને વફાદાર રહી કીમતી મદદ કરી હતી, તેથી ઇંગ્લંડનો પ્રજામત પણ હિંદુસ્થાનને અનુકૂળ થયો હતો. ભારત મંત્રી મૉંટેગ્યુ હિંદુસ્થાન આવ્યા અને તપાસ ચલાવી લોકમત જાણી લઈ તેણે અને ચેલ્મ્સફોર્ડે પાર્લમેન્ટને રીપોર્ટ કર્યો. તે અનુસાર ઈ. સ. ૧૯૧૯ માં પાર્લમેન્ટે સુધારાનો કાયદો પસાર કર્યો.

**સુધારાનો કાયદો** ( ૧૯૧૯ ):—આ કાયદાથી સામ્રાજ્યમાં સ્વરાજ્યનો હિંદુસ્થાનનો હક નક્કી કરવામાં આવ્યો. નવા મતદાર સંઘ ઉભા કરી કાઉન્સિલોમાં લોકનિયુક્ત સભાસદોનું મતાધિક્ય રાખવામાં આવ્યું. મધ્યસ્થ સરકાર માટે એક ધારાસભાને બદલે બે સભાઓ થઈ. તેમાંની એક લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી અને બીજી કાઉન્સિલ ઑફ સ્ટેટ કહેવાય છે. પ્રાંતિક-કારોબાર માટે બે વિભાગ પાડવામાં આવ્યા. એક વિભાગમાં 'અનામત' ખાતાંઓનો કારભાર રાખવામાં આવ્યો છે અને બીજા વિભાગને કારભારનાં કેટલાંક ખાતાં સોંપવામાં આવ્યાં છે. 'અનામત' ખાતાંઓનો કારભાર ગવર્નર અને તેની કારોબારી કાઉન્સિલ ચલાવે છે અને 'સોંપેલાં' ખાતાંઓનો કારભાર પ્રજાએ ચૂંટેલા પ્રધાનો ચલાવે છે. સોંપેલાં ખાતાંઓમાં કેળવણી, સ્થાનિક સ્વરાજ્ય વગેરે પ્રજાહિતવર્ધક વિષયોનો સમાવેશ થાય છે. લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી અને પ્રાંતિક કાઉન્સિલોને બજેટ–અંદાજપત્રકમાં કાપકૂપ કરવાનો અને તે આખું નામંજૂર કરવાનો હક આપવામાં આવ્યો

છે. આ કાયદાથી સંસ્થાન ખાતાંના મંત્રી પ્રમાણે ભારતમંત્રીને પણ હવે પગાર ઇંગ્લંડની તિજોરીમાંથી મળે છે. સંસ્થાનો પ્રમાણેજ હિંદુસ્થાનને ઇંગ્લંડમાં હાઇકિમિશનર નીમવાનો હક મળ્યો છે. ઉંચા હોદ્દાઓપર જ્યાં જ્યાં બની શકે ત્યાં હિંદીઓને નીમવાની રાજનીતિ કાયમ થઈ છે.

**રોલેટ કાયદો:**—સુધારાનો કાયદો પસાર થયો તોપણ અસ્વસ્થતા ઓછી થઈ નહિ. તેથી પોલિસ વગેરે અધિકારીઓને વધુ સત્તા આપતો રોલૅટ કાયદો સરકારે ઍસેમ્બ્લીમાં પસાર કરાવ્યો. આ કાયદો પસાર થવાથી પ્રજામાં ક્રોદ્ધ ઉત્પન્ન થયો. અને પ્રજાપક્ષના નેતા ગાંધીએ એ કાયદા વિરુદ્ધ સત્યાગ્રહની ચળવળ શરૂ કરી. મોહનદાસ કરમચંદ ગાંધીને પ્રજા 'મહાત્મા ગાંધી' ના નામથી બોલાવે છે. મોટાં મોટાં શહેરોમાં હુલ્લડો થયાં. અમૃતસરમાં જલિઅનવાલા બાગમાં એક સભા ભરાઈ હતી તે વિખેરવા માટે લશ્કર તરફથી ગોળીબાર કરવામાં આવ્યો હતો. એ ગોળીબારથી ઘણાં માણસો માર્યાં ગયાં અને તેથી વધારે ઘાયલ થયાં હતાં.

**અફગાન વિગ્રહ:**—ઈ. સ. ૧૯૧૯ માં અમીર હબીબુલ્લાનું ખૂન થયું અને રાજ્યપુત્ર અમાનુલ્લા અમીર થયો. હિંદુસ્થાનમાં જ્યારે અસંતોષ ફેલાઈ રહ્યો હતો ત્યારે તેણે સરહદપર સ્વારી કરી. પણ અફગાન સૈન્યની હાર થઈ અને રાવળપિંડીની સલાહ થઈ. આ સલાહથી અમીરની સ્વતંત્ર રાજામાં ગણના થવા લાગી. ત્યારપછી સરહદના લોકોએ બંડ કર્યું. તે બંડ પણ શમાવી દેવામાં આવ્યું.

**ખિલાફત અને અસહકારની ચળવળ:**—મહાયુદ્ધ વખતે ટર્કી સાથે થયેલી સલાહ હિંદી મુસલમાનોને પસંદ પડી નહિ. એ સલાહથી ખલીફની ધાર્મિક સત્તા ઓછી થાય છે એમ માની મુસલમાનોએ ખિલાફતની ચળવળ શરૂ કરી. અસહકાર અને ખિલાફતની ચળવળમાં હિંદુ મુસલમાન નેતાઓ એક થઈ ગયા. અને ઈ. સ. ૧૯૨૦ માં તેઓએ સરકાર સામે અસહકાર જાહેર કર્યો. ઈ. સ. ૧૯૨૦ ની કલકત્તાની કૉંગ્રેસની અસાધારણ બેઠકે આ નવી ચળવળને ટેકો આપ્યો. શાળાઓ, કોર્ટો, કાઉન્સિલો વગેરે સંસ્થાઓનો બહિષ્કાર કરવામાં આવ્યો અને ખાદીપ્રચારનું કામ પણ ચાલવા લાગ્યું.

**અન્ય બાબતો:—**એશર કમિટીની ભલામણ પ્રમાણે લશ્કરી હોદ્દાપર હિંદીઓની નિમણૂક થવા લાગી. તુરંગોના વહીવટમાં સુધારા થયા. જન્મ-દેશનિકાલની સજા પામેલા ગુનેગારોને આંદામાન મોકલવાનું બંધ કર્યું. દેશી રાજાઓનું 'નરેન્દ્રમંડળ' સ્થાપવામાં આવ્યું. ઈ. સ. ૧૯૨૧ માં શાહેનશાહના કાકા ડ્યૂક ઑફ કૅનૉટ 'નરેંદ્રમંડળ' અને નવી ધારા સભાનો સમારંભ કરવા હિંદુસ્થાન આવ્યા. દક્ષિણ આફ્રિકા વગેરે બ્રિટિશ સંસ્થાનોમાં વસતા હિંદીઓના હકનું રક્ષણ કરવા માટે હિંદી સરકારે ઘણી ખટપટ કરી.

ઈ. સ. ૧૯૨૧ માં ચેલ્મ્સફોર્ડની કારકિર્દી સમાપ્ત થઈ લૉર્ડ રીડિંગની શરૂ થઈ.

## લૉર્ડ રીડિંગ ( ૧૯૨૧–૧૯૨૬ ).

**પાટવી કુંવરનું આગમન:—**ઈ. સ. ૧૯૨૧ માં પ્રિન્સ ઑફ વેલ્સ પાટવી કુંવરની હિંદુસ્થાનમાં પધરામણી થઈ. તેણે દિલ્હીમાં મોટો દરબાર ભરી શાહેનશાહનો સંદેશો જાહેર કર્યો. તેમાં નવા સુધારાથી હિંદી રાષ્ટ્રની અભિવૃદ્ધિ થાઓ એવો ઉલ્લેખ હતો.

**ગંભીર પરિસ્થિતિ:—**ઈ. સ. ૧૯૨૧ ની સાલમાં રાજકીય વાતા-વરણ ઘણું ગરમ થયું હતું. મહાત્મા ગાંધી અને અલી બિરાદરોએ દેશભરમાં ફરી વળી એક વર્ષમાં સ્વરાજ્ય મેળવવાનો નિશ્ચય જાહેર કર્યો. અહિંસક અસહકાર કરી વખત આવે કર નહિ ભરવાની ચળવળ શરૂ કરવી પડશે એવું તેઓએ જાહેર કર્યું. સમજાવી પટાવી મેળવી લેવા માટે લૉર્ડ રીડિંગે નેતાઓની એક સભા બોલાવી. પણ તેથી કાંઈ કાર્યસિદ્ધિ થઈ નહિ. ગુજ-રાતમાં બારડોલીમાં સામુદાયિક ચળવળ શરૂ કરવાનું મહાત્મા ગાંધીએ મુકરર કર્યું. પણ એટલામાં ચૌરાચોરીમાં ભયંકર હુલ્લડ થયું, તેથી જોઈતું શાંત વાતા-વરણ નહિ હોવાથી મહાત્માજીએ સત્યાગ્રહની લડાઈ મુલતવી રાખી. તેણે નવો રચનાત્મક કાર્યક્રમ કાઢ્યો. ટિળક સ્વરાજફંડ ઉઘાડ્યું અને કૉંગ્રેસના એક કરોડ સભાસદ કરવાની ખટપટ કરી. ખાદીના પ્રચાર માટે મહાત્મા ગાંધીએ ઘણો શ્રમ લીધો. તેમણે અમદાવાદમાં એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપી જુદેજુદે સ્થળોએ રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ કાઢી. મલબારમાં મોપલાલોકે બંડ

કરી ઘણા અત્યાચાર કર્યાં. તેમને દાબીદેવા સરકારને સૈન્ય મોકલવું પડ્યું. ત્યારપછી અસહકારની ચળવળના ચઢતા જુવાળને અટકાવવા માટે સરકારે બંગાળાના દેશબંધુ દાસને, અલી બિરાદરોને અને મ. ગાંધીને તુરંગમાં પૂર્યા.

**સામ્રાજ્ય પરિષદ** (૧૯૨૧):—ઈ. સ. ૧૯૨૧ માં સામ્રાજ્ય પરિષદનું અધિવેશન થયું હતું. તેમાં ભારત મંત્રી, નામદાર શાસ્ત્રી અને કચ્છના રાજાએ ભાગ લીધો હતો. આ પરિષદમાં બ્રિટિશ સંસ્થાનોમાં વસતા હિંદીઓને બ્રિટિશ નાગરિકના સમાન હક મળવા જોઈએ એવો મહત્ત્વનો પ્રશ્ન નીકળ્યો હતો. પરિષદે સહાનુભૂતિપૂર્વક એ પ્રશ્નપર વિચાર ચલાવ્યો હતો. હિંદી સરકારને સંસ્થાનિક સરકારો સાથે સીધો વહેવાર ચલાવવાનો હક મળ્યો. લૉર્ડ રીડિંગે કૅનેડા અને ઑસ્ટ્રેલિઆમાં વસતા હિંદી લોક તરફ ચલાવાતી વર્તણૂક માટે તે સંસ્થાનોની સરકાર સાથે વાટાઘાટ કરવા ના. શાસ્ત્રીને રવાના કર્યા હતા.

**ફેર-નાફેર પક્ષ** (૧૯૨૨):—સરકારે કડક ઉપાયો યોજવાથી અસહકારની ચળવળનું જોર કમી થયું. દાસબાબુએ કેદમાંથી છૂટ્યા પછી કાઉન્સિલમાં દાખલ થઈ સરકારના કારભારમાં હરકત નાંખવા માટે નવો 'સ્વરાજ્ય પક્ષ' સ્થાપન કર્યો. રાષ્ટ્રીય પક્ષમાં અસહકારવાદી અને સ્વરાજ્યવાદી એવાં બે તડ પડ્યાં. ત્યારપછી સ્વરાજ્ય પક્ષમાંથી પ્રતિયોગી સહકારી પક્ષ ઉભો થયો. આ પક્ષ પ્રધાનવટું લઈ રાષ્ટ્રકાર્ય કરવા તૈયાર હતો. આમ તડો પડવાથી રાષ્ટ્રીય ચળવળનું જોર કમી થતું ગયું અને ઠેકાણે ઠેકાણે હિંદુ મુસલમાનોનાં હુલ્લડો પણ થવા લાગ્યાં.

**દેશી રાજ્યો બાબતઃ**—લૉર્ડ રીડિંગની કારકિર્દીમાં નાભા, ઇંદોર અને હૈદરાબાદના રાજ્યોની બાબતમાં ઘણા નાજુક પ્રશ્નો ઉપસ્થિત થયા. અવ્યવસ્થિત કારભારને લીધે નાભા અને ઇંદોરના રાજાઓને ગાદી છોડવી પડી. વરાડપ્રાંત પાછો મળવા સંબંધે નિઝામે પ્રશ્ન ઉઠાવ્યો ત્યારે હિંદુસ્થાન સરકારનો સાર્વભૌમ દરજ્જો લૉર્ડ રીડિંગે સ્પષ્ટ કરી દેખાડ્યો.

**તપાસ કમિટી અને કમિશનોઃ**—ઇંચકેપ નામની ખર્ચતપાસ કમિટીએ સરકારી ખર્ચમાં સવા ઓગણીસ કરોડ રૂપીઆનો ખર્ચ કમી થઈ શકશે એવો અભિપ્રાય આપ્યો. સરકારે એ કમિટીની કેટલીક ભલામણો

બહાલ રાખી ઈ. સ. ૧૯૨૩-૨૪ નું અંદાજપત્રક તૈયાર કર્યું. હિંદી વેપાર સંબંધે નીમેલી કમિટીએ સૂચવ્યા પ્રમાણે ઈ. સ. ૧૯૨૩ માં નવી 'ટૅરિફ બોર્ડ' નીમવામાં આવી. સ્કીન કમિટીની ભલામણો પ્રમાણે હિંદી તરુણોને સૅન્ડહર્સ્ટની લશ્કરી કૉલેજમાં લશ્કરી તાલીમ આપવા માટે ઈંગ્લંડ મોકલવાની શરૂઆત થઈ. ઇ. સ. ૧૯૧૯ ના નવા સુધારાના કાયદાથી રચાયેલી નવી રાજ્યઘટનાના ગુણાવગુણની તપાસ કરવા માટે નીમાયલી મડિમૅન કમિટિએ ઈ. સ. ૧૯૨૫ માં કેટલીક ભલામણો કરી. સરકારની રાજ્યનીતિ ખરેખરી બદલાયેલી હશે તો અમે સહકાર કરવા તૈયાર છીએ એવું દાસબાબુએ અને ઍની બીસાન્ટે જાહેર કર્યું. નવી પરિસ્થિતિ સંબંધે હિંદી વજીર સાથે વિચાર કરવા માટે લૉર્ડ રીડિંગ વિલાયત ગયો. હિંદી વજીર લૉર્ડ બર્કનહેડે રીડિંગને જણાવ્યું કે હિંદના બધા પક્ષો એકત્ર થઈ જાય તો હું કમિશન નીમવા તૈયાર છું. પછી ઈ. સ. ૧૯૨૬ માં લૉર્ડ રીડિંગની મુદ્દત પૂરી થયે લૉર્ડ અર્વિનની વાઈસરૉય તરીકે નિમણૂક થઈ.

## લૉર્ડ અર્વિન (૧૯૨૬–૧૯૩૧).


લૉર્ડ અર્વિન.

**રાજકીય પરિસ્થિતિઃ**—લૉર્ડ અર્વિનની કારકિર્દીના આરંભમાં દેશની સ્થિતિમાં ફેરફાર થયો. નેતાઓમાં મતભેદ થવાથી અસહકારનું જોર કમી થયું. તુરંગમાં આજારી થવાથી મ. ગાંધીને છોડી મૂકયા. દાસબાબુનું મરણ થવાથી સ્વરાજ્ય પક્ષનું નેતૃત્વ મોતીલાલ નેહરૂ પાસે ગયું. સ્વરાજ્ય પક્ષના એક નેતા

ના. પટેલ ઍસૅમ્બ્લીના અધ્યક્ષ થયા અને ઘણાખરા પ્રાંતોમાં લોકનિયુક્ત સભાસદો પ્રધાનવટે આવ્યા.

**સાઇમન કમિશનની નિમણૂક** ( ૧૯૨૮ ):—લૉર્ડ આર્વિને પરિસ્થિતિનું કાળજીથી નિરીક્ષણ કર્યું. ઈ. સ. ૧૯૧૯ ના સુધારાના કાયદામાં ફરમાવ્યા પ્રમાણે દસ વર્ષે ફરી રાજ્યદ્વારી તપાસ થવાની હતી. પરંતુ દસ વર્ષ પહેલાંજ રાજ્યઘટનામાં સુધારા થવા જોઈએ એવો લોકપક્ષી નેતાઓએ પોકાર ઉઠાવ્યો. હિંદી વજીરે પૂર્વે જાહેર કર્યા પ્રમાણે પાર્લમેન્ટે સાઇમન કમિશન નીમ્યું. પણ આગળના રિવાજ પ્રમાણે આ કમિશનમાં એક પણ હિંદીની નિમણૂક નહિ થવાથી દેશ નેતાઓએ આ કમિશનનો બહિષ્કાર કર્યો. ત્યારે લૉર્ડ અર્વિને હિંદીઓની એક જુદી સેંટ્રલ કમિટી નીમી. આ બંને કમિટીના જુદા રીપોર્ટ પ્રસિદ્ધ થયા છે.

**ગોળમેજી પરિષદ** ( ૧૯૩૦ ):—બંને કમિટીના રીપોર્ટને પ્રજા તરફથી જોઈએ તેવો ટેકો મળ્યો નહિ. તેથી લૉર્ડ આર્વિન ભારત મંત્રીની મુલાકાતે ઇંગ્લંડ ગયો. વિલાયતથી પાછા આવ્યા પછી લૉર્ડ અર્વિને જાહેર કર્યું કે સર્વ પક્ષના નેતાઓની અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની એક પરિષદ ભરી વિચાર ચલાવી નવી રાજ્યઘટના કરવામાં આવશે. જાહેરનામામાં કહ્યા પ્રમાણે હાલ લંડનમાં ગોળમેજી પરિષદ ભરાઈ છે. તેના કામકાજમાં ખુદ ઇંગ્લંડના વડા પ્રધાન મી. રામ્સે મૅકડોનાલ્ડે પ્રમુખપદ લીધું છે. ઘણી વાટાઘાટ ચાલ્યાં



મ. ગાંધી.

પછી ઘણી મહત્ત્વની બાબતમાં પ્રતિનિધિઓ એકમત થયા છે. પ્રથમ કૉંગ્રેસપક્ષ આ પરિષદથી અલગ રહ્યો હતો. પણ પછી ના. શાસ્ત્રી, સર તેજબહાદુર સપ્રુ અને શ્રીયુત જયકરના વચ્ચે પડવાથી મ. ગાંધી અને લૉર્ડ આર્વિન વચ્ચે કેટલીક સમજૂતી થયાથી કૉંગ્રેસના પ્રતિનિધિ તરીકે પરિષદમાં ભાગ લેવા મ. ગાંધી ઇંગ્લંડ ગયા છે. લૉર્ડ આર્વિનની મુદ્દત પૂરી થયાથી હાલમાં અર્લ વિલિંગડન વાઇસરૉય પદે છે.



અર્લ વિલિંગડન.

---

# મોગલ પાદશાહ

૧ બાબર ( ઈ. સ. ૧૫૨૬–૧૫૩૦ )

૨ હુમાયુ ( ૧૫૩૦–૪૦; ૧૫૫૫–૫૬ ) કામરાન અસ્કરી હિંદાલ

૩ અકબર ( ૧૫૫૬–૧૬૦૫ )

૪ જહાંગીર ( ૧૬૦૫–૧૬૨૭ ) દાનીઅલ મુરાદ

ખુશરૂ પર્વિઝ ૫ શાહજહાન ( ૧૬૨૭–૧૬૫૮ ) શહેરીઆર

દારા શુજા ૬ ઔરંગઝેબ ( ૧૬૫૮–૧૭૦૭ ) મુરાદ

૭ મુઅઝ્ઝિમ ઉર્ફે બહાદુરશાહ (૧૭૦૭–૧૭૧૨) અઝિમ અકબર કામબક્ષ

અઝિમુસ્શાન ખુજિસ્તાઅખ્તયાર ૮ જહાંદારશાહ (૧૭૧૨–૧૭૧૩)

૯ ફરૂખ્શિઅર ( ૧૭૧૩–૧૯ ) ૧૦ મહંમદશાહ ( ૧૭૧૯–૪૮ ) ૧૨ આલમગીર ( ૧૭૫૪–૧૭૫૯ )

૧૧ અહંમદશાહ ( ૧૭૪૮–૫૪ ) ૧૩ શાહ આલમ ( ૧૭૫૯–૧૮૦૬ )

૧૪ અકબર ( બીજો ) ( ૧૮૦૬–૧૮૩૭ )

૧૫ બહાદુરશાહ ( ૧૮૩૭–૧૮૫૮ )

# સતારાના છત્રપતિઓ



માલોજી મૃત્યુ ૧૬૨૦
દીપાબાઈ
શાહજી મૃ. ૧૬૬૪
જિજાબાઈ | તુકાબાઈ
શરીફજી
સંભાજી
૧ છત્રપતિ શિવાજી (૧૬૭૪–૮૦)
સઈબાઈ | સોયરાબાઈ
વ્યંકોજી (તાંજોરવંશ)
૨ સંભાજી (૧૬૮૦–૧૬૮૯)
યેસૂબાઈ
૩ રાજારામ (૧૬૮૯–૧૭૦૦)
તારાબાઈ | રાજસબાઈ
૫ શાહૂ (૧૭૦૮–૧૭૪૮)
સકવારબાઈ અને સગુણાબાઈ
(સતી)
૪ શિવાજી
(૧૭૦૦–૧૭૦૮)
સંભાજી (કોલ્હાપુરવંશ)
(૧૭૧૨–૧૭૬૦)
૬ રામરાજા (દત્તક)
(૧૭૪૯–૧૭૭૭)
૭ શાહૂ (બીજો)
(૧૭૭૭–૧૮૦૮)
૮ પ્રતાપસિંહ
(૧૮૦૮–૧૮૩૯)
૯ શાહજી
(૧૮૩૯–૧૮૪૮)

# પેશ્વાઓ



૧ બાળાજી વિશ્વનાથ ભટ (ઈ. સ. ૧૭૧૪–૧૭૨૦)
૨ બાજીરાવ (પહેલો) (૧૭૨૦–૧૭૪૦)
ચિમાજી આપા
સમશેર બહાદુર
સદાશિવરાવ
ભાઉસાહેબ
અલીબહાદુર (બાંધાનો નવાબ)
૩ નાનાસાહેબ (૧૭૪૦–૧૭૬૧)
રઘુનાથરાવ (મૃ. ૧૭૮૩)
આનંદીબાઈ (મૃ. ૧૭૯૪)
અમૃતરાવ
(દત્તક)
૭ બાજીરાવ (૧૭૯૬–૧૮૧૮)
ચિમાજી
નાનાસાહેબ (દત્તક)
વિશ્વાસરાવ
(મૃ. ૧૭૬૧)
૪ માધવરાવ
(૧૭૬૧–૧૭૭૨)
૫ નારાયણરાવ
(૧૭૭૨–૧૭૭૩)
ગંગાબાઈ મૃ. ૧૭૭૭
૬ સવાઈ માધવરાવ
(૧૭૭૩–૧૭૯૫)

# હિંદુસ્થાનના ગવર્નર-જનરલો.

| | | |
|---|---|---|
| ૧ | વૉરન હેસ્ટિંગ્સ | ૧૭૭૪–૮૫ |
| ૨ | લૉર્ડ કૉર્નવૉલિસ | ૧૭૮૬–૯૩ |
| ૩ | સર જૉન શોર | ૧૭૯૩–૯૮ |
| ૪ | લૉર્ડ વેલેસ્લી | ૧૭૯૮–૧૮૦૫ |
| ૫ | કૉર્નવૉલિસ ( બીજી વાર ) | ૧૮૦૫ મૃ. |
| ૬ | સર જ્યૉર્જ બાર્લો | ૧૮૦૫–૦૭ |
| ૭ | લૉર્ડ મિંટો | ૧૮૦૭–૧૩ |
| ૮ | ,, હેસ્ટિંગ્સ | ૧૮૧૩–૨૨ |
| ૯ | ,, ઍમ્હર્સ્ટ | ૧૮૨૩–૨૮ |
| ૧૦ | ,, બૅાંટિંક | ૧૮૨૮–૩૫ |
| ૧૧ | સર ચાર્લ્સ મેટકાફ | ૧૮૩૫–૩૬ |
| ૧૨ | લૉર્ડ ઑકલંડ | ૧૮૩૬–૪૨ |
| ૧૩ | ,, એલેનબરો | ૧૮૪૨–૪૪ |
| ૧૪ | ,, હાર્ડિંજ | ૧૮૪૪–૪૮ |
| ૧૫ | ,, ડલહાઉસી | ૧૮૪૮–૫૬ |

**વાઇસરૉય.**

| | | |
|---|---|---|
| ૧૬ | લૉર્ડ કૅનિંગ | ૧૮૫૬–૬૨ |
| ૧૭ | ,, એલ્જિન | ૧૮૬૨–૬૩ |
| ૧૮ | ,, લૉરેન્સ | ૧૮૬૪–૬૯ |
| ૧૯ | ,, મેયો | ૧૮૬૯–૭૨ |
| ૨૦ | ,, નૉર્થબ્રૂક | ૧૮૭૨–૭૬ |
| ૨૧ | ,, લિટ્ન | ૧૮૭૬–૮૦ |
| ૨૨ | ,, રિપન | ૧૮૮૦–૮૪ |
| ૨૩ | ,, ડફ્રીન | ૧૮૮૪–૮૮ |
| ૨૪ | ,, લૅન્સડાઉન | ૧૮૮૮–૯૪ |
| ૨૫ | ,, એલ્જિન | ૧૮૯૪–૯૮ |
| ૨૬ | ,, કર્ઝન | ૧૮૯૮–૧૯૦૫ |
| ૨૭ | ,, મિંટો | ૧૯૦૫–૧૦ |
| ૨૮ | ,, હાર્ડિંજ | ૧૯૧૦–૧૫ |
| ૨૯ | ,, ચેલ્મ્સફર્ડ | ૧૯૧૬–૨૧ |
| ૩૦ | ,, રીડિંગ | ૧૯૨૧–૨૬ |
| ૩૧ | ,, અર્વિન | ૧૯૨૬–૩૧ |
| ૩૨ | ,, વિલિંગ્ડન | ૧૯૩૧ થી ચાલુ |

---

# અગત્યની બીનાઓની સાલ.

| | |
|---|---|
| સિકંદરની સ્વારી ઈ. સ. પૂ. | ૩૨૬ |
| શંકરાચાર્યનો જન્મ ઈ. સ. | ૭૮૮ |
| હિજરી સનની શરૂઆત | ૬૨૨ |
| મહંમદ કાસીમની સ્વારી | ૭૧૨ |
| સોમનાથની સ્વારી | ૧૦૨૪ |
| થાણેશ્વરની પહેલી લડાઈ | ૧૧૯૧ |
| ,, ,, બીજી ,, | ૧૧૯૩ |
| દિલ્હીમાં સુલતાનશાહીની સ્થા. | ૧૨૦૬ |
| દેવગિરીપર સ્વારી | ૧૨૯૪ |
| વિજયનગરની સ્થાપના | ૧૩૩૬ |
| બ્રાહ્મણી રાજ્યની સ્થાપના | ૧૩૪૭ |
| તૈમૂરલંગની સ્વારી | ૧૩૯૮ |
| વાસ્કો ડી ગામાનું આગમન | ૧૪૯૮ |
| પાણિપતનું પહેલું યુદ્ધ | ૧૫૨૬ |
| સિક્રીની લડાઈ | ૧૫૨૭ |
| સરહિંદની લડાઈ | ૧૫૫૫ |

# અગત્યની બીનાઓની સાલ

| | | | |
|---|---|---|---|
| પાણિપતનું બીજું યુદ્ધ | ૧૫૫૬ | પાણિપતની ત્રીજી લડાઈ | ૧૭૬૧ |
| તાલીકોટની લડાઈ | ૧૫૬૫ | રાક્ષસભુવનની લડાઈ | ૧૭૬૩ |
| બ્રિટિશ ઇંડિઆ કંપનીની સ્થા. | ૧૬૦૦ | બક્સારની લડાઈ | ૧૭૬૪ |
| સુરતમાં કોઠી | ૧૬૧૨ | અલાહબાદના કરાર | ૧૭૬૫ |
| નિઝામશાહીનો અંત | ૧૬૩૭ | નારાયણરાવનું ખૂન | ૧૭૭૩ |
| મદ્રાસની સ્થાપના | ૧૬૩૯ | રેગ્યુલેટિંગ ઍક્ટ | ૧૭૭૩ |
| અફઝુલખાનનો વધ | ૧૬૫૯ | સુરતના કરાર | ૧૭૭૫ |
| શાહજીનું મૃત્યુ | ૧૬૬૪ | સાલબાઈની સંધિ | ૧૭૮૨ |
| શિવાજીનું દિલ્હી જવું | ૧૬૬૬ | પિટનો કાયદો | ૧૭૮૪ |
| મુંબઈમાં કોઠી | ૧૬૬૮ | મૅંગલોરની સલાહ | ૧૭૮૪ |
| શિવાજીનો રાજ્યાભિષેક | ૧૬૭૪ | શ્રીરંગપટ્ટણની સલાહ | ૧૭૯૨ |
| ઔરંગઝેબની દક્ષિણપર સ્વારી | ૧૬૮૩ | મહાદજીનું મૃત્યુ | ૧૭૯૪ |
| આદિલશાહીનો અંત | ૧૬૮૬ | કુર્દલાની લડાઈ | ૧૭૯૫ |
| કુતુબશાહીનો અંત | ૧૬૮૭ | સવાઈ માધવરાવનું મૃત્યુ | ૧૭૯૫ |
| સંભાજીનો વધ | ૧૬૮૯ | નાના ફડનવીસનું મૃત્યુ | ૧૮૦૦ |
| કલકત્તાની સ્થાપના | ૧૬૮૯ | વસઈની સંધિ | ૧૮૦૨ |
| રાજારામનું મૃત્યુ | ૧૭૦૦ | અમૃતસરની સંધિ | ૧૮૦૯ |
| પેશ્વાઈની શરૂઆત | ૧૭૧૪ | પેશ્વાઈનો અંત | ૧૮૧૮ |
| સ્વરાજ્યની સનદ | ૧૭૧૯ | યેંદબૂની સલાહ | ૧૮૨૬ |
| ડભોઈની લડાઈ | ૧૭૩૧ | સિપાઈઓનો બળવો | ૧૮૫૭ |
| ભોપાળની લડાઈ | ૧૭૩૮ | રાણીનો ઢંઢેરો | ૧૮૫૮ |
| વસઈનું પડવું | ૧૭૩૯ | પહેલો કાઉન્સિલ ઍક્ટ | ૧૮૬૧ |
| નાદિરશાહની સ્વારી | ૧૭૩૯ | સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના | ૧૮૮૩ |
| નિઝામઉલ્મુલ્કનું મૃત્યુ | ૧૭૪૮ | રાષ્ટ્રીય સભાની સ્થાપના | ૧૮૮૫ |
| અબદલીની સ્વારી | ૧૭૪૮ | બીજો કાઉન્સિલ ઍક્ટ | ૧૮૯૨ |
| શાહૂનું મૃત્યુ | ૧૭૪૮ | મહારાણી વિક્ટોરિઆનું મૃત્યુ | ૧૯૦૧ |
| આર્કોટનો ઘેરો | ૧૭૫૧ | મોર્લીમિંટો સુધારા | ૧૯૦૯ |
| પ્લાસીની લડાઈ | ૧૭૫૭ | દિલ્હી દરબાર | ૧૯૧૧ |
| ઉદગીરની લડાઈ | ૧૭૬૦ | મહાયુદ્ધ | ૧૯૧૪–૧૯૧૮ |
| વૉંદિવૉશની લડાઈ | ૧૭૬૦ | મૉંટેગ્યુ ચેલ્મ્સફર્ડ સુધારા | ૧૯૧૯ |
| | | ગોળમેજી પરિષદ | ૧૯૩૦ |

# રાજવંશોની યાદી.

## પ્રાચીન.

| | | | |
|---|---|---|---|
| શિશુનાગ વંશ | ઈ. સ. પૂ. ૬૪૨–૪૧૩. | ગુપ્ત વંશ | ઈ. સ. ૩૨૦–૬૦૬. |
| નંદ વંશ | ,, ,, ૪૧૩–૩૨૨. | પરમાર વંશ | ,, ૮૦૦–૧૩૧૦. |
| મોર્ય વંશ | ,, ,, ૩૨૨–૧૮૫. | પૂર્વ ચાલુક્ય વંશ | ,, ૬૦૦–૭૪૭. |
| શુંગ વંશ | ,, ,, ૧૮૫—૭૩. | ઉત્તર ચાલુક્ય વંશ | ,, ૯૭૩–૧૧૮૯. |
| આંધ્ર વંશ | ,, ૭૩–ઈ. સ. ૨૨૫. | | |

## અર્વાચીન.

| | | | |
|---|---|---|---|
| ૧. ગીઝની વંશ | ઈ. સ. ૯૬૭–૧૧૮૬ | ૨. ઘોરી વંશ | ઈ. સ. ૧૧૮૬–૧૨૦૬ |
| ૩. ગુલામ વંશ | ,, ૧૨૦૬–૧૨૯૦ | ૪. ખિલજી વંશ | ,, ૧૨૯૦–૧૩૨૦ |
| ૫. તઘલખ વંશ | ,, ૧૩૨૦–૧૪૧૪ | ૬. સૈયદ વંશ | ,, ૧૪૧૪–૧૪૫૦ |
| ૭. લોદી વંશ | ,, ૧૪૫૦–૧૫૨૬ | વિજયનગરનું રાજ્ય | ૧૩૩૬–૧૫૬૫ |

| | |
|---|---|
| બ્રાહ્મણી રાજ્ય | ઈ. સ. ૧૩૪૭–૧૫૨૬ |
| અહમદનગરની નિઝામશાહી | ,, ૧૪૮૯–૧૬૩૭ |
| બિજાપુરની આદિલશાહી | ,, ૧૪૮૯–૧૬૮૬ |
| ગોવલકોંડાની કુતુબશાહી | ,, ૧૫૧૮–૧૬૮૭ |

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૨૦ | આર્યસંસ્કૃાત | આર્યસંસ્કૃતિ |
| ૧૧ | ૧૦ | શુદ્ર | શૂદ્ર |
| ૧૨ | ૧૨ | વાલ્મીકી | વાલ્મીકિ |
| ૧૩ | ૨૭ | પુલ | પૂલ |
| ૧૭ | ૧૪ | ધમ | ધર્મ |
| ૨૫ | ૧ | બૉબલોન | બૅબિલોન |
| ૫૨ | ૧૮ | સમરાસેંહ | સમરસિંહ |
| ૫૨ | ૨૪ | માંડ્યા | માંડ્યો |
| ૫૬ | ૨૦ | રાઝયા | રઝિયા |
| ૭૪ | ૧૪ | સન્યનં | સૈન્યને |
| ૮૪ | ૧૦ | પૂવ | પૂર્વે |
| ૮૮ | ૨૩ | તયાર | તૈયાર |
| ૧૦૩ | ૯ | છપો | છૂપો |
| ૧૨૮ | ૧૦ | કાગદ | કાસદ |
| ૧૩૦ | ૧૫ | આગ્રે | દિલ્હી |
| ૧૬૨ | ૨૩ | હારપત | હરિપંત |
| ૧૬૨ | ૨૫ | તેને | તેમને |
| ૧૬૩ | ૨૭ | ટિળેકર | ટિળેકર |
| ૧૬૭ | ૧૧ | મોરાબા | મોરોબા |
| ૧૯૦ | ૧૫ | ઘેરા | ઘેરો |
| ૧૯૫ | ૧૩ | રક્ષણાથ | રક્ષણાર્થે |
| ૨૦૪ | ૫ | આં | આ |
| ૨૦૭ | ૨૧ | એ | એક |
| ૨૧૬ | ૩ | પેશ્વા, | પેશ્વા |
| ૨૨૬ | ૨૪ | સર્વાપરી | સર્વોપરી |
| ૨૩૯ | ૨૩ | અવ્યવાસ્થત | અવ્યવસ્થિત |